નાચે તુરંગ ગજ શબ્દ કરે મહાન!
એવું રણે નૃપતિનું બળવાન સૈન્ય,
ભેદાય છે તિમિર જેમ રવિ કરેથી,
છેદાય શીઘ્ર તેમ તે તુજ કીર્તનેથી. ૪૨

બર્છી થકી હણિત હસ્તિ રુધિર વહે છે;
યોદ્ધા પ્રવાહ થકી આતુર જ્યાં તરે છે,
એવા યુદ્ધે અજીત શત્રુ જીતે, જનો તે-
ત્વત્પાદ પંકજ રૂપી વન શર્ણ લે જે. ૪૩

જ્યા ઊછળે મગર મચ્છ તરંગ ઝાઝા,—
ને વાડવાગ્નિ ભયકારી થકી ભરેલા,
એવાજ સાગર વિષે સ્થિત નાવ જે છે,
તે નિર્ભયે તુજતણા સ્મરણે તરે છે ૪૪

જે છે નમ્યા ભયદ રોગ જળોદરેથી,
પામ્યા દશા દુ:ખદ આશા ન દેહ તેથી,
ત્વત્પાદ-પદ્મ રજ અમૃત નિજ દેહે-
ચોળે, બને મનુજ કામ સમાન રૂપે! ૪૫

બેડી જડી પગથી છેક ગળા સુધીની,
તેની ઝીણી અણીથી જાંગ ઘસાય જેની;
એવા અહોનિશ જપે તુજ નામ મંત્ર,
તો તે જનો તુરત થાય રહિત બંધ! ૪૬

જે મત્ત હસ્તિ અહિ, સિંહ દવાનલાગ્નિ,
સંગ્રામ સાગર જળોદર બંધનોથી,
પેદા થયેલ ભય, તે ઝટ નાશ પામે!
તારૂં કરે સ્તવન આ મતિમાન પાઠે! ૪૭

આ સ્તોત્ર માળ તુજના ગુણુની ગુંથી મેં,
ભક્તિ થકી વિવિધ વર્ણ રૂપજ પુષ્પે;
તેને જિનેંદ્ર ! જન જે નિત કંઠ નામે,
તે **માનતુંગ** અવશા શુભ લક્ષ્મી પામે ૪૮

---

## શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર

(હરિગીત છંદ)

કલ્યાણ મંદિર અને, ઉદાર ઇચ્છિત અપવે;
દાતા અભય ભયભીતને, સમર્થ દુરિત કાપવે,
સંસાર દરિયે ડુબતાને, નાવ રૂપે જે વળી;
નિર્દોષ પ્રભુના પદકમળને, પ્રથમ હું પ્રેમે નમી, ૧

સાગર સમા જેના મહિમાની, સ્તુતિ કરવા વિષે,
વિશાળ બુદ્ધિ સુરગુરૂ તે, છેક શકિત હીણુ દીસે;
વળી કમઠ કેરા ગર્વને જે બાળવે અગ્નિ અરે,
તીર્થેશની સ્તુતિ કરીશજ, તેમની હું તો ખરે ૨

સામાન્ય રીતે પણુ તમારા, રૂપને વિસ્તારવા,
જિનરાજ ! શકિતમાન, દુર્લભ મૂઢ મુજસમ છે થવા,
દિન અંધ ધીરજવાન બચ્ચું, ઘુવડનું જે તેહથી,
નહિ સૂર્ય કેરા રૂપને, વર્ણવી શકાશે સ્નેહથી. ૩

અનુભવ કરે તુજ ગુણુતણો, જન મોહના ટળવા થકી,
નહિ પાર પામે નાથ ! તે પણુ આપ ગુણ ગણુતાં કદી;
જેમ પ્રલયકાળ વડે ખસેલા, જળ થકી સમુદ્રના,
ખુલ્લા થયેલા રત્ન ઢગલા, કો'થી માપી શકાય ના ૪

દેદીપ્યમાન અસંખ્ય ગુણની, ખાણ નાથ તમારી હું;
આરંભતો કરવા સ્તુતિ, પણ મંદ બુદ્ધિમાન છું ! !
શુ બાળ પણ કે'તું નથી, લંબાવી બેઉ હાથને;
નિજ બુદ્ધિના અનુસારથી, ઉદધિ તણા વિસ્તારને. ૫

હે ઈશ ! યોગી પણ તમારા, ગુણ જે ન કહી શકે !
સામર્થ્ય મારૂ ક્યાંથી વર્ણન મુજથી તેનું થઇ શકે ?
વિચાર વિણનું કાર્ય આ, દેખાય મારૂ તેહથી,
પણ પક્ષી શું પોતાતણી, ભાષા કહો વદતાં નથી ? ૬

અચિંત્ય મહિમાવાન, સ્તુતિ આપની જિનવર અરે,
તુમ નામ પણ સંસારથી, ત્રૈલોકનુ રક્ષણ કરે;
જેમ ગ્રીષ્મ કેરા સખત તાપ– વડે મુસાફર જે દુ:ખી,
તે થાય કમળ તલાવ કેરા, શીતળ વાયુથી સુખી ૭

હે સ્વામી આપ હૃદય વિષે, આવો તદા પ્રાણી તણા,
ક્ષણમાત્રમાં દ્રઢ કર્મ બંધન, જાય તૂટી જગતમાં,
વનના મયૂરો મધ્યમાં, જેવી રીતે આવ્યા થકી,
ચંદન તણા તરુથીજ, સર્પો સદ્ય છૂટે છે નકી ૮

દર્શન અહો જિનેન્દ્ર ! માત્ર મનુષ્યને જો થાય છે,
તો સેંકડો દુ:ખ ભય ભરેલા, સ્હેજમાં ટળી જાય છે,
ગોવાળ કિંવા સૂર્ય તેજસ્વી- તણા દીઠા થકી,
પશુઓ મૂકાયે સદ્ય જેવાં, નાસતા ચોરો થકી. ૯

તારક તમે જિનરાજ !, કેવી રીતથી સંસારીના ?
તમને હૃદયમાં ધારી, ઉલટા તારતા સંસારીઆ !
આશ્ચર્ય છે પણ ચર્મ કેરી મસકથી સાચુ ઠરે;
અંદર ભરેલા વાયુના, આધારથી જળને તરે ! ૧૦

હરિ હર અને બ્રહ્માદિના, પ્રભાવને જેણે હણ્યો,
ક્ષણ માત્રમાં તે રતિપતિને, સ્હેજમાં આપે હણ્યો:
જે પાણી અગ્નિ અન્યને, બુઝાવતું પળવારમાં,
તે પાણીને વડવાનળે, પીધુ ન શુ ક્ષણવારમાં ? ૧૧

હે સ્વામિ ! અતિશય ભારવાળા, આપને પામ્યા પછી,
કેવી રીતે પ્રાણી અહો ! નિજ હૃદયમાં ધાર્યા થકી,
અતિ લઘુપણે ભવરૂપ દરિયો, સ્હેજતાં તરી જાય છે !
અથવા મહાન જનોતણો, મહિમા અચિંત્ય ગણાય છે, ૧૨

હે પ્રભુ ! જ્યારે પ્રથમથી, આપે હણ્યો તો ક્રોધને,
આશ્ચર્ય ત્યારે કેમ બાળ્યા, કર્મરૂપી ચોરને !
અથવા નહી આ અવનીમાં શુ, દેખવામાં આવતું ?
શીતળ પડે જે હીમ તે, લીલા વનોને બાળતું ! ૧૩

હે જિન ! યોગી આપને, પરમાત્મ રૂપેથી સદા:
નિજ હૃદય કમળે જ્ઞાનરૂપી, ચક્ષુથી અવલોકતાં,
પુનિત નિર્મળ કાંતિવાળા, કમળનું બી સંભવે,
શુ કમળ કેરી કર્ણિકાના, મધ્યવિણ બીજે સ્થળે ? ૧૪

ક્ષણ માત્રમા જિનરાજ ! ભવિજન આપ કેરા ધ્યાનથી,
પામે દશા પરમાત્મની, તજી દેહને પ્રભુ જ્ઞાનથી,
જેમ તીવ્ર અગ્નિ તાપથી, મિશ્રિત ધાતુ હોય તે,
પત્થરપણાને ત્યાગીને, તત્કાળ સોનું થાય છે ! ૧૫

હે જિન ! હમેશાં ભવ્યજન જે, દેહના અંતર વિષે,
ધરતા તસારૂ ધ્યાન, તેનો નાશ કરતા કેમ તે !
અથવા સ્વભાવ મહાજન, મધ્યસ્થનો એવો સદા,
વિગ્રહ તણો કરી નાશ ને, શાંતિ પ્રસારે ઉભયથા. ૧૬

નહિ ભેદ હે પ્રભુ! આપને, આત્મા વિષે એ બુદ્ધિથી,
ચિંતન કરે પંડિત અહીં તે, આપ સમ થાયે નકી,
જે જળ વિષે શ્રદ્ધા થકી અમૃતતણુ સિંચન કરે,
તે જળ ખરેખર વિષના, વિકારને શું ના હરે? ૧૭

તમનેજ અજ્ઞાને રહિત, પરધર્મી પણ નામાંતરે,
વિભુ! હરિહરાદિક બુદ્ધિથી, નિશ્ચય કરી પામે ખરે,
કમળા તણા રોગેથી જેનાં, નેત્ર પ્રભુ! પીળાં રહે;
તે સાફ ધોળા શંખને શુ પીતવર્ણી નહિ કહે? ૧૮

ધર્મોપદેશ તણા સમયમાં, આપના સહવાસથી,
તરુ પણ અશોકજ થાય, તો શું મનુજનું કે'વુ પછી,
જેમ સૂર્યના ઉગ્યા થકી, ન માત્ર માનવી જાગતા,
પણ વૃક્ષ પલ્લવ પુષ્પ સાથે, સ્હેજમાં પ્રફુલ્લિત થતા ૧૯

ચારે દિશાએ દેવ જે, પુષ્પો તણી વૃષ્ટિ કરે,
આશ્ચર્ય નીચાં મુખવાળાં, ડીટથી તે કેમ પડે?
હે મુનીશ! અથવા આપનું સાંનિધ્ય જવ પમાય છે,
પંડિત અને પુષ્પોતણાં, બંધન અધોમુખ થાય છે! ૨૦

જે આપના ગંભીર હૃદયના, સમુદ્રમાંથી ઉપજે;
તે વાણીમાં અમૃતપણું, લોકો કહે તે સત્ય છે,
કારે કરીને પાન, પરમાનંદને ભજતા થકા;
ભવિજન અહો એથી કરીને, શીઘ્ર અજરામર થતા. ૨૧

દેવો વીંઝે જે પવિત્ર ચામર, સ્વામિ! આપ સમીપ તે;
હું ધારૂં છું નીચા નમી, ઊંચા જતાં એમજ કહે,
"મુનિ શ્રેષ્ઠ" એવા પાર્શ્વને, જે નમન કરશે સ્નેહથી;
તે શુદ્ધ ભાવિ ઉર્ધ્વ ગતિને, પામશે નિશ્ચય થકી, ૨૨

સુવર્ણ રત્નોથી બનેલા, ઊજળા સિંહાસને,
ગંભીર વાણી વાનરૂપે, શ્યામ સ્વામી આપને,
ઉત્સુક થઈને ભવ્યજન, રૂપી મયૂરો નીરખે,
મેરુ શિરે અતિ ગાજતા, નભ મેઘસમ પ્રીતિ વડે! ૨૩

ઊંચે જતી તુમ શ્યામ, ભામંડળ તણી કાંતિ વડે,
લોપાય રંગ અશોક કેરા, પાનનો સ્વામિ ખરે;
પ્રાણી સચેતન તો પછી, વીતરાગ! આપ સમાગમે,
રે કોણ આ સંસારમા, પામે નહી વૈરાગ્યને? ૨૪

"રે રે પ્રમાદ તજો, અને આવી ભજો આ નાથને!"
જે મોક્ષપુરી પ્રત્યે જતા, વ્યાપારી પાર્શ્વનાથને!"
સુર દુંદુભીનો શબ્દ જે, આકાશમા વ્યાપી રહે,
હું માનુ છુ હે દેવ! તે ત્રૈલોકને એમ જ કહે ૨૫

હે નાથ, આ ત્રૈલોકમાં, પ્રકાશ જવ આપે કર્યો,
તારા સહિત આ ચંદ્રમા, તવ હીણ અધિકારી ઠર્યો,
મોતી સમૂહે શોભતા, ત્રણ છત્રના મીશે કરી;
(તે) આવ્યો પ્રભુની પાસ નક્કી, રૂપ ત્રણ જાણે ધરી ૨૬

કીર્તિ પ્રતાપ જ કાંતિ કેરા, સમૂહથી ત્રૈલોક આ,
ગોળા રૂપે ભગવાન! જેમ આપે પૂરેલાં હોય ના!
રૂપ સુવર્ણ અને વળી, માણિક્યથી નિર્મિત ખરે,
ચોપાસથી શોભી રહ્યા, તે આપ ત્રણ-કિલ્લા વડે. ૨૭

પડતી પ્રભુ તુમ પાદમાં દેવેન્દ્ર નમતા તેમની,
રત્ને રચિત મુગટો તજીને, દિવ્યમાળા પુષ્પની,
હું માનુ છું મનમા ખરે એ યોગ્ય થાયે સર્વથી
વિભુ! આપનો સંગમ થતા, સુમનો બીજે રમતાં નથી ૨૮

હે નાથ! આ સંસાર સાગરથી– તમે વિમુખ છતે,
નિજ આશ્રિતોને તારતા, વિશ્વેશ તો તે યોગ્ય છે,
લોકો તરે માટી તણા, ઘટ કર્મ પાક સહિતથી,
આશ્ચર્ય વિભુ! પણ આપ છો, રહિત કર્મ વિપાકથી ૨૯

વિશ્વેશ જન પાલક છતાં, પણ આપ દુર્ગત દીસતા;
હે ઈશ! અક્ષર છો તથાપિ, રહિત લિપિ સર્વથા!
વળી દેવ છો અજ્ઞાનિના, પણ તારનાર સદૈવ જે!
વિચિત્ર તે ત્રિલોક બોધક, જ્ઞાન આપ વિષે સ્ફુરે! ૩૦

આકાશ આચ્છાદિત કરે, એવી અતિશય ધૂળ જે,
શઠ કમઠ દૈત્યે ક્રોધથી ઊડાડી સ્વામિ આપને;
છાયા પરંતુ નાથ! તેથી આપની ઢંકાઇ નથી!
ઉલટો છવાયો દુષ્ટ પોતે, કૃત્ય પોતાના થકી! ૩૧

વિજળી સહિત ઘનઘોર, મુશલધારથી વળી વર્ષતો,
વર્ષાદ દુસ્તર કમઠ દૈત્યે, છોડિયો પ્રભુ ગાજતો,
તેણે અહો જિનરાજ ઉલટું, રૂપ ત્યાં સહેજે ધર્યું,
તિક્ષ્ણ છુરી તલવાર કેરૂં, કામ તે સાચું કર્યું! ૩૨

વિકાળ ઊંચા કેશ લટકે, માળ શબના શિરની,
ભયકારી અગ્નિ મુખ વિષેથી, નીકળે જેના વળી,
એવો સમૂહ પિશાચનો, જે આપ પ્રત્યે પ્રેરિયો,
હે દેવ! પ્રતિભવ દુઃખકારી, તેહને તે તો થયો!! ૩૩

હે ત્રણ ભુવનના નાથ! જેઓ અન્ય કાર્યો છોડીને,
ત્રિકાળ વિધિવત્ પૂજતા, તુજ ચરણને ચિત્ત જોડીને,
વળી ભક્તિના ઉલ્લાસથી, રોમાંચવાળો દેહ છે,
આ પૃથ્વીમા તે ભવ્યજનને, હે પ્રભુજી ધન્ય છે ૩૪

હે મુનીશ! આ સંસારરૂપ, અપાર સાગરને વિષે,
હું માનું છું તુમ નામ નહિ, મુજ શ્રવણમાં આવ્યું હશે,
સુણ્યા છતાંય પવિત્ર મંત્ર- રૂપી તમારા નામને,
આપત્તિરૂપી સર્પિણી શુ ? સમીપમાં આવી શકે ? ૩૫

હે દેવ જન્માંતર વિષે, પણ આપના બે ચરણ જે,
બળવાન ઇચ્છિત આપવે તે, મેં નહી પૂજ્યા હશે;
હે મુનીશ હુ તેથી કરીને, જરૂર આ ભવને વિષે,
સ્થળ હૃદયવેધક પરાભવનુ, તે થયો જાતે દીસે ૩૬

નિશ્ચય અરે! મોહાંધકારે, વ્યાપ્ત એવાં નેત્રથી,
પૂર્વે કદી મે એક વેળા, પણ પ્રેભુ જોયા નથી;
કેવી રીતે થઈ હૃદયવેધક, અન્યથા પીડે મને,
બળવાન બંધનની ગતિ- વાળા અનર્થો શરીરને. ૩૭

કદી સાંભળ્યા; પૂજ્યા ખરેખર, આપને નિરખ્યા હશે,
પણ પ્રીતિથી ભકિત વડે, નહિ હૃદયમાં ધાર્યા હશે,
જનબંધુ! તેથી દુ:ખપાત્ર, થએલ શું ભવને વિષે,
કાંકે ક્રિયા ભાવે રહિત નહિ હૃદયમાં ધાર્યા હશે, ૩૮

સુખકારી શરણાગત પ્રભુ! હિતકારીજન દુખિયાતણા,
હે યોગિઓમાં શ્રેષ્ઠ! સ્થળ કરૂણા અને પુણ્ય જ તણા,
ભકિત થકી નમતો હું, તે મહેશ! મારા ઉપરે,
તત્પર થશો દુ:ખ અંકુરોને ટાળવા કરૂણા વડે ૩૯

અસંખ્ય બળનું શરણને વળી: શરણ કરવા યોગ્ય જે,
અરિ નાશથી થઇ કીર્તિ એવા આપના પગ કમળને;
શરણે છતાં પણ ભુવન પાવન! ધ્યાનથી કદી હીણ તો;
હુ પ્રથમથીજ હણાયલો, હણવાજ માટે યોગ્ય જો ૪૦

હે અખિલ વસ્તુ જાણનારા ! વંદ્ય ! હે દેવેન્દ્ર ને,
સંસારના તારક ! અને, ભુવનાધિનાથ ! પ્રભુ ! તમે;
ભયકારી દુઃખદરિયા થકી, આજે પવિત્ર કરો અને,
કરૂણાતણા હે સિંધુ ! તારો, દેવ ! દુખિયાને મને. ૪૧

હે નાથ ! આપ ચરણ કમલની, નિત્ય સંચિત જે કરી,
તે ભકિત કેરી સંતતિનું, હોય ફળ કદી જો જરી,
તો શરણ કરવા યોગ્ય ! માત્રજ આપને શરણે રહ્યો,
તે અહીં અને ભવ અન્યમાં, પોતેજ મુજ સ્વામી થજો. ૪૨

એ રંતથી રૂડે પ્રકારે, સ્થિર બુદ્ધિવાન ને;
અતિ હર્ષથી રોમાંચી જેનાં, શરીર કેરાં અંગ તે,
તુજ મુખ કમળ નિર્મળ વિષે, જિનેદ્ર ! બાંધિ દ્રષ્ટિને,
તે ભવ્યજન હે પ્રભુ ! રચે છે, આપ કેરી સ્તુતિને ૪૩

(પુષ્પિતાગ્રા છંદ)

જન નયન કુમુદચંદ્ર સ્વામી, ચળકતી સપદ સ્વર્ગનીજ પામી,
નિર્મળ મનના થવા થકી એ, તુરત જશે જન મોક્ષને વિષે તે, ૪૪

---

## શ્રી ચિંતામણી પાર્શ્વનાથ સ્તોત્ર

(શાર્દૂલ છંદ)

કિં કર્પૂરમય સુધારસમય કિં ચન્દ્રરોચિર્મયં,
કિં લાવણ્યમયં મહામણિમય, કારૂણ્ય કેલિમય,
વિશ્વાનંદમયં મહોદયમય શોભામય ચિન્મયમ્,
શુકલધ્યાનમય વપુર્જિનપતે, ર્ભૂયાદ્ભવાલંબનમ્; ૧

પાતાલં કલયન્ ધરાંધવલયન્નાકાશમાપૂરયન્,
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનર, શ્રેણિં ચ વિસ્માપયન્,
બ્રહ્માંડં સુખયન્ જલાનિ જલધેઃ ફેનોત્થલાલોલયન્,
શ્રી ચિંતામણિ પાર્શ્વસંભવયશો હંસશ્ચિરંરાજતે. ૨

પુણ્યાનાં વિપણિસ્તમોદિનમણિ. કામેભકુંભે સૃણિ–
ર્મોક્ષે નિસ્સરણિં સુરેંદ્રકરિણી જ્યોતિઃ પ્રકાશારણિ.;
દાને દેવમણિર્નતોત્તમજનશ્રેણિઃ કૃપાસારિણીઃ;
વિશ્વાનંદ સુધા ધૃણિર્ભવભિદે શ્રી પાર્શ્વચિંતામણિ. ૩

શ્રી ચિંતામણિ પાર્શ્વ વિશ્વજનતા સંજીવનસ્ત્વ મયા,
દ્દષ્ટસ્તાત ! તત. શ્રિયઃ સમભવન્નાશક્રમાચક્રિણમ્,
મુક્તિઃ ક્રીડતિ હસ્તયોર્બહુવિધં સિદ્ધં મનોવાંછિતં,
દુર્દૈવં દુરિતં ચ દુર્દિનભયં કષ્ટં પ્રનષ્ટ મમ. ૪

યસ્ય પ્રૌઢતમઃ પ્રતાપ તપનઃ પ્રોદ્દામધામા જગજ્,
જંઘાલઃ કલિકાલ કેલિદલનો મોહાન્ધ વિધ્વંસકઃ
નિત્યોદ્યોતપદં સમસ્તકમલાકેલિગૃહં રાજતે,
મ શ્રી પાર્શ્વજિનો જને હિતકૃતશ્ચિંતામણિ પાતુમામ્ ૫

વિશ્વવ્યાપિતમો હિનસ્તિ તરણિર્બાલોપિકલ્પાંકુરો,
દારિદ્રાણિ ગજાવલી હરિ શિશુઃ કાષ્ટાનિ વન્હેઃ કણઃ,
પીયૂષસ્યલવોઽપિ રોગનિવહં યદ્વત્તથા તે વિભો,
મૂર્તિઃસ્ફૂર્તિમતી સતી ત્રિજગતીકષ્ટાનિ હર્તું ક્ષમા ૬

શ્રીચિંતામણિ મંત્ર મોંકૃતિયુત હ્રીંકાર આરાશ્રિત,
શ્રીમર્હંનમિઉણપાશકલિતં ત્રૈલોક્યવશ્યા વહં,
દ્વેધાભૂતવિષાપહં વિષહરં શ્રેયઃ પ્રભાવાશ્રયં,
સોલ્લાસં વસહાંકિતં જિન કુલિંગાનંદનં દેહિનાં ! ૭

હ્રીં શ્રીકારવર નમોક્ષરપરં ધ્યાયન્તિ યે યોગિનો,
હૃત્પદ્મે વિનિવેશ્ય પાર્શ્વમધિપં ચિંતામણિસંજ્ઞકં,
ભાલે વામભુજે ચ નાભિકરયોર્ભૂયો ભુજે દક્ષિણે,
પશ્ચાદષ્ટ દલેષુ તે શિવપદ દ્વિત્રૈર્ભવૈર્યાન્ત્યહો ૮

(સ્રગ્ધરા છંદ)

નો રોગા નૈવ શોકા ન કલહકલના નારિમારિ પ્રચારા,
નૈવાધિર્નાસમાધિર્નચ દરદુરિતે દુષ્ટદારિદ્રતા નો,
નો શાકિન્યો ગ્રહા નો ન હરિકરિગણા વ્યાલ વૈતાલ જાલા,
જાયન્તે પાર્શ્વચિંતામણિમતિવસતાં પ્રાણિનાં ભક્તિ ભાજા. ૯

(શાર્દૂલ છંદ)

ગીર્વાણદ્રુમધેનુકુંભમણિયસ્તસ્યાંગણે રંગિણો,
દેવા દાનવમાનવાઃ સવિનયં તસ્મૈ હિત ધ્યાયિનઃ
લક્ષ્મીસ્તસ્ય વશાડવશેવ ગુણિનાં બ્રહ્માંડસંસ્થાયિની,
શ્રી ચિંતામણિપાર્શ્વનાથમનિશં સંસ્તૌતિ યો ધ્યાયતિ ૧૦

(માલિનિ છંદ)

ઇતિ જિનપતિપાર્શ્વ પાર્શ્વપાર્શ્વાખ્યયક્ષઃ
પ્રદલિતદુરિતૌઘઃ પ્રીણિતપ્રાણીસાર્થઃ,
ત્રિભુવન જન વાંચ્છા દાન ચિંતામણિકઃ,
શિવપદતરૂબીજં બોધિબીજં દદાતુ. ૧૧

## ॥ ॐ ઘંટાકર્ણ મહામંત્ર ॥

ॐ ઘંટાકર્ણો મહાવીર, સર્વ વ્યાધિ વિનાશકઃ,
વિસ્ફોટક ભયે પ્રાપ્તે, રક્ષ રક્ષ મહાબળ. ૧

યત્ર ત્વં તિષ્ઠસે દેવ, લિખિતોઽક્ષર પંક્તિભિ.
રોગાસ્તત્ર પ્રણશ્યન્તિ, વાત પિત્ત કફોદ્દ ભવા. ૨

તત્ર રાજ ભય નાસ્તિ, યાતિ વિઘ્ન જયાત્ ક્ષયમ્,
શાકિની ભૂત વૈતાલ રાક્ષસાઃ પ્રભવંતિ ન ૩

નાઽકાલે મરણુ તસ્ય, ન ચ સર્પેણુ દૃશ્યતે,
અગ્નિ-ચૌર ભય નાસ્તિ, નાસ્તિ તસ્યાપ્યરિભયમ્. ૪

ક્ષ્રીં હ્રીં શ્રી ઘંટાકર્ણ નમોઽસ્તુ તે
ઠ. ઠઃ ઠઃ સ્વાહા ॥ ઇતિ ॥

# શ્રી રત્નાકર પચ્ચીશી.

---

### રહસ્ય મંગળાચરણ ઉપજાતિ.

### હરિગીત

મંદિર છો મુક્તિ તણી માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવતા સેવા કરે તારી વિભુ,
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તુ ઘણું જીવ તું ભંડાર જ્ઞાનકળા તણા

અર્થ—મોક્ષરૂપી લક્ષ્મીના મંગળમય આનંદના ગૃહ, નરના ઇંદ્ર—રાજાઓએ તથા દેવતાઓના ઇંદ્રોએ નમન કર્યું છે જેના ચરણ કમળમાં એવા, સર્વ અતિશયે કરીને મુખ્ય અને જ્ઞાનરૂપી કળાના ભંડાર એવા હે સર્વજ્ઞ પ્રભુ ! આપ ચિરકાળ જયવંતા વર્તો.

### અભિધેય સૂચન

ત્રણ જગતના આધારને અવતાર હે કરુણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારનાં દુઃખો તણાં;
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં.

અર્થ:—ત્રણ જગતના આધાર, કૃપાના અવતાર, અત્યંત દુઃખથી છૂટે તેવાં સંસારના વિકારોને મટાડવામા વૈદ્ય સમાન, વીતરાગ, બધું જાણવાવાળા એવા હે પ્રભુ ! હુ તમારી પાસે બહુજ મુગ્ધભાવથી—ભોળપણાથી કાંઇક વિનતિ કરૂં છુ

### બાળક જેવા નિખાલસપણાથી વિનતિ કરવાનો નિર્ણય.

શું બાળકો માબાપ પાસે બાળક્રીડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી,
જેવુ બન્યુ તેવુ કહું તેમાં કશુ ખોટુ નથી.

અર્થ.—બાળક્રીડામાં આનંદ પામનાર બાળક પોતાનાં માબાપ પાસે કોઈ પણ જાતની શકા રાખ્યા સિવાય (જે મનમાં આવે તે) શુ નથી બોલતો ? તેવી જ રીતે હે નાથ ! મારો આશય-મારૂં નિવેદન પશ્ચાત્તાપપૂર્વક હું આપની પાસે યથાર્થ રીતે કહીશ

### દાન, શિયળ, તપ અને ભાવના વિનાનુ વ્યર્થ ભવભ્રમણ.

મે દાન તો દીધુ નહિ ને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇ પણ પ્રભુ નવ કર્યું,
મારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયુ નિષ્ફળ ગયું !

અર્થ -હે પ્રભુ ! નથી મે આ ભવમાં દાન દીધું કે નથી મે શુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યુ; નથી કર્યો મે તપ, તેમ નથી અતરમા ભાવ્યો સારો ભાવ અરેરે ! મારો આ ભવનો ફેરો નકામો જ થયો.

### કષાયના બંધનથી પ્રભુને ભજવાની આસક્ત

હુ ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડસ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે હુ કેમ કરી ધ્યાવુ તને ?
મન મારૂં માયાજાળમા મોહન ! મહા મૂઝાય છે,
ચઢી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે.

અર્થ:-ક્રોધરૂપ અગ્નિએ મને બાળ્યો, દુષ્ટ લોભરૂપ મોટા સર્પે મને દંશ દીધો; અભિમાનરૂપ અજગર મને ગળી ગયો; અને માયારૂપી જાળમાં હું બંધાયો હે પ્રભો! હું તમને શી રીતે ભજુ?

## સત્કર્મને અભાવે ભવોની નિષ્ફળતા,

મે પરભવે કે આ ભવે પણ હિત કાંઈ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ,
જન્મો અમારા જિનજી! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા.

અર્થ:-હે ત્રણ જગતના નાથ! આ ભવમાં અથવા પરભવમાં મે કોઈનું પણ હિત કરેલ ન હોવાથી લેશમાત્ર પણ સુખ મને મળ્યુ નથી, હે પ્રભુ! અમારા જેવાનો અવતાર તો જાણે ભવ પૂરો કરવા માટેજ થયો હોય તેમ લાગે છે

## મનની, પાષાણથી પણ વિશેષ કઠોરત્તા.

અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તોપણ પ્રભુ,
ભીજાય નહિ મુજ મન અરેરે! શું કરૂ હુ તો વિભુ?
પત્થર થકી પણ કઠણ મારૂ મન ખરે કયાંથી દ્રવે?
મરકટ સમા આ મનથકી હું તો પ્રભુ હાર્યો હવે

અર્થ:-આનંદદાયક વર્તનવાળા હે પ્રભુ! તમારા મુખરૂપી ચંદ્રનાં દર્શનનો લાભ થવા છતાં પણ આનંદરૂપી રસ મારા મનમાંથી ઝર્યો નહિ, તેથી હુ ધારૂં છુ કે મારૂં મન, પાષાણથી પણ વધારે કઠોર છે

## દુષ્પ્રાપ્ય રત્નત્રયીનું પ્રમાદવડે ગુમાવવુ.

ભમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાનદર્શન ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણાં;

તે પણ ગયા પ્રમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ પોકાર હું જઇને કરૂ ?

અર્થ.—હે પ્રભુ ! દુઃખથી પ્રાપ્ત કરી શકાય તેવાં (જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી ) ત્રણ રત્નો બહુ ભવો કર્યા પછી આપની પાસેથી મેળવ્યાં, પરંતુ તે પણ પ્રમાદ અને નિદ્રાના વશવર્તીપણામાં હુ ગુમાવી બેઠો, હવે હું કોની પાસે જઇને પોકાર કરૂ ?

### વૈરાગ્ય, ધર્મ, વિદ્યાદિનો દુરૂપયોગ.

ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યનાં રંગો ધર્યા,
ને ધર્મનો ઉપદેશ રંજન લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું ?
સાધુ થઇને બ્હારથી દાંભિક અંદરથી રહું

અર્થ.—હે પ્રભુ ! મે વૈરાગ્યનો દેખાવ કર્યો તે પણ બીજાને ઠગવા માટે, ધર્મનો ઉપદેશ કર્યો તે માત્ર લોકોને ખુશી કરવા માટે, વિદ્યા ભણ્યો તે પણ માત્ર વાદ કરવા માટે; હે પ્રભુ ! મારી હસવા જેવી કેટલીક વાતો કહું ?

### મુખ, ચક્ષુ તથા મનનો દુરૂપયોગ.

મે મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂ પરતણું,
હે નાથ ! મારૂં શું થશે ચાલાક થઇ ચૂકયો ઘણ

અર્થ.-અન્યનુ વાંકુ બોલીને મેં મારા મુખને, પારકી સ્ત્રીઓને જોઇને મારી આખોને, પારકાનુ અશુભ ચિંતવીને મારા ચિત્તને મે દોષિત કર્યા હે પ્રભુ ! મારુ શુ થશે ?

### કામાંધ થઈ આત્માને ઉપજાવેલી પીડા.

કરે કાળજાને કતલ પીડા કામની બિહામણી,
એ વિષયમાં બની અંધ હું વિડંબના પામ્યો ઘણી,
તે પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું કરો માફ મારા વાંકને.

અર્થ:-કામથી આંધળા બનેલા મેં કામદેવરૂપી રાક્ષસથી મારી જાતને બહુ કદર્થના ઉપજાવી, હે સર્વજ્ઞ ! શરમ આવે છે તોપણ હુ આપની સન્મુખ પ્રગટ કરૂં છું. જો કે આપ તો તે સર્વ હકીકત જાણોછો

### મતિભ્રમથી કરેલાં અકાર્યો.

નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયો વડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગતથકી કર્મો નકામાં આચર્યાં,
મતિભ્રમથકી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા.

અર્થ.-(ઐહિક સુખ દેનાર અન્ય મંત્રો વડે પરમેષ્ટિ મંત્ર (નવકાર મંત્ર) નો મેં નાશ કર્યો (તજી દીધો); ખોટા શાસ્ત્રોનાં પ્રમાણુથી જૈન આગમના વાકયો ઉપર પ્રહાર કર્યા, ખરાબ દેવના સમાગમ થકી નકામાં (આત્માને હાનિકારક) કર્મો કરવાની મને ઇચ્છા થઈ; હે નાથ ! આ તે મારી કઇ જાતની ભ્રમણા ! !

### આપને મૂકીને મેં કરેલી સ્ત્રીઓના વિલાસની ભજના.

આવેલ દૃષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધિયે હૃદયમાં ધ્યાયા મદનના ચાપને,
નેત્રબાણો ને પયોધર નાભિ ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણા છટકેલ થઈ જોયા અતિ

**અર્થ**:-દ્રષ્ટિ ગોચર થયેલા આપને છોડીને મૂઢબુદ્ધિવાળા, મેં અંતરમાં સુંદર આંખોવાળી સ્ત્રીઓનાં કટાક્ષ, સ્તન, નાભી તથા કટીતટનુંજ ધ્યાન ધર્યું.

**સ્ત્રીમુખ દર્શનથી ઉત્પન્ન થયેલ રાગની તીવ્રતા**

મૃગનયણી સમ નારીતણા મુખચંદ્ર નીરખવાવતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગૂઢો અતિ;
તે શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનુ કહો કારણ તમે બચું કેમ હુ આ પાપથી ?

અર્થ:-(સ્ત્રીઓનાં) ચપળ ચક્ષુયુકત ચહેરાને જોવાથી મનની અંદર જે રાગનો અંશ જરા જરા લાગ્યો છે તે પવિત્ર શાસ્ત્રરૂપી સમુદ્રમાં ધોયા છતાં પણ જતો નથી; તેનું શું કારણ ?

દરિદ્રી છતાં મારૂ અભિમાન

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણતણો નથી;
ઉત્તમ વિલાસ કળાતણો દેદીપ્યમાન પ્રભા નથી,
પ્રભુતા નથી તોપણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂ,
ચોપાટ ચાર ગતિતણી સંસારમા ખેલ્યા કરૂ

અર્થ.-નથી મારૂં શરીર સુદર કે, હુ ગુણોનો ભંડાર, નથી વિકાસ પામેલી મારામાં કોઈ કળા, તેમ નથી ઝળકતુ જરા પણ તેજ, વળી મારામાં એવી કાંઈ નથી પ્રભુતા, છતાં અહંકાર મને છોડતો નથી (એ દરેકનો હું અહંકાર કર્યા કરૂ છુ )

**મહા મોહથી ગ્રસ્ત થયેલ મારી અપદશા**

આયુષ્ય ઘટતુ જાય તોપણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે
ઔષધ વિષે કરૂ યત્ન પણ હુ ધર્મને તો નવ ગણુ,
બની મોહમા મસ્તાન હુ પાયા વિનાના ઘર ચણુ

અર્થ :—મારૂં આયુષ્ય ઘટતું જાય છે, પરંતુ પાપવૃત્તિ ઘટતી નથી, વય (જુવાની) ચાલી જાય છે, પરંતુ વિષયતૃષ્ણા ઘટતી નથી: ઔષધ માટે હું યત્ન કરૂં છું. પણ ધર્મ માટે કાંઈ યત્ન કરતો નથી, હે સ્વામિન્ ! મહા મોહથી ઘેરાયેલી એવી મારી સ્થિતિ તો જુઓ !

### આપની વાણીની હાજરી છતાં અન્યની વાણીનો કરેલ સ્વીકાર.

આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી,
રવિસમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તો પણ અરે,
દીવો લઇ કૂવે પડયો ધિક્કાર છે મુજને ખરે

અર્થ:—કેવળજ્ઞાનવડે સૂર્ય સમાન તમે પ્રગટ હોવા છતા મારા કાનમાં આવેલ મિથ્યાત્વીની ખોટી વાણી જેવી કે 'આત્મા નથી, પુણ્ય નથી, પરભવ નથી, પાપ નથી,' વગેરે, મે પ્રેમથી પીધી, તેથી હે દેવ ! મને ધિક્કાર છે

### મારાથી હારી જવાયેલ મનુષ્ય જન્મ

મે ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ,
પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડયા જેવુ થયુ,
ધોબીતણાં કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયુ.

અર્થ:—મેં ન કરી દેવથી પૂજા, તેમ મેં ન કરી પાત્રની પૂજા ( સુપાત્ર દાન દેવું ); ન કરી મેં શ્રાવકધર્મની ઉપાસના, તેમ ન કરી મેં સાધુધર્મની પ્રતિપાલના; મનુષ્ય જન્મ પામીને તે, જંગલમાં રૂદનની માફક મેં નિષ્ફળ ગુમાવ્યો

**જૈન ધર્મ પામ્યા છતાં કલ્પવૃક્ષાદિકની કરેલી સ્પૃહા.**

હું કામધેનુ કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં,
ખોટાં છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં.
જે પ્રગટ સુખ દેનાર તારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઈ

અર્થ:—કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ જેવી ચીજો ખોટી હોવા છતાં મેં તેના ઉપર આસક્તિ કરી—તે મેળવવા પ્રયાસ કર્યો, પરંતુ પ્રત્યક્ષ સુખ આપી શકનાર જૈનધર્મને વિષે મેં આસક્તિ ન કરી; હે પ્રભુ ! મારી મૂર્ખાઈ તો જુઓ ! ! !

વિપર્યાસ બુદ્ધિ.

મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગ સમ ચિંતા નહિ,
આગમન ઈચ્છયુ ધનતણુ પણ મૃત્યુને પ્રીછયુ નહિ,
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગ્રહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશામહીં ભય માત્ર હું ભૂલી ગયો

અર્થ:— મારા અંતરમાં સુંદર ભોગને મે અધમે ચિતવ્યા, પરંતુ રોગની ખાણ તરીકે તેની મેં ચિંતવના ન કરી, ધન પ્રાપ્તિનો મેં વિચાર કર્યો; પરંતુ તે મૃત્યુને બોલાવવા જેવું છે તે ભૂલી ગયો; સ્ત્રીઓનો ઉહાપોહ કર્યો, પરંતુ તે નરકનુ બંદીખાનુ છે તેનું ભાન મને અધમને કદિ પણ ન થયું.

મારા જન્મની નિષ્ફળતા

હું શુદ્ધ આચારોવડે સાધુ હૃદયમાં નવ રહ્યો
કરી કામ પર ઉપકારના યશપણ ઉપાર્જન નવ કર્યો
વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઇ કાર્યો નવ કર્યા,
ફોગટ અરે આ લક્ષ ચોરાશીતણા ફેરા ફર્યા

અર્થ:-સારા વર્તનથી ઉત્તમ પુરૂષના હૃદયમાં મેં સ્થાન ન મેળવ્યુ, બીજાનું ભલુ કરી મેં કીર્તિ પણ પ્રાપ્ત ન કરી, તીર્થોદ્ધારાદિક કાર્યો પણ મેં ન કર્યાં, મેં તો મારો જન્મ વ્યર્થ ગુમાવ્યો ! !

સંસારસમુદ્રનો પાર ઉતરવા માટે સાધનનો અભાવ

ગુરૂવાણીમાં વૈરાગ્યકેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાક્યોમહીં શાંતિ મળે ક્યાંથી મને ?
તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તૂટેલ તળિયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી

અર્થ:—ગુરુમહારાજનાં વચનથી મારા મનમાં વૈરાગ્યનો રંગ જામ્યો નહિ, તેમજ દુર્જનના વાક્યો સાંભળી હું શાંતિ રાખી શક્યો નહિ હે દેવ ! અધ્યાત્મ જ્ઞાન જેવું તો મારામાં જરા પણ છેજ નહિ ત્યારે આ સંસાર સમુદ્ર મારાથી કેવી રીતે તરી શકાશે ?

ભૂત, વર્તમાન તથા ભવિષ્ય ત્રણે જન્મ હું તો હાર્યો ! ! !

મે પરભવે નથી પુણ્ય કીધુ ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી;
ભૂત, ભાવી ને સાંપ્રત ત્રણે ભવ નાથ હુ હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો,

અર્થ.-આગલા ભવમાં મે કાંઇ પુણ્ય કર્યું નહિ, તેમ હવે ભવિષ્યમા કરી શકીશ પણ નહિ; હે ત્રણ જગતના નાથ ! હું તો આવો હોઇને મારા ભૂત, વર્તમાન તથા હવે પછીના બધા જન્મો વ્યર્થ ગયા—નાશ પામ્યા (પૂર્વ ભવે પુણ્ય કર્યું હોત તો અહીં ધર્મ કરી શકત અહીં ધર્મ કરત તો આગળના ભવમાં સારી સામગ્રી મળત, તેથી ત્યાં પણ ધર્મ કરી શકત; આમ ન થવાથી મારા તો ત્રણે ભવ બગડ્યા.)

## પ્રભુનું સર્વજ્ઞત્વ સૂચન

અથવા નકામુ આપ પાસે નાથ શું બકવુ ઘણુ,
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણુ,
જાણો સ્વરૂપ ત્રણ લોકનુ તો માહરૂં શું માત્ર આ ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં પાઈની તો વાત ક્યાં

અર્થ:-દેવોને પૂજવા યોગ્ય હે પ્રભુ ! મારૂ ચારિત્ર આપની સન્મુખ હું આથી વધારે નકામું કેટલુંક કહું ? કારણ કે આપ તો ત્રણ જગતનાં સત્ય સ્વરૂપને પ્રત્યક્ષ દેખી શકો છો, તો પછી મારૂ ચારિત્ર આપ જાણો તેમાં તો શું નવાઈ ?

## છેલ્લી આંતરિક વિજ્ઞપ્તિ

તારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતા જડે હે વિભુ;
મુક્તિ મંગળસ્થાન તોય મુજને ઇચ્છા ન લક્ષ્મીતણી,
આપો સમ્યક્ રત્ન શ્યામ જીવને તૃપ્તિ થાયે ઘણી

અર્થ:-હે જિનેશ્વર ! આપના જેવો રંકને ઉદ્ધારનાર કોઈ પ્રભુ નથી, તેમ મારા જેવુ કૃપાનું પાત્ર પણ કોઇ નથી; તો પણ હુ કાંઇ આપની પાસેથી ધન માગતો નથી, પરંતુ મોક્ષરૂપ લક્ષ્મીના સમુદ્ર સમાન તથા મંગળમય એક સ્થાન એવા હે જિનેશ્વર પ્રભુ ! હુ તો ફકત સર્વ શ્રેયઃસાધક સમ્યક્ રત્નનીજ પ્રાર્થના કરૂ છુ

# બાર-ભાવના

૧ અનિત્ય ભાવના:-હે જીવ! તારી આસપાસ નજર કર. જે જે પદાર્થો તું જુએ છે, તે અને તારા પોતામાં કાંઇ તફાવત તને જણાય છે! તારી આસપાસનો દરેક પદાર્થ, તારી લક્ષ્મી, તારો વૈભવ, અને તારૂં પોતાનું શરીર પણ વીજળી કે પાણીના પરપોટા જેવું વિનાશી છે, અનિત્ય છે; તું ગમે તેટલું રખોપું રાખીશ તો પણ તે દરેક પદાર્થ વિનાશી તે વિનાશી જ છે. નાશ પામવાનો એનો ધર્મ જ છે એ સર્વ વિનાશી વસ્તુઓની વચમાં તું એક અવિનાશી ભૂલો પડવાથી આવી ચડયો છું, માટે એ નાશવંત વસ્તુઓમાં મોહ ન પામતાં, તું અવિનાશી એવા તને પિછાણ.

૨ અશરણ ભાવના-હે જીવ! જો તુ અવિનાશી એવા તને પિછાણવા શ્રમ નહિ લે તો નક્કી માનજે કે, નાશ માટે જ નિર્માએલી એ વસ્તુઓના નાશ કે વિયોગથી તને થતાં દુઃખોમાં દિલાસો કોઇ રીતે નહિ મળે, અને જ્યારે તું એ બધી ચીજોને છેલ્લી સલામ કરી હંમેશને માટે ચાલી નીકળીશ, ત્યારે તને શરણ આપવા કોઈ નહિ નીકળી આવે અવિનાશી એવા પોતાને અથવા આત્માને જાણવારૂપ જે ધર્મ એજ તારો સગો થશે, માટે શરણ, સગું કે સબંધી જો તારે જોઈતું હોય તો અવિનાશી એવા તારા આત્માને જ શોધી એના શરણે જા

૩. સંસાર ભાવના-હે જીવ! હમણાં તુ જે જે વસ્તુઓમા આનદ માની રહ્યો છું, તે વસ્તુઓ અને તેથી વધારે એચાણુ કરનારી વસ્તુઓ તુ અનેકવાર પામ્યો છું; દરેક ચીજના ભોકતા તરીકે અને દરેક પ્રાણીના સગા તરીકે સર્વ પ્રાણી કે પદાર્થ સાથે તે અનેકવાર સબધ જોડયા છે, પણ કોઈ સબંધ ટકી શકયા નહોતા, માટે કોઈ પ્રાણી કે પદાર્થના મોહમા દીવાનો થઈ અવિનાશી એવા

નિજરૂપને ભૂલીશ નહિ એવી ભૂલથી જ તુ અપાર એવા સંસાર સમુદ્રમાં આદિ વગરના કાળથી ભમ્યા કરે છે, અને ભ્રમણથી ઉદ્ભવતા દુઃખો પરવશપણે સહન કરે છે માટે એ દુઃખોમાંથી મુક્ત થવું હોય તો સંસારમાં પડ્યા છતાં વિરકત પુરુષ માફક વર્ત

૪. **એકત્વ ભાવના.**–હે જીવ! તુ એકલો છે, એકલો આવ્યો છે ને એકલો જ જઈશ, એક ઘર છોડી બીજા ઘેર જતી વખતે પહેલા ઘરવાળું કોઈપણ સગુ તારી સાથે આવ્યુ નથી, અને આવશે પણ નહિ એ સગાને મદદ કરવા માટે તેં કરેલાં પાપોનુ ફળ ભોગવવા વખતે પણ એ કોઈ આડો હાથ દેવા નહિ આવે, તો એવો પ્રેમ, એવો સબધ, એવી મૈત્રી, તારૂ શું લીલુ કરનાર છે? તું તારા પોતામાં જ મિત્ર મેળવ

૫. **અન્યત્વ ભાવના:**–હે જીવ! તારા સિવાય તું જે કઈ ભાળે છે, તે બધું તારાથી અલગજ સમજજે ક્ષણ પણ ન સમજતો કે સ્ત્રી તારી છે, કે પુત્ર તારો છે લક્ષ્મી તારી છે, કે દેહ તારો છે. જો એમજ હોત તો એ લક્ષ્મી તારા ઘરમાં આવ્યા પછી તારી હૈયાતીમાં બીજુ ઘર કેમ કરત? એ સ્ત્રી, પરલોક તો દૂર રહ્યુ પણ કાષ્ટ સુધી પણ તારી સોબત કરવામાંથી જાત? આ પ્રત્યક્ષ જોવાતા ખેલ શુ એમ નથી સ્પષ્ટ સમજાવતા કે તારે આ ઇદ્રજાળથી નિજરૂપને અલગજ માનવું, અને એમાં લુપ્ત ન થતાં નિજરૂપમાં દૃઢ રહેવુ

૬ **અશુચી ભાવના**. હે જીવ! તુ કોને માટે ફાંગાફાટકા કરે છે! આ રૂપાળા હાડકાના પૂતળાને પોષવા માટે? જો તો ખરો કે આ પૂતળુ ગંધાતુ છે, મળમૂત્રથી ભરેલુ છે, ક્ષણક્ષણમા બગડી જાય છે, રોગ, જરાનુ નિવાસ ધામ છે હવે એને તુ સાચવી સાચવીને કેટલુક સાચવીશ? 'ખાતર પર દીવેલ' કરતા જરા તો વિચાર કર તું તેને સાચવવા, સુદર કરવા, હૃષ્ટપુષ્ટ કરવા, હજારો, પ્રપચ કરે છે, હજારો પ્રકારની હિંસા કરે છે પણ તે છતા તે તો

તને દગોજ દે છે તારા ખરા ખપ વખતે તે તારી મરજી વિરૂદ્ધ લથડી પડે છે, અને તને ફસાવે છે. હવે જો તારામાં બુદ્ધિ હોય તો જેટલી કાળજી એ ગુણચોર હાડપિંજર માટે ધરાવે છે, એટલીજ તારા પોતા માટે રાખે તો અખૂટ ગુપ્ત ખજાના તારે માટે ખુલ્લા થાય, એ નિઃશંક વાત છે.

૭. આશ્રવ ભાવના:— હે જીવ ! રાગ, દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ, ઈત્યાદિ "આશ્રવ" અથવા તારા આત્મ સ્વરૂપને મલીન કરનારા વળગાટ છે પ્રતિક્ષણ તને એ નવાં કર્મોનો લેપ લાગતો જાય છે. એનાથીજ તુ છાટકાની માફક વર્તે છે, ને ભવભ્રમણ કરતાં છતાં તું પોતાને સુખી માનવાની મૂર્ખાઇ કરે છે. માટે એ ચીકણા વળગાટને ઓળખ, એના સ્વભાવથી વાકેફ થા, અને પછી એ લાગેલા વળગાટને દૂર કરવાના તથા હવે પછી ન લાગે તેવા ઉપાય લે, ઉપભોગ પરિભોગ આદિની તૃષ્ણા કમી કર, ઇચ્છાઓને મર્યાદાથી બાંધ, જે કંઇ તારી પાસે છે, તેનો મોહ ઓછો કરી પરમાર્થેજ તારૂં સર્વસ્વ વાપર કે જેથી આશ્રવનો મેલો વળગાટ ઘણે દરજ્જે મોળો પડે

૮ સવર ભાવના :—હે જીવ ! જો તને ખચીતજ એવી શ્રદ્ધા બેઠી હોય કે રાગદ્વેષથી નવાં નવાં કર્મોની આવક હંમેશા તારામાં ચાલીજ આવે છે, તો તે આવકને રોકવા જ્ઞાન–ધ્યાનમા આરૂઢ થા જ્ઞાન–ધ્યાનમાં આરૂઢ થયેલો આત્મા, સિંહ સમાન દેખાવ ધારણ કરે છે, જેથી બિચારાં કર્મ તેની આગળ આવી શકતાં નથી. આવી રીતે જ્ઞાન–ધ્યાનમા આરૂઢ થવું, એનુ નામ સવર કહેવાય છે.

૯. નિર્જરા ભાવના – હે જીવ ! આત્માને આવતી રાગ-દ્વેષાદિ કર્મોની આવક બધ તો કરી, પણ પૂર્વે થઇ ચૂકેલાં કર્મોને કાપવા–નિર્જરવા, તપ, સયમ રૂપ 'નિર્જરા' નુ શરણું તારે લેવું જોઇએ છે. નિર્જરા માટે તપ કરનારો માણસ માન માગતો નથી,

કીર્તિ કે ધન ઇચ્છતો નથી, લોક લજ્જાને ગણકારતો નથી, માત્ર આત્માર્થેજ ક્રિયા કરે છે, અને તે ક્રિયા જ્ઞાન સાથે કરે છે જ્ઞાન સહિત ક્રિયાનુ નામજ "નિર્જરા" છે

૧૦ **લોક સ્વરૂપ** ભાવના — હે જીવ ! આ પ્રમાણે આવતા કર્મોને રોકી, કરેલાં કર્મોને નિર્જરી, હવે તુ ચૌદ રાજલોકનુ સ્વરૂપ વિચાર, અસખ્યાતા દ્વીપ સમુદ્રનો ખ્યાલ દૃષ્ટિ સમક્ષ લાવ, અને પછી જો કે આટલા અવકાશમાં તારૂ ઘર કે તુ શા હિસાબમા છે ? અસંખ્યાતા દ્વીપ સમુદ્રની કુદરતની વળી વિચિત્રતા વિચાર; અને એમાં તલ્લીન થઈ તુ દેહાધ્યાસ અને હુ પદ છોડ.

**૧૧. સમ્યકત્વ** ભાવના:- હે જીવ ! વૈરાગ્ય પ્રાપ્ત કરાવનારી ૧૦ ભાવના ભાવ્યા પછી તુ વિચાર કર કે હવે શાંત પડેલા તારા જીવને શુ કરવા જેવુ છે અને શુ છોડવા જેવુ છે ? આ નિર્ણય તને "**સમ્યકત્વ**" વગર થઇ શકવાનો નથી સમ્યક્ એટલે સાચા જ્ઞાન વિના તારો આત્મા દોરા વગરની સોય માફક પાપ પુજમાં, અજ્ઞાનમાં ખોવાઈ જાય છે, અને જશે માટે સમ્યક્ત્વ પ્રાપ્ત કર

૧૨ ધર્મ ભાવના.- હે જીવ ! જ્ઞાન પામ્યો પણ તે સાર્થક તો ત્યારેજ કહેવાય કે જ્ઞાનને વ્યવહારમાં મૂક, અર્થાત્ ધર્મ આચર સર્વ પ્રાણીને પોતા સમાન ગણવા જેટલી પાયરીએ આવવુ, અને સર્વને શાતા પમાડતા શીખવુ, એમાંજ ધર્મની સાફલ્યતા છે માટે એવો ઉત્તમ ધર્મ ધારણ કર, કે જેથી બીજાને શાતા ઉપજાવનાર એવા તને અખડ નિરાબાધ શાતા ઊપજે

# "સજ્ઝાયમાળા"

## સંસાર અસાર છે એમ સમજી ધર્મકરણી કરવા વિષે.

રાગ:—અનજારા

શું રહ્યો જીવ લોભાઇ, નથી સાર જગતમાં ભાઇ–ટેક

તું અનાદિ કાળનો પ્રાણી, તું ફર્યો અનંતા ખાણી,
પછી મળી મનુષ્યની કાય, નથી સાર જગતમાં ભાઈ– ૧

નવ માસ ગર્ભમાં ભારે, દુઃખ વેઠી નીકળ્યો તું બા'રે,
જગ પવન લહેરે તવ વાઈ, નથી સાર જગતમાં ભાઇ– ૨

જો ગર્ભમાં આડો આવે, તો શિશુનું શરીર કપાવે,
કેમ ભૂલ્યો સ્થળ દુઃખદાઇ, નથી સાર જગતમાં ભાઇ– ૩

પછી બાળપણે અજ્ઞાની, બહુ ખેલ વિષે મતિ માની,
હતી પરાધીન તવ કાય, નથી સાર જગતમાં ભાઇ– ૪

થયો જુવાન કામ વિકારો, તવ ભૂલ્યો ધર્મ વિચારો
થઇ અંધ તેં કાયા ગુમાઇ, નથી સાર જગતમાં ભાઇ– ૫

પછી ઘડપણ તુજને આવ્યું, બળ અંગ તણુંજ ગુમાવ્યું.
છે લાળ ખાંસી મુખ માંહી, નથી સાર જગતમાં ભાઇ– ૬

જો હોય શરીરમાં લોહી, ગહ માત પિતા રહે મોહી,
છે મતલબની મિત્રાઇ, નથી સાર જગતમાં ભાઇ– ૭

જેવું પત્ર ડાળથી તૂટયુ, જેવું ઠામ કાચનું ફૂટયુ,
તેમ ક્ષણમાં તન પડી જાય, નથી સાર જગતમાં ભાઇ– ૮

નથી નારી પ્યારી તારી, બળ વીર્ય રૂપની ચારી,
શિદ કરે ખુવારી ભાઈ, નથી સાર જગતમાં ભાઇ– ૯

આ રંગ પતંગી કાયા, તેની ધરવી શી મમતા માયા,
ને વણસતાં વાર ન કાંઇ, નથી સાર જગતમાં ભાઇ–૧૦

જેવી ઇંદ્ર જાળની માયા, જેવી બાદલ કેરી છાયા,
તે ક્ષણ ક્ષણમાં પલટાઇ, નથી સાર જગતમાં ભાઈ ૧૧
જેવો પાણીનો પરપોટો, તેવો દેહ ભરૂસો ખોટો;
નહિ ચાલે કંઈ ચતુરાઈ, નથી સાર જગતમાં ભાઈ-૧૨

જે હતા મહા ચક્રવર્તી, જેની આણ જગતમા ફરતી,
તે ચાલ્યા તજી સગાઈ, નથી સાર જગતમાં ભાઈ-૧૩

જેમ પાણીમાહી પતાસાં, તેવા તનના જુએ તમાસા,
તે પીગળતાં વાર ન કાંઇ, નથી સાર જગતમાં ભાઈ-૧૪

ગયો અવસર ફરી ન આવે, શીદ એળે જન્મ ગુમાવે,
લે જ્ઞાન ગુરુ સુખદાઈ, નથી સાર જગતમાં ભાઇ-૧૫

તું રાગ રંગમા રહેતો, તુ તાલ મગ્ન થઇ દેતો,
તે ભટકવા ભવની માંહી, નથી સાર જગતમાં ભાઇ-૧૬

અરે સમજ કાળ રે ખૂટ્યો, થા કર્મ બંધથી છૂટો,
વૈરાગ્ય આણ ઉરમાંહી, નથી સાર જગતમાં ભાઈ-૧૭

---

## પ્રતિક્રમણ કરવા વિષે

પંચ પ્રમાદ તજી પડીકમણું, સાંજ સવારે કીજે
અરિહંત સિદ્ધ સદ્દગુરૂની સાખે, પાપ આલોચણ લીજે,
સંઘે કરવુ તે રંગે હો રાજ, પડીકમણું મન ચંગે—ટેક

જ્ઞાને અક્ષર ઓછો અધિકો, કાનો માત્રા ભાખ્યો,
જૈનશાસનમાં શંકા કંખા, મિથ્યાત્વ મનમાં રાખ્યો ૧

જીવ છકાયના આરંભ સમારંભ, તીવ્ર પરિણામે કીધો,
ક્રોધ કષાય કરી જૂઠું બોલી, દાન અદત્તા લીધો ૨

પરસ્ત્રી દેખી પ્રેમ વધાર્યો, ને ધન લોભે લલચાણો,
દસે દિશા વળી અદકી વધારી, ખાવે પહેરવે રાચ્યો ૩

કર્માદાન અનર્થા દંડે, સામાયિક શુદ્ધ ન આવે,
દેશાવકાશિક આઠમ પાખી, પોષો ભલો ન ભાવે ૪
જમવા વેળા જમવા બેઠો, સાધુ ચિંતવણા વીસરીઓ,
સલેખણાતપ વીરજીએ ભાખ્યો, એકસોચોવીસ દૂષણ ભરીઓ ૫
જાણે અજાણે જે પડીકમશે, તે કર્મેથી હળવો થાશે
વરૂણ નાગ નટવાના મિત્રને દ્રષ્ટાંતે, વહેલો મુકિત જાશે ૬
સામાયિક પોષો પડીકમણું, આસ્થા સહિત જે કરશે,
ઉના નગરમા કહે મુનિ તેજશી, તે ભવસાગર તરશે. ૭

---

**કર્મથી કંટાળેલા આત્માને જિનરાજદેવ પ્રત્યે ઉદ્‌ગારો**

( ટોપી વાળાનાં ટોળાં ઊતર્યા—એ રાગ )

કર્મ લાગ્યા છે મારે કેડલે, રખડાવી મારે છે ચાર ગતીને ચોગાનરે.
જિનરાજદેવ ! કર્મ લાગ્યાં છે મારે કેડલે એ ટેક

જ્ઞાનાવરણીયે જ્ઞાન રોકીયુ, જેમ આંખે બાંધેલા પાટાનુ નિશાનરે
જિનરાજદેવ. ૨

દર્શનાવરણીય દર્શન ગુણને,
રોકે રાજ પોળીઓ જેમ કરી નકારરે જિનરાજદેવ. ૩

વેદનીય કર્મ કરે છે વેદના,
જેમ મધ અપ્રીણે ખરડેલ તલવારરે જિનરાજદેવ ૪

આઠે કર્મમા મોટું મોહનીય,
મુઝવી મારે મદિરા પાન સમાનરે જિનરાજદેવ. ૫

આયુષ્ય કર્મે બાંધ્યો છે મુજને,
હેડમાં પડયો હોય જેમ કેદી હેરાનરે જિનરાજદેવ ૬

નામ કર્મે નાના પ્રકારની,
દેહાકૃતિ પામું જેમ ચિત્રનો કરનારરે જિનરાજદેવ ૭
ગોત્ર કર્મે પામું છું હું પ્રભુ !
ઊંચી નીચી જાતિ આદિ આઠ પ્રકારરે જિનરાજદેવ. ૮
દાનાદિ લબ્ધિ પાંચ માહરી
અંતરાય કર્મે રોકી રાખી છે દિન રાતરે જિનરાજદેવ. ૯
આઠે કર્મે ઘેરાયો હું પ્રભુ !
થઇ બેઠો છું રાજા છતા રાંકડાની જાતરે જિનરાજદેવ ૧૦
પ્રગટે અનંત બળ એટલુ,
શામ મુનિ માગે દયાળુ પ્રભુ ! દેવરે જિનરાજદેવ ૧૧
આઠે કર્મોને અળગાં કરી,
આવી આપ ચરણે વસુ નિત્ય મેવરે. જિનરાજદેવ ૧૨

---

# જીવા પાંત્રીસી.

મોહ મિથ્યાત્વકી નીંદમેં જીવા સૂતો કાળ અનંત,
ભવ ભવમાંહી ભટકીઓ જીવ તે સુણજો વૃત્તાંત;
જીવ તું તો ભોળોરે પ્રાણી એમ રડીઓરે સંસાર–૧

અનંતા જિન હુવા કેવળી, જીવા ઉત્કૃષ્ટ જ્ઞાની અગાધ,
એણે ભવે શું લેખો લીઓ, જીવા તારી ન કે કોઈએ આદ
જીવા તું તો–૨.

પૃથ્વી, પાણી, અગ્નિમાં જીવ, ચોથી વાયુ કાય,
એ કૂડી કાયા મધ્યે જીવ કાળ અસંખ્યાતો જાય;
જીવા તું તો–૩.

પાંચમી કાય વણસઈ, જીવ સાધારણ પ્રત્યેક,
સાધારણમાં તુ વસ્યો જીવ એવી વરોટુ દેખ,
જીવા તું તો–૪

સોય અગ્રની ગોદમા જીવા શ્રેણી અસખ્યાતી જાય,
અસખ્યાતા પડતર હુવા જીવા ગોળા સખ્યાતા પરમાણુ,
જીવા તું તો–૫

એકેકા ગોળા મધ્યે જીવા અસંખ્યાતા શરીર,
એક શરીરમાં જીવડા જીવા અનત કહ્યા મહાવીર;
જીવા તુ તો–૬

દો ઘડી કાચી મધ્યે જીવા પાંસઠ હજાર સો પાચ,
છત્રીસ ઉપર જાણીએ જીવા એક રમન્ત કાચ;
જીવા તુ તો–૭

છેદન ભેદન વેદના જીવા નરકે સહ્યા બહુવાર,
તેણે થકી નિગોદીઆ જીવા અનંતા ગુણા કહેવાય;
જીવા તુ તો–૮

એક ઇંદ્રિમાંથી નીસરી જીવા ઇંદ્રિ પામ્યો દોય,
તપ પુનાઇ તેહની જીવા અનંતા ગુણી વિચાર;
જીવા તું તો–૯.

એમ તેરન્દ્રી ચૌરન્દ્રી જીવા દો દો લાખ વિચાર,
દુઃખ દીઠા સંસારનાં જીવા સુણતાં અચરજ વાત;
જીવા તું તો–૧૦

જળચર થળચર ખેચર જીવા ઉરપર ભુજપર જાત,
તાપ શીત તરસ સહી જીવા દુઃખ સહ્યા દિન રાત;
જીવા તુ તો–૧૧

એમ ભમતો જીવડો જીવા પામ્યો નર અવતાર,
ગર્ભાવાસે દુઃખ સહ્યા જીવા તે જાણે કીરતાર,
જીવા તું તો–૧૨

મસ્તક તો હેઠો હુવો જીવા ઉપર હુવા દો પાય,
આંખુ આડી દો મુઠ્ઠડી જીવા રહ્યો વિષ્ટાના ઘરમાંય;
જીવા તું તો–૧૩

બાપ વીર્ય રુધિર માતનુ જીવા એ તેં લીધો આહાર,
ભૂલી ગયો જન્મ્યા પછી જીવા શંકા કરે જીહાર;
જીવા તુ તો–૧૪

ઊઠ કરોડ લાલ કરે જીવા ચાંપે રોમરોમ પાય,
આઠ ગુણી હવે વેદના જીવા ગરભાવાસે દુઃખ થાય;
જીવા તુ તો–૧૫

જન્મતા હોવે ક્રોડ ગુણી જીવા મરતા ક્રોડાક્રોડ,
જન્મ મરણના જીવને જીવા એ જાણુ મોટી ખોટ,
જીવા તુ તો–૧૬

દૈત અનારજ ઉપનો જીવા ઇંદ્રિ હીણી હોય,
આવખુ તો ઓછુ હવે જીવા ધર્મ કર્યો કેમ જાય,
જીવા તુ તો–૧૭

કદાચિત નર ભવ પામીએ જીવા ઉત્તમ કુળ અવતાર,
દેહ નિરોગી પામીને જીવા એળે ગયો અવતાર,
જીવા તુ તો–૧૮

ઠગ ફાસી ઘર ચોરટા જીવા ધીવર કસાઈ જાત,
જન્મ્યો ને વળી મુઓ જીવા એસી ન રહી કોઈ જાત,
જીવા તુ તો–૧૯

ચૌદ રાજલોકમાં જીવા જન્મ મરણનુ જોર,
વાલાગ્ર ભૂમિમા જીવા ખાલી ન રહી કોઈ મેર,
જીવા તુ તો–૨૦

એહી જીવ રાજા હુવો જીવા હસ્તી બાંધ્યા બાર,
કદાચિત્ કર્મને વશે જીવા ન મળે ઉધાર,
જીવા તુ તો–૨૧.

એમ ભમતો જીવડો જીવા પામ્યો સામગ્રી સાર,
આદરીને છટકાય દીઓ જીવા જાએ જન્મારો હાર,
જીવા તું તો–૨૨

ખોટા દેવ ખરા કર્યા જીવા લાગ્યો કુગુરૂ કેલ,
ખોટો ધર્મ આદર્યો જીવા કીધા ચૌગતીના ફેર
જીવા તું તો–૨૩

કબહુ તુ તો નરકે ગયો જીવા કબહુ હતો દેવ,
પુન્ય પાપના ફળ થકી જીવા પાડી મિથ્યાત્વની ટેવ,
જીવા તુ તો–૨૪

ઓઘો ને વળી મુહપત્તી જીવા મેરૂ જેવડા કીધ,
સમકિત સહિત કિરિયા વિના જીવા નરક સાતમે જાય,
જીવા તુ તો-૨૫

ચાર જ્ઞાનના ધણી જીવા નરક સાતમે જાય,
ચૌદ પૂર્વ ન ભણ્યો જીવા પડે નર્કની ગોદ;
જીવા તું તો–૨૬

ભગવત ધર્મ પામ્યા પછી જીવા કરણી ન જાવે ફોક,
કદાચિત જો પડવાઈ વે જીવા અર્ધ પુદ્દગલમાં મોક્ષ,
જીવા તુ તો ૨૭

સૂક્ષ્મને બાદરપણે જીવા મેરી વર્ગણા સાત,
એક પુદ્દગલ પરાવર્તનથી જીવા ઝીણી ઘણી છે વાત,
જીવા તુ તો-૨૮

અનતા જીવ મુકતે ગયા જીવા તારી આતમ દોષ,
નવ ગયા નવ જાયશે જીવા ભારે કર્મી મોક્ષ.
જીવા તું તો-૨૯

પાપ આળોઈ આપણ જીવા આશ્રવનાં દ્વાર રોક,
તે થકી દેવલોક મળે જીવા પંદરમે ભવે મોક્ષ,
જીવા તું તો-૩૦

એવા ભવ સુણી કરી જીવા શ્રદ્ધા આવી નહી,
જેમ આવ્યો તેમ જાઈશ જીવા લાખ ચોરાશીમાંય;
જીવા તું તો-૩૧

કઈક ઉત્તમતો ચેતીઆ જીવા જાણ્યો અથિર સસાર,
સાચો મારગ સાધીને જીવા પોચ્યા મુકિત મોઝાર;
જીવા તુ તો-૩૨

દાન શિયળ તપ ભાવ શુ જીવા એ શુ રાખો પ્રીત,
ક્રોડ કલ્યાણ છે તેહના જીવા રૂખી જેમલ કહે એમ;
જીવા તુ તો-૩૩

અભવી સગે જીવે ભવ અનતા હોય,
વળી વિશેષે તેહને જીવા જનમ મરણ હોય,
જીવા તું તો ૩૪

એ માહેથી નીકળી જીવા મોક્ષ જાવે ઘડનાર,
એક શરીર ખાલી ન હોવે જીવા ન હોશે અનતો કાળ,
જીવા તું તો-૩૫

## સિદ્ધ પરમાત્માની સ્તુતિ

(હરિગીત છંદ)

તુમ્હે તરણ તારણ, દુઃખ નિવારણ, ભવિક જીવ આરાધન,
શ્રી નાભિનંદન જગત વંદન, નમો સિદ્ધ નિરંજન ૧
જગત ભૂષણ વિગત દૂષણ, પ્રણવ પ્રાણ નિરૂપકં,
ધ્યાન રૂપ અનુપ ઉપમ નમો૦ ૨
ગગન મંડળ મુકિત પદ્મ સર્વ ઉર્ધ્વ નિવાસિન,
જ્ઞાન જ્યોતિ અનંત રાજે નમો૦ ૩
અજ્ઞાન નિદ્રા વિગત વેદન દલિત મોહ નિરાયુષ,
નામ ગોત્ર નિરંતરાય - નમો૦ ૪
વિકટ ક્રોધા માન યોધા માયા લોભ વિસર્જન,
રાગ દ્વેષ વિમર્દ અંકુર, નમો૦ ૫
વિમલ કેવળ જ્ઞાન લોચન ધ્યાન શુકલ સમીરિત,
યોગિનાતિગમ્ય રૂપ, નમો૦ ૬
યોગ ને સમોસરણ મુંદ્રા પરિપલ્યંકાસન,
સર્વ દીસે તેજ રૂપ, નમો૦ ૭
જગત જીનકે દાસ દાસી તાસ આસ નિરાસનં,
ચંદ્ર રૂપે પરમાનંદ રૂપ, નમો૦ ૮
સ્વ સમય સમકિત દ્રષ્ટિ જિનકી સોએ યોગી અયોગીક,
દેખતામા લીન હોવે, નમો૦ ૯
તીર્થ સિદ્ધા અતીર્થ સિદ્ધા ભેદ પંચ દસાધિક,
સર્વ કર્મ વિમુકત ચેતન, નમો૦ ૧૦
ચંદ્ર સૂર્ય દીપ મણીકી જ્યોતિ તેન ઉલંઘિત,
તે જ્યોતિથી અપરમ જ્યોતિ, નમો૦ ૧૧
એકમાહિ અનેક રાજે અનેકમાહિ એકક,
એક અનેકકી નાહિ સંખ્યા, નમો૦ ૧૨

અજર અમર અલક્ષ અનતર નિરાકાર નિરજન,
પરિબ્રહ્મ જ્ઞાન અનત દર્શન, નમો૦ ૧૩

અતુલ સુખકી લહેરમેં પ્રભુ લીન રહે નિરતર,
ધર્મ ધ્યાનથી સિદ્ધ દર્શન, નમો૦ ૧૪

ધ્યાન ધૂપ મન. પુષ્પ પચેદ્રિય હુતાશન ક્ષમા જાપ સતોષ પૂજા
પૂજો દેવ નિરજન ૧૫

તુમ્હે મુકિત દાતા કર્મ ઘાતા, દીન જાણી દયા કરો,
સિદ્ધાર્થ નદન જગત વંદન, મહાવીર જિનેશ્વરં ૧૬ ઇતિ ॥

## શ્રી શાંતિનાથ સ્વામીના છદ

શારદા માય નમુ શિર નામી, હુ ગુણ ગાઉ ત્રિભુવનકે સ્વામી,
શાતિ શાંતિ જપે સબ કોઇ, તે ઘેર શાતિ સદા સુખ હોઇ ૧

શાંતિ જપી જે કીજે કામ, સો હી કામ હોવે અભિરામ;
શાતિ જપી પરદેશ સિધાવે, તે કુશળે કમળા લઇ આવે ૨

ગર્ભ થકી પ્રભુ મારિ નિવારી, શાતિજી નામ દિયો હિતકારી,
જે નર શાંતિ તણાં ગુણ ગાવે, ઋદ્ધિ અચિતી તે નર પાવે ૩,

જે નરકુ પ્રભુ શાંતિ સહાઇ, તે નરકું કયા આરતી નાહીં,
જો કછુ વછે ચોહી પૂરે, દુખ દારિદ્ર મિથ્યા મતિ ચૂરે ૪

અલખ નિરજન જ્યોત પ્રકાશી, ઘટ ઘટ અંતરકે પ્રભુ વાસી,
સ્વામી સ્વરૂપ કહ્યુ નવિ જાય, કહેતા મુજ મન અચરજ થાય ૫

ડાર દીયે સબહી હથિયારા, જીત્યા મોહ તણા દળ સારા,
નારી તજી શિવશુ રગ રાચ્યો, રાજ તજ્યો પણ સાહિબ સાચો ૬

મહા બળવંત કહીજે દેવા, કાયર કુથુ ન એક હણેવા,
ઋદ્ધિ સબળ પ્રભુ પાસ લહીજે, ભિક્ષા આહારી નામ કહીજે ૭

નિંદક પૂજકકુ સમ ભાયક, પણ સેવકકુ હે સુખદાયક,
તજી પરિગ્રહ હુવા જગનાયક, નામ અતિથિ સબ્બે સિદ્ધિ લાયક ૮

શત્રુ મિત્ર સમ ચિત્ત ગણીજે, નામ દેવ અરિહંત ભણીજે,
સકળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહા પદ દીજે ૯

સાયર જેસા હોત ગંભીરા, દૂષણ એક ન માંહે શરીરા,
મેરૂ અચળ જેમ અંતરજામી, પણ ન રહે પ્રભુ એકણ ઠામી ૧૦

લોક કહે જિનજી સબ દેખે, પણ સુપનાંતર કબહુ ન પેખે,
રીસ વિના બાવીશ પરીસા, સેના જીતી તે જગદીશા, ૧૧

માન વિના જગ આણ મનાઈ, માયા વિના શિવશું લય લાઈ,
લોભ વિના ગુણ રાશિ ગ્રહીજે, ભિક્ષુ ભાવે ત્રિગડો સેવિજે ૧૨.

નિર્ગ્રંથપણે શિર છત્ર ધરાવે, નામ યતિ પણ ચમર ઢળાવે,
અભયદાન દાતા સુખ કારણ, આગળ ચક્ર ચાલે અરિ દારણ ૧૩

શ્રી જિનરાજ દયાળ ભણીજે, કર્મ સર્વેકો મૂળ ખણીજે,
ચઉવિહ સંઘહ તીરથ થાપે, લચ્છી ઘણી દેખે નવિ આપે ૧૪

વિનયવંત ભગવંત કહાવે, નાહીં કિસીકું શિશ નમાવે,
અકંચનકો બિરૂદ ધરાવે, પણ સોવન પદ પંકજ ઠાવે ૧૫

રાગ નહિ પણ સેવક તારે, દ્વેષ નહિ નિગુણા સંગ વારે,
તજી આરંભ નિજ આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે ૧૬

તેરો મહિમા અદ્‌ભૂત કહીજે, તેરા ગુણકો પાર ના લીજે;
તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મનમોહન સેવક તેરા ૧૭

તું રે ત્રિલોક તણો પ્રતિપાળ હું રે અનાથ ને તું રે દયાળ
તું શરણાગત રાખત ધીરા. તું પ્રભુ તારક છે વડ વીરા ૧૮

તુંહિ સમોવડ ભાગજ પાયો, તો મેરો કાજ ચડયો રે સવાયો.
કરજોડી પ્રભુ વિનવું તમશું, કરો કૃપા જીનવરજી અમશું ૧૯

જનમ મરણના ભય નિવારો, ભવ સાગરથી પાર ઉતારો;
શ્રી હસ્થિણાપુર મંડણ સોહે. ત્યાં શ્રી શાંતિ સદા મન મોહે ૨૦

પદ્મસાગર ગુરૂરાય પસાયા. શ્રી ગુણ સાગર કહે મન ભાયાઃ
જે નર નારી એક ચિત્તે ગાવે, તે મનવાંછિત નિશ્ચે પાવે ૨૧

## શ્રી ગૌતમ સ્વામીનો છંદ

વીર જિનેશ્વર કેરો શિષ્ય. ગૌતમ નામ જપો નિશદિન,
જો કીજે ગૌતમનુ ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન ૧
ગૌતમ નામે ગિરિવર ચડે, મનવાછિત હેલા સાપડે
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સયોગ. ૨
જે વૈરી વિરૂઆ વકડા, તસ નામે નાવે ઢુકડા,
ભૂત પ્રેત નવિ મડે પ્રાણ, તે ગૌતમનાં કરૂ વખાણ ૩
ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય,
ગૌતમ જિન શાસન શણગાર, ગૌતમ નામે જયજયકાર ૪
શાળ દાળ ગોરસ ધૃત ગોળ, મનવાછિત કાપડ તબોળ,
ઘર સુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત ૫
ગૌતમ ઉગ્યો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ,
મોટા મદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ ૬
ઘર મયગળ ઘોડાની જોડ, વારૂ પહોચે વાંછિત કોડ,
મહિયળ માંને મોટા રાય, જો ત્રૂઠે ગૌતમના પાય ૭
ગૌતમ પ્રણમ્યા પાતક ટાળે, ઉત્તમ નરની સગત મળે,
ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન ૮
પુન્યવત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ,
કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તૂઠે સપત્તિ ક્રોડ ૯
પ્રીતિ

---

## શ્રી સોળ સતીનો છંદ

આદિનાથ આદિ જિનવર વદી, સફળ મનોરથ કીજીએ,
પ્રભાતે ઉઠી માંગલિક કામે, સોળ સતીના નામ લીજીએ ૧
બાળકુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બેનડીએ,
ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતીમા જે વડીએ ૨

બાહુબળ ભગિની સતીય શિરોમણી, સુંદરી નામે ઋષભ સુતાએ
અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનોપમ ગુણ જુતાએ ૩

ચંદનબાળા બાળપણેથી, શીયળવતી શુદ્ધ શ્રાવિકાએ;
અડદના બાકળા વીર પ્રતિલાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકાએ. ૪

ઉગ્રસેન ધુયા ધારિણી નંદની, રાજેમતી નેમ વલ્લભા એ
યૌવન વેશે કામને જીત્યો, સંજમ લેઈ દેવ દુલ્લભાએ ૫

પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ તનયા વખાણીએ,
એકસો આઠે ચીર પૂરાણાં, શીયળ મહિમા તસ જાણીએ ૬

દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુળ ચંદ્રિકાએ,
શીયળ સલુણી રામ જનેતા, પુણ્ય તણી પ્રણાલિકા એ ૭

કોસંબિક ઠામે સતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ;
તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુર ભવને જશ ગાજીયો એ ૮

સુલસા સાચી શીયળે ન કાચી, રાચી નહીં વિષયારસે એ:
મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતા મન ઉલ્લસે એ. ૯

રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા સીતા સતીએ,
જગ સહુ જાણે ધીજ કરંતા, અનળ શીતળ થયો શીયળથી એ. ૧૦

સુરનર વંદિત શીયળ અખંડિત. શિવા શિવ પદ ગામિની એ;
જેહને નામે નિર્મળ થઈએ, બલિહારી તસ નામની એ ૧૧.

કાચે તાંતણે ચાલણી બાંધી, કૂપ થકી જળ કાઢીયુ એ
કલંક ઉતારવા સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું એ. ૧૨

હસ્તીનાપુરે પાંડુ રાયની, કુંતા નામે કામિનીએ;
પાંડવ માતા દસે દસારની, બ્હેન પતિવ્રતા પદ્મિનીએ ૧૩

શીલવતી નામે શીલવ્રત ધારિણિ, ત્રિવિધે તેહને વંદીયે એ;
નામ જપંતા પાતક જાએ, દર્શને દુરિત નિકંદીયે એ ૧૪

નિષિધાનગરી નળહ નરિંદની દમયતી તસ ગેહિનીએ;
સંકટ પડતાં શિયળજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ ૧૫.

અનંગ અજીતા જગ જન પૂજિતા, પુષ્પચુલા ને પ્રભાવતી એ;
વિશ્વ વિખ્યાતા કામને દમતા, સોળમી સતી પદ્માવતી એ ૧૬
વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરતન ભાખે મુદાએ,
વહાણું વાતા જે નર ભણશે તે લેશે સુખ સંપદા એ. ૧૭ ઇતિ

---

### શ્રી ચિંતામણી પાર્શ્વનાથનો છંદ

( દોહા )

કલ્પવેલ ચિંતામણી કામધેનુ ગુણ ખાણ,
અલખ અગોચર અગમ ગતિ, ચિદાનંદ ભગવાન ૧
પરમ જ્યોતિ પરમાત્મા, નિરાકાર કીરતાર,
નિર્ભય રૂપ જ્યોતિસરૂ પૂરણ બ્રહ્મ અપાર ૨
અવિનાશી સાહિબ ધણી, ચિંતામણી શ્રી પાર્શ્વ,
અરજ કરૂં કર જોડ કે, પૂરો વંછિત આશ ૩
મન ચિંતિત આશા ફળે, સકળ સિદ્ધવે કામ
ચિંતામણીકો જાપ જપ, ચિંતા હરે એ નામ ૪
તુમ સમ મેરે કો નહીં, ચિંતામણી ભગવાન,
ચેતનકી એહ વિનતી, દીજે અનુભવ જ્ઞાન ૫

( ચોપાઇ )

પ્રાણુત દેવલોકથી આયે જન્મ વણારસી નગરી પાયે,
અશ્વસેન કુળ મંડન સ્વામી, ત્રિહુ જગકે પ્રભુ અંતરજામી ૬
વામા દેવી માતાકે જાયે, લછન નાગ ફણી મણી પાએ,
શુભ કાયા નવ હાથ વખાણો, નીલ વરણ તનુ નિર્મળ જાણો ૭
માનવ યક્ષ સેવે પ્રભુ પાય, પદ્માવતી દેવી સુખદાય,
ઇંદ્ર ચંદ્ર પારસ ગુણ ગાવે, કલ્પવૃક્ષ ચિંતામણી પાવે ૮

નિત સમરો ચિંતામણી સ્વામી, આશા પૂરે અંતરજામી,
ધન ધન પાર્શ્વ પુરીસાદાણી, તુમ સમ જગમે કો નહી નાણી ૯

તુમારો નામ સદા સુખકારી, સુખ ઉપજે દુઃખ જાય વિસારી,
ચેતનકો મન તુમારે પાસ, મન વંછિત પૂરો પ્રભુ આશ ૧૦

(દોહા)

ૐ ભગવત ચિંતામણી, પાર્શ્વ પ્રભુ જિનરાય,
નમો નમો તુમ નામસે, રોગ શોક મિટ જાય. ૧૧

વાત પિત્ત દૂરે ટળે, કફ નહી આવે પાસ,
ચિંતામણી કે નામસે, મિટે શ્વાસ ઓર ખાંસ ૧૨

પ્રથમ દૂસરો તીસરો, તાવ ચોથીયો જાય,
શૂળ બહોંતેર દૂરે રહે, દાદર ખાજ ન થાય ૧૩

વિસ્ફોટક ગડ ગુંમડાં, કોઢ અઢારે દૂર;
નેત્ર રોગ સબ પરિહરે, કંઠમાળ ચકચૂર. ૧૪

ચિંતામણીકે જાપસે, રોગ શોક મિટ જાય,
ચેતન પાર્શ્વ નામકો, સમરો મન ચિત્ત લાય. ૧૫

(ચોપાઈ)

મન શુદ્ધો સમરો ભગવાન, ભયભંજન ચિંતામણી ધ્યાન;
ભૂત પ્રેત ભય જાવે દુર, જાપ જપે સુખ સંપત્તિ પૂર ૧૬

ડાકણ શાકણ વ્યંતર દેવ, ભય નહીં લાગે પારસ સેવ,
જળચર થલચર ઉરપર જીવ, ઈનકો ભય નહિ સમરો પીવ ૧૭

વાઘ સિંહકો ભય નહીં હોય, સર્પ ઘો આવે નહિ કોય;
વાટ ઘાટમે રક્ષા કરે, ચિંતામણી ચિંતા સબ હરે. ૧૮

ટોણાં ટામણ જાદુ કરે, તુમારો નામ લેતાં સબ ડરે,
ઠગ ફાસીગર તસ્કર હોય, દ્વેષી દુશ્મન દુષ્ટ જ કોય ૧૯

ભય સબ ભાગે તુમારે નામ, મન વંછિત પૂરો સબ કામ;
ભય નિવારણ પૂરે આશ, ચેતન જપ ચિંતામણી પાર્શ્વ ૨૦

( દોહા )

ચિંતામણીકે નામસે, સકલ સિદ્ધવે કામ,
રાજ ઋદ્ધિ રમણી મળે, સુખ સંપત્તિ બહુ દામ ૨૧
હય ગય રથ પાયક મળે, લક્ષ્મીકો નહિ પાર,
પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શિવ દરબાર ૨૨
ચેતન ચિંતા હરણકો, જાપ જપો તિન કાળ;
કર આંબિલ ષટ માસકો, ઉપજે મંગળ માળ ૨૩
પારસ નામ પ્રભાવથી, વાધે બળ બહુ જ્ઞાન;
મન વછિત સુખ ઉપજે, નિત સમરો ભગવાન ૨૪
સંવત અઢારા ઉપરે, આડત્રિશકો પરિમાણ,
પોષ શુકલ દિન પચમી, વાર શનિશ્વર જાણ ૨૫
પઢે ગુણે જો ભાવશું, સુણે સદા ચિત્ત લાય,
ચેતન સંપત્તિ બહુ મળે, સમરો મન વચ કાય. ૨૬

## શ્રી મહાવીર સ્વામીનો છંદ

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિશલાદેવી સુત જગ આધાર,
શોભે સુદર સોવન વાન, શરણ તમારૂ શ્રી વર્દ્ધમાન ૧
તુમ નામે લહિયે સપદા, તુમ નામે મન વછિત મુદા.
તુમ નામે લહિયે સન્માન, શરણ૦ ૨
દુર્જન દુષ્ટ વૈરી વિકરાળ, તુમ નામે નાસે તત્કાળ,
તુમ નામે દિન દિન કલ્યાણ, શરણ૦ ૩
તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યતર નહિ કદા,
રોગ શોક ચિંતા નવિ જાણ, શરણ૦ ૪
ગ્રહાદિક પીડા નવિ કરે, નામ તમારૂ જે અનુસરે,
ધર્મસિહ મુનિ ભાવ પ્રધાન, શરણ૦ ૫ ઇતિ.

## શ્રી પાંસઠીઆ યંત્રનો છંદ.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨ | ૩ | ૯ | ૧૫ | ૧૬ |
| ૧૪ | ૨૦ | ૨૧ | ૨ | ૮ |
| ૧ | ૭ | ૧૩ | ૧૯ | ૨૫ |
| ૧૮ | ૨૪ | ૫ | ૬ | ૧૨ |
| ૧૦ | ૧૧ | ૧૭ | ૨૩ | ૪ |

શ્રી નેમીશ્વર સંભવ શામ, સુવિધિ ધર્મ શાંતિ અભિરામ,
અનંત સુવ્રત નમિનાથ સુજાણ, શ્રી જિનવર મુજ કરો કલ્યાણ ૧

અજિતનાથ ચંદ્રપ્રભ ધીર, આદીશ્વર સુપાર્શ્વ ગંભીર,
વિમળનાથ વિમળ જગ જાણ શ્રી જિનવર ૨

મલ્લિનાથ જિન મંગળ રૂપ, પચવીશ ધનુષ સુંદર સ્વરૂપ;
શ્રી અરનાથ નમું વર્દ્ધમાન, શ્રી જિનવર ૩

સુમતિ પદ્મ પ્રભુ અવતંસ, વાસુપૂજ્ય શીતળ શ્રેયાંસ,
કુંથુ પાર્શ્વ અભિનંદન ભાણ, શ્રી જિનવર ૪

ઇણપરે જિનવરજી સંભારીયે, દુઃખ દારિદ્ર વિઘ્ન નિવારિયે,
પચ્ચીશે પાંસઠ પરિમાણ શ્રી જિનવર. ૫.

એમ ભણતાં દુઃખ નાવે કદા, નિત પામે જો રાખો સદા;
ધરીયે પંચ તણું મન ધ્યાન, શ્રી જિનવર ૬

શ્રી જિનવર નામે વંછિત મળે, મનવંછિત સહુ આશા ફળે,
ધર્મસિંહ મુનિ નામ નિધાન, શ્રી જિનવર. ૭

## શ્રી નવકારનો છંદ

સુખ કારણ ભવિયણ, સમરો નિત નવકાર,
જિનશાસન આગમ, ચૌદ પૂરવનો સાર. ૧

એ મંત્રનો મહિમા, કહેતાં ન લહુ પાર,
સુરતરૂ જિમ ચિંતિત, વંછિત ફળ દાતાર. ૨

સુર દાનવ માનવ, સેવા કરે કર જોડ;
ભુવિ મંડળ વિચરે, તારે ભવિયણ કોડ ૩

સુરછંદે વિલસે અતિશય જાસ અનંત;
પદ પહેલે નમિયે, અરિગંજન અરિહંત ૪

જે પનરે ભેદે, સિદ્ધ થયા ભગવંત,
પંચમી ગતિ પહોંચ્યા, અષ્ટ કરમ કરી અંત ૫

કળ અકળ સરૂપી, પંચાનતક દેહ,
જિનવર પાય પ્રણમુ બીજે પદ વળી એહ ૬

ગચ્છ ભાર ધુરધર, સુંદર શશિહર શોભ,
કર સારણ વારણ ગુણ છત્રીશે થોભ ૭

શ્રુત જાણ શિરોમણિ, સાગર જિમ ગંભીર;
ત્રીજે પદ નમીયે, આચારજ ગુણ ધીર ૮

શ્રુતધર ગુણ આગમ, સૂત્ર ભણાવે સાર,
તપ વિધિ સંયોગે, ભાખે અર્થ વિચાર ૯

મુનિવર ગુણ યુક્તા, કહીએ તે ઉવજ્ઝાય;
પદ ચોથે નમિયે, અહર્નિશ તેહના પાય ૧૦

પંચાશ્રવ ટાળે, પાળે પંચાચાર,
તપસી ગુણધારી, વારે વિષય વિકાર ૧૧

ત્રસ થાવર પિયર, લોકમાહી જે સાધ,
ત્રિવિધે તે પ્રણમુ, પરમારથ જિણે લાધ ૧૨

અરિ કરિ હરિ સાયણી, ડાયણી ભૂત વૈતાળ,
સવિ પાપ પણાસે, વાધે મંગળ માળ ૧૩

ઇણ સમર્યાં સંકટ, દૂર ટળે તત્કાળ;
ઈમ જપે જિન પ્રભુ, સૂરિ શિષ્ય રસાળ ૧૪ ઇતિ

## નવકારમંત્ર માહાત્મ્ય.

( દોહા )

વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર,
નિશ્ચે શ્રી નવકાર નિત, જપતાં જયજયકાર. ૧

અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન,
વીતરાગ સ્વયંમુખ વદે, પંચ પરમેષ્ઠિ પ્રધાન. ૨

એકજ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપત્તિ થાય,
સંચિત સાગર સાતનાં, પાતિક દૂર પલાય ૩

સકળ મંત્ર શિર મુકુટ મણી, સદ્‌ગુરૂ ભાષિત સાર;
સો ભવિયાં મન શુદ્ધશું, નિત જપીએ નવકાર. ૪

( છપ્પ ત્રાટકી )

નવકાર થકી શ્રીપાળ નરેશ્વર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ,
સ્મશાન વિષે શિવ નામ કુંવરને, સોવન પુરિસો સિદ્ધ,
નવ લાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર,
સો ભવિયાં ભંતે ચોખ્ખે ચિત્તે, નિત જપીએ નવકાર. ૧

બાંધી વડશાખા શીંકે બેસી, હેઠળ કુંડ હુતાશ,
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઊડયો તે આકાશ,
વિધિ રીત જપ્યો વિષધર વિષ ટાળે, ઢાળે અમૃત ધાર સો૦ ૨

બીજોરા કારણ રાય મહાબળ, વ્યંતર દુષ્ટ વિરોધ,
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો જક્ષ પ્રતિબોધ,
નવલાખ જપતા થાયે જિનવર, એસો છે અધિકાર, સો૦ ૩

પલ્લિપતિ શીખ્યો મુનિવર પાસે, મહા મંત્ર મન શુદ્ધ,
પરભવ તે રાજસિંહ પૃથ્વીપતિ, પામ્યો પરિમળ ઋદ્ધ,
એ મંત્ર થકી અમરાપુર પહોંચ્યો, ચારૂદત્ત સુવિચાર સો૦ ૪

સંન્યાસી કાશી તપ સાધતો પંચાગ્નિ પ્રજાળ
દીઠો શ્રી પાર્શ્વકુમારે પન્નગ, અર્ધ બળતો તે ટાળ,
સંભળાવ્યો શ્રી નવકાર, સ્વયં મુખ, ઇંદ્રભુવન અવતાર સો૦ ૫

મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ,
ઇણ ધ્યાને કુષ્ટ ટળ્યું ઉંબરનું, રકતપિત્તનો રોગ,
નિશ્ચયશું જપતાં નવનિધિ થાએ, ધર્મતણો આધાર. સો૦ ૬

ઘટમાંહી કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ગૃહિણી કરવા ઘાત,
પરમેષ્ટિ પ્રભાવે હાર ફૂલનો, વસુધા માંહી વિખ્યાત,
કમળાવતીએ પિંગળ કીધો, પાપતણો પરિહાર, સો૦ ૭

ગયણાગણ જાતિ રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર,
પદ પંચ સૂણતાં પાંડુપતિ ઘર, તે થઈ કુંતા નાર,
એ મંત્ર અમૂલખ મહિમા મંદિર, ભવ દુઃખ ભંજનહાર સો૦ ૮

કંબળ ને સંબળ કાદવ કાઢયાં, શકટ પાંચસે માન,
દીધે નવકાર ગયા દેવલોકે, વિલસે અમર વિમાન,
મંત્ર થકી સંપત્તિ વસુધા તળે, વિલસે જૈન વિહાર સો૦ ૯

આગે ચોવીશી હુઇ અનંતી, હોશે વાર અનંત,
નવકાર તણી કોઇ આદિ ન જાણે, ઇમ ભાખે અરિહંત,
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યાં સંપત્તિ સાર સો૦ ૧૦

પરમેષ્ઠિ સૂર પદ તે પણ પામે, જે કૃતકર્મ કઠોર,
પુંડરગિરિ ઉપર પ્રત્યક્ષ પેખ્યો, મણિધર ને એક મોર,
સદ્‌ગુરુને સન્મુખ વિધિ સમરતા, સફળ જન્મ સંસાર સો૦ ૧૧

શૂળીકારો પણ તસ્કર કીધો. લોહખુરો પ્રસિદ્ધ,
તિહાં શેઠે નવકાર સૂણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ,
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યા, સૂરે કરી મનોહાર સો૦ ૧૨

પંચ પરમેષ્ઠિ જ્ઞાન જ પંચહ, પંચ દાન ચારિત્ર,
પંચ સજઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકીત,
પંચ પ્રમાદ વિષય તજો પંચ, પાળો પંચાચાર સો૦ ૧૩.

( કળશ છપ્પય )

નિત જપીએ નવકાર, સાર સંપત્તિ સુખદાયક,
શુદ્ધ મંત્ર એ શાશ્વતો, ઇમ જપે શ્રી જગનાયક,
શ્રી અરિહંત શ્રી સિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે,
શ્રી ઉવજઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠિ ગણીજે,
નવકાર સાર સંસાર છે, કુશળ લાભ વાચક કહે,
એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વંછિત લહે ૧૪ ઇતિ.

## શ્રી દીવાળીનું સ્તવન.

પૂરવ દિશે હુઇ પાવાપુરી, ધન ધાન્ય ઋદ્ધિ સમૃદ્ધિ શું ભરી,
હસ્તીપાળ નામે તીહા ભૂપાળી વીર મુકતે બિરાજ્યા દિન દીવાળી ૧

ગૌતમે ગુરૂની સેવા કીધી મનમાની, એક રાતમે હુવા કેવળજ્ઞાની,
જી કે ચૌદ રાજ્ય રહ્યા ભાળી, વીર૦ ૨.

અઢારે રાય હુવા ભગતા, દોય દોય પોસા કીધા લગતા;
જી કે વીર સામુ રહ્યા ભાળી, વીર૦ ૩.

પ્રભુએ દોય દિનરો સંથારો કીધો, સોળ પહોર લગે ઉપદેશ દીધો;
પ્રભુ મુકિત ગયા કર્મને ગાળી, વીર૦ ૪

પ્રભુએ ત્રીશ વર્ષે સંયમ લીધો, નિજ આતમ કારજ સિદ્ધ કીધો
વરસ બેતાળીસ દીક્ષા પાળી, વીર૦ ૫

પ્રભુને સાતસેં ચૌદસેં ચેલી, જ્યાને મુકિત મહેલમા દીયા મેલી;
જેણે કર્મના બીજ દીયાં બાળી, વીર૦ ૬

પ્રભુને એક રાણી ને હુઇ એક બેટી, જી કે મુકિત ગયા દુ:ખ દીયા મેટી
જમાઇ હુઓ જ્યારો જમાળી, વીર૦ ૭

પ્રભુને એક બહેનને એકજ ભાઇ, જી કે સ્વર્ગે ગયા સમકિત પાઇ,
શ્રાવકનાં વ્રત શુદ્ધ પાળી, વીર૦ ૮

ઋષભદત્ત ને દેવાનદા માતા, નયણે નિરખતાં હુઇ શાતા;
દોનુ મુકિત ગયા કર્મને ગાળી, વીર૦ ૯

સિદ્ધારથ રાજા ને ત્રિશલા રાણી, જેણે સ થારો કીધો સમતા આણી,
અચ્યુત દેવલોકે ટાંકો દીયે ઝાળી, વીર૦ ૧૦

જેણી રાતે વીરે મુકિત પામી, કેવળ પામ્યા ગૌતમ સ્વામી;
જ્યારો જાપ જપો નવકારવાળી, વીર૦ ૧૧

સુધર્મા સ્વામી હુવા પાટધણી, જ્યારી કીર્તિ મહિમા જોર ઘણી,
દયા મારગ દીયો અજવાળી, વીર૦ ૧૨

જયારી પાટે હુવા જ બુ વૈરાગી, રાતે પરણ્યા પ્રભાતે આઠે ત્યાગી,
સોળ વર્ષમે કાટી કર્મ જાળી, વીર૦ ૧૩

આઠે ભામિની વૈરાગે ભીની, પ્રભાતે પીયુ સાથે દીક્ષા લીની,
અવિહડ પ્રીત સઘળી પાળી, વીર૦ ૧૪

પ્રભવો પણ રાજાનો બેટો, જી કે જંબુ કુવરસુ હુવોરે ભેટો,
પાંચસે શું વૈરાગ્ય પામ્યો તત્કાળી, વીર૦ ૧૫.

વીસ જિન સમેતશિખર સિધ્ધા, અષ્ટાપદ ગિરનાર દોય સિધ્ધા;
વાસુપૂજ્ય સિધ્ધા ચંપા ચાલી, વીર૦ ૧૬.

મહાવીરે ચોમાસો કીયો પાવાપુરી, કારતક વદી અમાવાસે મુકિત વરી,
ભણુતા સૂણુતા મંગળ માળી, વીર૦ ૧૭

દિન દીવાળીનો પાયો ટાણો, તો રાત્રીભોજન અસનાદિક નહી ખાણો
જ્યારો જાપ જપો શિયળ પાળી, વીર૦ ૧૮

ગુરુ ચેલાની જોડી સુરજ શશી, ઋષિ રાયચદ કહે મારે મનડે વસી,
મેં જુગતીશુ જોડ જોડી ટકશાળી, વીર૦ ૧૯

પૂજ્ય જેમલજી રહ્યા પાસો, શહેર નાગોરમે કીયો ચોમાસો;
સંવત અઢાર વર્ષ પિસ્તાળી, વીર૦ ૨૦

## પ્રાર્થના

( દોહરા )

હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું, દીનાનાથ દયાળ,
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ. ૧
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વે તુજરૂપ,
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ ? ૨
નથી આજ્ઞા ગુરૂદેવની, અચળ કરી ઉરમાંહી,
આપ તણો વિશ્વાસ દ્રઢ, ને પરમાદર નાહિ ૩
કેવળ કરુણા મૂર્તિ છો, દીનબંધુ દિનનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ ૪
અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન,
સેવ્યા નહિ ગુરુ સંતને, મૂકયું નહિ અભિમાન ૫
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામીયો, ઊગ્યો ન અંશ વિવેક ૬
સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય·
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય ! ૭
પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડયો ન સદ્‌ગુરુ પાય;
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય ? ૮
અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય,
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય ? ૯
પડી પડી તુજ પદપંકજે, ફરી ફરી માગું એહ,
સદ્‌ગુરુ સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરી દે જ. ૧૦

શ્રીમદ્ રાજચંદ્ર

## સ્તુતિ

શાસન મંડલ શ્યામજી, નામ સદા જયકાર,
ત્રિલોક નમે તિલક સમ, ભજ ત્રીસલાનંદ કુમાર,

મુક્તિ વર વર્ધમાનકી જય

જિનવર નામ ધ્યાઇએ, પાપ હોવત સબ ક્ષય;
મોક્ષ ધામ પાવે તુરત, મીટ જાય સબ મન ભય;

કહોજી શ્રી જૈન ધર્મ કી જય
બોલોજી શ્રી શાન્તિનાથ કી જય

## શ્રી ચોવીશ જિન આરતી

જય મુક્તિદાતા, પ્રભુ જય મુક્તિદાતા તુજને વંદન કરીએ (૨)
ગુણ તારા ગાતાં, જયદેવ જયદેવ — એ ટેક૦
આદિનાથ અજીત, સંભવ સુખકારી — પ્રભુ૦ સં૦
કષ્ટ હમારાં કાપો; હે ભવ ભય હારી — જય૦ ૧

અભિનંદન સુમતિ, પદ્મ તું મુજ પ્યારો — પ્રભુ૦ પ૦
સુપાર્શ્વચંદ્ર સુવિધિ, શીતળ ભવ તારો — જય૦ ૨

શ્રેયાંસ વાસુપૂજ્યવિમળને, અનંત ગુણ ભરિયા. — પ્રભુ૦ અ૦
કષ્ટ ભવોના કાપી, શિવરમણી વરિયા — જય૦ ૩

ધર્મ ધુરંધર નાથ, આપ વસ્યા મુક્તિ, — પ્રભુ૦
શાંતિનાથ સુણો શ્રવણે, દાસ તણી યુક્તિ — જય૦ ૪

કુંથુનાથ કોડે, કાઢો કુવનમાંથી, — પ્રભુ૦ કા૦
અર, મલ્લિને પ્રણમું, તારો કર સાથી — જય પ૦ ૫

મુનિસુવ્રત મહારાજ, અગણિત મુજ ખામી, — પ્રભુ૦ અ૦
વંદુ શિર હું નામી, તાર અંતરજામી — જય૦ ૬

નેમિનાથ ભગવાન, ભાવ ધરી ભાળો, — પ્રભુ૦ ભા૦
નિર્મળ નેમ નગીના, દુ:ખ સર્વે ટાળો — જય૦ ૭

પાર્શ્વ પરમ કૃપાળ, જન પાલણહારો, પ્રભુ૦ જ૦
વર્ધમાન જિન વદુ, ભવ જળથી તારો જય૦ ૮

ચોવીસ જિન ભક્તિ, ભાવ ધરી કરશે, પ્રભુ૦ ભા૦
જન્મ મરણુ દુઃખ ટાળી, મુક્તિને વરશે જય૦ ૯

## અમૂલ્ય તત્ત્વ વિચાર.

(હરિગીત)

બહુ પુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે! ભવ ચક્રનો, આંટો નહી એકે ટળ્યો,
સુખ પ્રાપ્ત કરતા સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો.
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહો રાચી રહો? ૧

લક્ષ્મી અને અધિકાર વધતા, શું વધ્યું તે તો કહો,
શું કુટુંબ કે પરિવારથી, વધવાપણુ એ નય ગ્રહો.
વધવાપણુ સંસારનું, નરદેહને હારી જવો.
એનો વિચાર નહિ અહોહો? એક પળ તમને હવો ૨

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી, જંજીરેથી નીકળે!!
પરવસ્તુમા નહિ મૂઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે, પશ્ચાત્ દુઃખ તે સુખ નહી. ૩

હુ કોણ છું! કયાંથી થયો! શુ સ્વરૂપ છે મારૂ ખરૂ!
કોના સંબંધે વળગણા છે! રાખું કે એ પરિહરૂ?
એના વિચાર વિવેકપૂર્વક, શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાંત તત્ત્વો અનુભવ્યાં ૪

તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવુઃ
નિર્દોષ નરનુ કથન માનો, તેહ જેણે અનુભવ્યું,

રે ! આત્મ તારો, આત્મ તારો, શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો ૫

શ્રીમદ્ રાજચંદ્ર

## શ્રી વૈરાગ્ય-ઉપદેશ

(દોહા)

દયા સુખની વેલડી, દયા સુખની ખાણ,
અનંત જીવ મુક્તે ગયા, દયા તણાં ફળ જાણ ૧

હિંસા દુઃખની વેલડી, હિંસા દુઃખની ખાણ,
અનંત જીવ નરકે ગયા, હિંસા તણાં ફળ જાણ ૨

ચેતો રે ભવી પ્રાણીઆ, આ સંસાર અસાર,
સ્થિરતા કોઈ દીસે નહિ, ધન જોબન પરિવાર ૩

ધર્મ કરો તમે પ્રાણીયા, ધર્મ થકી સુખ હોય
ધર્મ કરતાં જીવને, દુઃખીઆ ન દીઠા કોઈ ૪

જીવ દયા પાળી સહી, પાળી છે છકાય;
વસ્તા ઘરનો પ્રાહુણો, મીઠાં ભોજન ખાય ૫

જીવ દયા પાળી નહીં, પાળી નહી છકાય,
સૂના ઘરનો પ્રાહુણો, જેમ આવ્યો તેમ જાય ૬

રત્ન પડ્યુ છે બજારમાં, રહ્યો ગરદ લપટાય:
મૂરખ જાણે કાંકરો, ચતુરે લીધો ઉઠાય ૭

ચૌટા કેરા બજારમાં, લાંબા પાન ખજૂર.
ચડે તો ચાખે પ્રેમરસ, પડે તો ચકના ચૂર ૮

એ શિખામણ સાચી કહી, સર્વેને હિતકાર
કંઈક દયા કરુણા રાખજો, તમે સાંભળ્યાનું પરિણામ ૯

ખરો મારગ વીતરાગનો, સૂક્ષ્મ જેના ભેદ.
શ્રદ્ધા હોય તો સરધજો, મનમા રાખી ઉમેદ ૧૦

ડગાવ્યા ડગશો નહિ, નિશ્ચળ રાખજો મન,
હિંસાથી રહેજો વેગળા, કહેવાશો ધન્ય ધન્ય ૧૧

ઢીલ ન કીજે ધર્મની, તપ જપ લીજે લૂટ,
જેસી શીશી કાચકી, જાય પલકમે ફૂટ ૧૨

દુષમ આરો પાચમો, નિશ્ચળ રાખજો મન,
થોડામા નફો ઘણો, જેમ કુડામાંહી રતન ૧૩

સાધુ ચદન બાવના, શીતળ જાકો અગ,
લહેર ઉતારે ભુજગકી, દે દે જ્ઞાન કો રંગ ૧૪

સાધુ બડે પરમારથી, મોટો જીનકો મન,
ભર ભર મુષ્ટિ દેત હે ધર્મ રૂપીઓ ધન ૧૫

હળુકર્મી જીવને, રૂચે એ ઉપદેશ,
ખરો મારગ વીતરાગનો જેમાં કૂડ નહી લવલેશ ૧૬

## આત્મોપદેશ—હરિગીત

રે આત્મ ! ત્હારો વખ્ત સારો, વેગે વીતી જાય છે,
તે ધ્યાનમાં ઉતાર તું, પરતત્રતા તેમ થાય છે,
નથી ભાર રહેવો એ ઘડી, એવી દશા તુજને થશે,
તેવા સમે પ્રભુ ભકિતમાં સદ્બુદ્ધિ શું તુજ આવશે ? ૧

કેવા કરૂ કાર્યો અને, કેવો બનું આ વિશ્વમાં;
કઇ રીતિથી વખણાઉ ને, કેમ યશ પામું સર્વમાં,
આવી અહોનિશ ધારણા, તુજ અતરે લાગી રહી;
હા ! હા ! જવું પણ શીઘ્રથી, એ કેમ સમજ્યો તું નહિ ! ૨

વિલાસિનીના વિલસતા, વિલાસમાં બહુ હર્ષથી;
તાતા અને માતા વળી, ભોજન કરે અતિ તર્ષથી;
સમુદ્ર પર્યંત આણને, વર્તાવી જેઓ રાજતા;
જોને ! સૂતા ત્રણ હાથની, ભૂમિ વિષે હા ! હા ! થતા ૩

જાવું અને જોવુ અને, રોવું અરે આ માહરૂં,
માતા અને પિતા વળી, પુત્રો વધૂ ને સાસરૂં,
આવી સ્થિતિ સહુ લોકમાં, ચારે દિશે વ્યાપી રહી,
પણ કોઇએ પ્રભુ પાદમાં, આ જીગરને સોંપ્યુ નહિ ૪

શિશુપણુ રમત કરી, અજ્ઞાનમા વિતાડીયુ,
તારુણ્ય તો તરુણી તણા, પ્રવાહમાં હા ગાળીયુ,
બૂઢાપણુ આવી રહ્યુ, ચિંતા તણા ચોગાનમા,
હા હા ગયુ પુણ્ય પ્રાપ્ત ત્હારૂ, મનુષ્યપણુ બેભાનમા ૫

પાંડુ થયા સહુ કેશ સુદર, ભ્રષ્ટ થઇ દતાવળી,
ચક્ષુ તણી ક્ષીણુતા બની, અન્યેન્દ્રિયે પણ ગઇ ગળી,
સહુ હાડ કપે અગનાં, રે લાકડી લેવાઇ ગઇ
તોયે અરે પ્રમદા તણા આનન વિષે દૃષ્ટિ રહી ૬

તું દે ત્યજી છળ કપટ સઘળા, મોહ માયાથી ભર્યા,
સહુ તાપ ટળશે તાહરા જે, પાપથી જીવે કર્યા
આનદ થશે બહુ અતરે ને, સુખ લહેરો ઊડશે,
સપૂર્ણ ત્હારી સત્ત્વ સીમા, હર્ષથી આવી જશે. ૭

---

અનત ચોવીસી જિન નમુ, સિદ્ધ અનતા ક્રોડ,
જે મુનિવર મુકતે ગયા, તેને વદુ બે કર જોડ,
બે ક્રોડી કેવળ ધરા, વિહરમાન જિન વીશ,
કર્મ ખપાવા કારણે, સાધુ નમુ નિશદિશ

---

## શ્રાવકના ત્રણ મનોરથ

આરભ પરિગ્રહ તજી કરી, ક્યારે થઉ વ્રતધાર !
અત સમય આલોયણા, કરૂં સથારો સાર

---

## પંચ પરમેષ્ઠીને વંદણા

(સવૈયા એકત્રીશા)

### શ્રી અરિહંત દેવને-

નમું શ્રી અરિહંત, કરમકો કીઓ અંત,
હુવા સો કેવળવંત, કરુણા ભંડારી હૈ
અતિશે ચોત્તીસ ધાર, પંતીસ વાણી ઉચ્ચાર,
સમજાવે નરનાર, પર ઉપકારી હૈ.
શરીર સુંદર આકાર, સૂરજસો ઝલકાર;
ગુણ હૈ અનંતસાર, દોષ પરિહારી હૈ
કેત હૈ તિલોકરીખ, મન વચ કાય કરી,
લળી લળી વારવાર, વંદણા હમારી હૈ. ૧

### શ્રી સિદ્ધ ભગવંતને-

સકલ કરમ ટાલ, વશ કર લીયો કાળ,
મુક્તિસે રહ્યા માં'લ, આતમા કા તારી હૈ
દેખત સકલ ભાવ, હુવા હૈ જગત રાવ,
સદા હિ ક્ષાયિક ભાવ, ભયે અવિકારી હૈ
અચલ અટલ રૂપ, આવે નહિ ભવ કૂપ,
અનુપ સરૂપ ઉપ, ઐસી રિદ્ધ ધારી હૈ
કેત હૈ તિલોક રીખ, બતાવો એ વાસપ્રભુ,
સદા હિ ઊગત સૂર, વંદણા હમારી હૈ. ૨

### શ્રી આચાર્યજીને-

ગુણ હૈ છત્તીસ પૂર, ધારત ધરમ ઉર,
મારત કરમ ક્રૂર, સુમતિ વિચારી હૈ
શુદ્ધ સો આચારવંત, સુંદર હૈ રૂપકંત,
ભણીયા સભી સિદ્ધાંત, વાંચણી સુપ્યારી હૈ

અધિક મધુર વેણ, કોઈ નહિ લોપે કેણ,
સકલ જીવોકા સેણ કીરત અપારી હૈ.
કેત હૈ તિલોક રીખ, હિતકારી દેત શીખ;
ઐસે આચારજ તાકું, વંદણા હમારી હૈ ૩

### શ્રી ઉપાધ્યાયજીને–

પઢત અગિયારે અંગ, કરમસુ કરે જંગ,
પાખંડીકો માન ભંગ, કરણ હુશિયારી હૈ.
ચઉદે પૂર્વધાર, જાણત આગમસાર,
ભવિયો કે સુખકાર, ભ્રમણા નિવારી હૈ
પઢાવે ભાવિક જન, થીર કર દેત મન,
તપ કરી તાવે તન, મમતા નિવારી હૈ
કેત હૈ તિલોકરીખ, જ્ઞાનભાનુ પરતીખ,
ઐસે ઉપાધ્યાય તાકું, વંદણા હમારી હૈ ૪

### શ્રી સાધુજીને–

આદરી સંજમભાર, કરણી કરે અપાર.
સમિતિ ગુપતિ ધાર, વિકથા નિવારી હૈ
જયણા કરે છકાય, સાવદ્ય ન બોલે વાય,
બુઝાઈ કષાય લાય, કિરિયા ભંડારી હૈ
જ્ઞાન ભણે આઠે જામ, લેવે ભગવંત નામ,
ધરમ કો કરે કામ, મમતા કે મારી હૈ
કેત હૈ તિલોકરીખ, કર્માંકો ટાળે વીખ;
ઐસા મુનિરાજ તાકું, વંદણા હમારી હૈ ૫

## શ્રી તીર્થંકર વાણી માહાત્મ્ય

### પંડિતરત્ન મુનિશ્રી, મહારાજશ્રી પ્રાણલાલજી સ્વામી વ્યાખ્યાનના પ્રારંભમાં પ્રકાશતા હતા તે કાવ્ય.

( શાર્દૂલ વિક્રીડિત )

અર્હંતો ભગવત ઇન્દ્ર મહિતા, સિદ્ધાશ્ચ સિદ્ધિ સ્થિતા,
આચાર્યા જિન શાસનોન્નતિકરા, પૂજ્યા ઉપાધ્યાયકા
શ્રી સિદ્ધાંત સુપાઠકા મુનિવરા, રત્નત્રયારાધકા,
પંચૈ તે પરમેષ્ઠિન. પ્રતિ દિનં, કુર્વન્તુ વો મંગલં,

( સ્રગધરા વૃત્ત )

જે શ્રી તીર્થંકરોના અનુપ અતિશયે, નીકળી કંઠદ્વારા,
સૌમ્યા સંપૂર્ણ સત્યા વદન વિવરણી, પુષ્કરાવર્ત ધારા,
શોભે સ્યાદ્વાદરૂપે, મધુર મૃદુ અતિ, ભવ્યને તારનારી,
એવી વાણી જિનોની, પરમ હિતકરી, વિશ્વ આહ્લાદકારી,
આજે દુખાર્ત આરે વિષમ સમયમાં, એક આધાર તારો,
બાકી કાલ્પિત ભાખે, જિનમતિ વચને, એજ રસ્તો નઠારો
તારી સુશાંત વાણી, સકલ ભય હરે, એજ મૂર્ખો ઉત્થાપે;
તારી આજ્ઞા અમોને અતુલ સુખ કરે, સદ્ય સંસાર કાપે

---

### સ્વ પૂજ્ય ગુરૂદેવ શ્રી જયચંદ્રજી સ્વામીને વંદન

( શાર્દુલ વિક્રીડિત )

જ્ઞાને સંયમ આદર્યો નિરખીને, અધ્રુવ આ વિશ્વને,
મોહાદિ રિપુ મારવા ચિત્ત ધર્યો, ઉત્કૃષ્ટ વૈરાગ્યને.

શાંતિદાયી યશસ્વી છે ગુણમણિ, સાચી દીધી દેશના,
ચરણે શ્રી જયચંદ્રજી ગુરૂતણા, ભાવે કરૂં વંદના.

---

## સ્વ પૂજ્ય ગુરૂદેવ શ્રી તપસ્વીજી માણેકચંદજી સ્વામીને વંદન

ધૈર્યૌદાર્ય વિનમ્રતા દીલ ધરી દીક્ષા ગ્રહી ભાવથી,
ક્ષાન્તિ સત્ય સુકીર્તિને તપ તથા, વિશુદ્ધ ચારિત્રથી.
જ્ઞાની ધ્યાની વખાણુ વાચસ્પતિ, શાસન સોહામણા;
ચરણે માણેકચંદ સદ્‌ગુરૂ તણા, ભાવે કરૂં વંદના

---

## પૂજ્ય ગુરૂદેવ પંડિતરત્ન બાળબ્રહ્મચારી પ્રાણલાલજી સ્વામીને વંદન

સેવી સદ્‌ગુરૂ દેવ શ્રેષ્ઠ વિનયે, રત્નત્રયીને વર્યા;
વ્યાખ્યાને જનમંત્ર મુગ્ધ બનતા, અધ્યાત્મ તેજે ભર્યા
સાધે સંયમ, બ્રહ્મચર્ય તપને, અદ્‌ભુત દે દેશના,
એવા સદ્‌ગુરૂ પ્રાણલાલ ચરણે, ભાવે કરૂં વંદના
લીધો સંયમ છેક છોટી વયમાં, છાંડી છતી ઋદ્ધિને;
કીધો ઉદ્યમ જ્ઞાન પ્રાપ્ત કરવા, ચારિત્ર આરાધીને
વાણીમાં વળી નેત્રમાં અમિ વસ્યાં, આદર્શ સાધુ બન્યા,
એવા સદ્‌ગુરૂ પ્રાણલાલ ચરણે, ભાવે કરૂ વંદના

---

## ૭ દેશી દોહરા (૧)

વિનય વડો સંસારમાં વિનય વિના નહિ જ્ઞાન
વિનય ધર્મ સેવો સદા છોડી ઉર અભિમાન ૧

પ્રથમ નમું ગુરુદેવને જેણે આપ્યું જ્ઞાન
ભવસાગર તરવા તણું આપ્યું જેણે ભાન ૨

ભવ ભ્રમણના ચક્રમાં ભમિયો હું બહુ વાર
મહા પુણ્યથી પામીઓ માનવનો અવતાર ૩

જન્મ ધરી આ જગતમાં શું મેળવીઓ સાર
નિર્મળ મનના ભાવથી કરજો એહ વિચાર ૪

માત તાત ભ્રાતા સહુ સ્વપ્ન તણો સંઘાથ
અંતે જાવું જીવને પુણ્ય પાપ લઈ સાથ ૫

ક્યાંથી આવ્યો ક્યાં જવું થશે કેમ ધન્ય અવતાર
આ દુઃખીઆ સંસારમાં શો ઘો તારણહાર ૬

ગુરૂ મોક્ષ દાતાર છે ગુરૂ દુઃખ હરનાર
ગુરૂ વિના કો છે નહિ જગમાં તારણહાર ૭

કેશી ગુરૂએ તારિયો મહા પાતકી રાય
નામે પરદેશી ભલો પામ્યો સ્વર્ગ સુખદાય ૮

શાંત દાંત સંતોષીને શુદ્ધ શિયળ ધરનાર
એવા ગુરૂ ગુણવંતને વંદન વારંવાર ૯

મોહ કર્મની જાળમાં બંધાયો આ જીવ
બોધ સુણાવીને સદા ગુરૂ બનાવે શીવ ૧૦

સદ્‌ગુરૂનો સત્સંગ કરી કરજો સારાં કામ
મહાવીરના શુભ પંથથી વરજો શીવપુર ધામ ૧૧

(૨)

પરલોકે સુખ પામવા કર સારો સંકેત
હજી બાજી છે હાથમાં ચેત ચેત નર ચેત ૧

જોર કરીને જીતવુ ખરેખરૂ રણખેત
દુશ્મન છે, તુજ દેહમાં ચેત ચેત નર ચેત ૨

ગાફલ રહીશ ગમાર તુ ફોગટ થઈશ ફજેત
હવે જરૂર હોશિયાર થઇ ચેત ચેત નર ચેત ૩

તન ધન તે તારાં નથી નથી પ્રિયા પરણેત
પાછળ, સહુ રહેશે પડયાં ચેત ચેત નર ચેત ૪

પ્રાણ જશે જ્યા પિંડથી પિંડ ગણાશે પ્રેત
માટીમા માટી થશે ચેત ચેત નર ચેત ૫

રહ્યા ન રાણા રાજિયા સુર નર મુનિ સમેત
તું તો તરણા તુલ્ય છો ચેત ચેત નર ચેત ૬

રજકણ તારાં રખડશે જેમ રખડતી રેત
પછી નર તન પામીશ કયા ચેત ચેત નર ચેત ૭

માટે મનમા સમજીને વિચારીને કર વેંત
ક્યાંથી આવ્યો કયા જવુ ચેત ચેત નર ચેત ૮

કાળા કેશ મટી ગયા સર્વે બન્યા છે શ્વેત
જોબન જોર જતુ રહ્યુ ચેત ચેત નર ચેત ૯

શુભ શિખામણ સમજીને પ્રભુ સાથે કર હેત
અંતે અવિચળ એજ છે ચેત ચેત નર ચેત ૧૦

(૮)

આપ સ્વભાવે આત્મા ધ્યાવો પાવો સુખ
પરભાવે રમતાં થકા પામો નિશદિન દુઃખ ૧

ધર્મ ધર્મ પોકારતા કર્મ ન જાયે દૂર
ધર્મ અર્થ સ્યાદ્વાદથી જાણતા છે સુખ પૂર ૨

આત્મ તણા જે ધ્યાનમાં વ્યતીત કરે જે કાળ
તે ભવી ભવ દુ.ખ કાપીને પામે મંગળ માળ ૩

દુષમ કાળના જોરથી મિથ્યાવાદી જીવ
ઘણા જગતમાં જાગશે લેશે દુખ અતીવ ૪

સત્ય ધર્મ જિનરાજનો સેવતા સુખ થાય
આઠે કર્મ દૂરે થતાં આત્મ—ગુણ ખીલાય ૫

કર્મ મદીરા કેફમાં છાકયો આતમરાય
જડ સંગે તમે રાચતા ચતુર્ગતિ ભટકાય ૬

કર્મ વસ્તુની સંગતે આત્મા ભૂલ્યો ભાન
પરને પોતાનુ ગણી પામે દુ.ખ અજ્ઞાન ૭

કર્મ ધર્મને જાણીને કરજો તેનો ત્યાગ
આપ સ્વભાવે આત્મા ભાવતા શિવ રાગ ૮

આત્મા તે પરમાત્મા નિશ્ચય નયથી જોય
કર્મ કલંક નિવારતા સિદ્ધ બુદ્ધ રૂપ હોય ૯

મોહ ભાવની જાળમાં ફસીઆ પ્રાણી જેહ
વિવિધ દુ.ખો પામશે ચારે ગતિમાં તેહ ૧૦

રાગ દ્વેષ પર ભાવ છે તેને દૂર નિવાર
રાગ દ્વેષ તે મૂળ છે જાણો આ સંસાર ૧૧

તેના ત્યાગે ત્યાગીયુ નહિ એમાં સંદેહ
કર્મ ઉપાધી ત્યાગતાં પામો શિવપુર ગેહ ૧૨

ઉપાદેય ને હેય જ્ઞેય તત્વ તણોજ વિચાર
કરતાં શિવ સુખ પામીએ બુદ્ધિ કહે જગ સાર ૧૩

---

(૪)

ઉજવળતાને આદરો આત્મ ન કરશો શ્યામ
કર્મ તજી દઈ કાગનાં કરો હંસનાં કામ ૧

બુદ્ધ થઇ બનશો નહિ ગોબર તણા ગુલામ
નીર ક્ષીર ન્યારા કરી કરો હંસનાં કામ ૨

મુકતાફળ મૂકી દઇ ચુથો નહી હવે ચામ
દુધ તણા દરિયે વસો કરો હંસનાં કામ ૩

સ્થાન તજો સમળા તણુ ઠરો હંસનાં ઠામ
બગ જેવા ઠગ ન બનો કરો હંસના કામ ૪

અધર્મને અડશો નહી ગ્રહો ધર્મના ધામ
રમો હંસના રાજ્યમા કરો હંસના કામ ૫

પામર સેવા પરહરી રટો હૃદયમા રામ
શ્વાનપણુ છોડી દીઓ કરો હંસના કામ ૬

ક્ષુદ્ર બની ખાશો નહી હકકને તજી હરામ
ભુંડ સંગ ભળશો નહી કરો હંસનાં કામ ૭

અવગુણને અળગા કરી ગ્રહો સુગુણના ગ્રામ
પ્રવેશ ન કરો પાપમા કરો હંસનાં કામ ૮

આરોગો અમૃત ફળો વિમળ કરી વિશ્રામ
ઘુવડ પણુ ઘટથી તજો કરો હંસના કામ ૯

રજને તજી અજને ભજો નિત્ય નિરંજન નામ
સંત શિષ્ય સુખ પામવા કરો હંસના કામ ૧૦

(૫)

પર પુદગળની ચાહના પર પુદગળનો સંગ
પર પુદગળ ભક્ષણુ કરો મોહ પરિણુતિ રંગ ૧

મોહ ભાવને ત્યાગીને આતમ ભાવ નિહાળ
પર પુદગળ મમતા તજો એ સહુ આળ પંપાળ ૨

આળ પંપાળ પુદગળદશા મોહ નાચ ભવ રંગ
ગ્રહણુ કરે જીવ એહને પામે કુમતિ સંગ ૩

પઠન પાઠન જ્ઞાન કર ધરો નિરંતર સાર
આત્મોપયોગે વર્તતાં પામો ભવજળ પાર ૪

રત્નત્રયી રમણિક સદા અનંત ગુણ આધાર
આત્મ—સ્વરૂપ વિચારતાં અક્ષય ભાવ વિચાર ૫

ધન રમણી પરિવારને છંડે જે ભવિ કોય
આત્મ—સ્વરૂપ વિચાર તો આત્મજ્ઞાની તે હોય ૬

અનંત ભવ ભમતા થકાં લહ્યાં અનંતા દુખ
તે સર્વ ભૂલી ગયો માની બેઠો સુખ ૭

પણ વિપાકોદય છતે મહા રૌરવ પોકાર
કરતો ભટકીશ પ્રાણીઆ તિહાં કોણ આધાર ૮

ચેત ચેત અવસર મળ્યો મનુષ્ય જન્મ અવતાર
ક્ષણે ક્ષણે આયુ ઘટે ધર તુ તત્ત્વ વિચાર ૯

ભવ સંતતિનો હેતુ જે મોહ રાય બળવાન
તેહનો સંગ નિવારતાં પ્રગટે નિર્મળ જ્ઞાન ૧૦

તત્ત્વ વિચારે રમણતા વૈરાગ્યે ચિત્ત લાય
બુદ્ધિ શાશ્વત સુખ લહે જન્મ મરણ દુઃખ જાય ૧૧

---

(૬)

હે પ્રભુ હે પ્રભુ શુ કહુ દીનાનાથ દયાળ
હુ તો દોષ અનંતનુ ભાજન છુ કરુણાળ ૧

શુદ્ધ ભાવ મુજમા નથી નથી સર્વ તુજ રૂપ
નથી લઘુતા કે દીનતા શુ કહું પરમ સ્વરૂપ ૨

નથી આજ્ઞા ગુરુ દેવની અચળ કરી ઉરમાંય
આપ તણો વિશ્વાસ દ્રઢ ને પરમાદર નાંય ૩

જોગ નથી સત્ સંગનો નથી સત સેવા જોગ
કેવળ અર્પણતા નથી નથી આશ્રય અનુયોગ ૪

હું પામર શું કરી શકુ એવો નથી વિવેક
ચરણ શરણ ધીરજ નથી મરણ સુધીની છેક ૫

અનંત કાળથી આથડયો વિના ભાન ભગવાન
સેવ્યા નહિ ગુરુ સંતને મૂકયુ નહિ અભિમાન ૬

સત ચરણ આશ્રય વિના સાધન કર્યા અનેક
પાર ન તેથી પામ્યો ઊગ્યો ન અંશ વિવેક ૭

સહુ સાધન બંધન થયા રહ્યો ન કોઈ ઉપાય
સત્ સાધન સમજ્યો નહીં ત્યાં બંધન શું જાય ૮

પ્રભુ પ્રભુ લય લાગી નહિ પડયો ન સદ્ગુરુ પાય
દીઠા નહિ નીજ દોષ તો તરીયે કોણ ઉપાય ૯

અધમાધમ અધિકો પતિત સકળ જગતમાં હુય
એ નિશ્ચય આવ્યા વિના સાધન કરશે શુંય ૧૦

પડી પડી તુજ પદ પંકજે ફરી ફરી માગુ એજ
સદ્ગુરુ સંત સ્વરૂપ તુજ એ દ્રઢતા કરી દેજ ૧૧

---

(૯)

આવે પ્રાણી એકલો જાય એકલો આપ
સાથે પુત્ર કલત્ર નહી સાથે પુણ્ય ને પાપ ૧

પ્રપંચથી પેદા કરે સજ્જન લે કાંઈ ભાગ
કર્તા ભોકતા પ્રાણીઓ કોઈ ન લેશે ભાગ ૨

પુત્ર મિત્ર તુજ દેખતા થયા લાખ જન રાખ
એક દિન જીવડા આપણે બળી થવુ છે ખાખ ૩

ક્ષણ ક્ષણ આવરદા ઘટે ઘટે દીવસ ને રાત
આજ તણું હમણા કરો કલ તણી શી વાત ૪

ભોગ દઈ લક્ષ પ્રાણીના વસુમતિ કરી નિજ હાથ
રાય રંક ક્ષણમાં ગયા ગઈ નહિ પૃથ્વી સાથ ૫

છત્રપતિ લખપતિ ગયા ગઈ નહિ રૂદ્ધિ સાથ
જાલમ જોદ્ધા સહુ ગયા ખંખેરીને હાથ ૬

કાદવ કીટ સમ માનવી લેશ ન કર અભિમાન
હું તુ આ સંસારમાં બે દિનના મહેમાન ૭

સંપત ગઈ તે સાંપડે ગયાં વળે છે વહાણ
ગત અવસર આવે નહીં ગયા ન આવે પ્રાણ ૮

માટે ભકિત સ્તુતિ કરી જપ જીવડા પ્રભુ નામ
સદાચાર પાળી સદા કર પરમારથ કામ ૯

દ્રોહ ન કરવો પારકો સહુ જીવ બંધુ સમાન
દયા દાન ઈંદ્રિય દમન જીવન મુકિત જીવ જાણ ૧૦

(૮)

લક્ષ ચોરાશી આથડયો મળ્યો મનુષ્ય અવતાર
ચેતી શકે તો ચેતી લે અરે મૂઢ ગમાર ૧

મહા પુણ્યથી પામીઓ માનવનો અવતાર
સફળ કરી લે પ્રેમથી કરી કાર્ય હિતકાર ૨

ક્ષણભંગુર આ દેહનો કરવો શો વિશ્વાસ
કુટીલ કાળ કરશે અરે કાયા કેરો નાશ ૩

સમય માત્ર પણ છે નહિ આયુષ્યનો વિશ્વાસ
રાજા રંક અરે સહુ ક્ષણમાં પામ્યા નાશ ૪

ચડતી પડતી સર્વની એ દુનીઆની રીત
ચંદ્રકળા શુદમાં વધે વદમાં ઘટે ખચિત ૫

હર્ષ પછી હમેશ છે શોક તણો ભંડાર
જન્મ્યા કેડે જીવને મરવાનું નિરધાર ૬

સુખ પાછળ દુઃખ દેખીએ દુઃખ પાછળ સુખ હોય
દિવસ ગયે રાત્રિ પડે રાત્રિ પછી દિન હોય ૭

તનમનની પીડા ટળે ભવનુ થાય જ ભાન
સંત ચરણને સેવતાં પામે સુખ નિધાન ૮

પંડિત તેહ પિછાણવો પાપ થકી દૂર જાય
સત્ય શિયળ ચુકે નહી આત્મગુણ સમજાય ૯

નવા કર્મને રોકવા આદર વ્રત પચ્ચક્ખાણ
જૂનાં કર્મ ખપાવવા તપ કરજે સુખ ખાણ ૧૦

---

## પ્રાર્થના

ઇચ્છુ નિશદિન એવુ દેવ ! ઇચ્છુ નિશદિન એવુ,
સદાય તુજને સેવુ દેવ ! ઇચ્છુ ટેક

અજાણતાં પણ મારા કરથી શ્રેય સર્વનુ થાઓ,
તન–મન–ધન સાધન સહુ મારાં, એ પંથે યોજાઓ દેવ !

અર્પણ યોગ્ય સ્થળે કરૂ એવી, પ્રેમદશા પ્રગટાવો,
યાચકતાની અધમ દશા ટળી. ઉદારગુણ ઉભરાઓ દેવ !

પાપપંથમાં પગ મુજ ન પડે, એ સમજણ પ્રભુ આવો,
સુખમાં પણ વિસરૂ નહિ તુજને, એ અધિકાર જમાવો દેવ

કામ ક્રોધ મદ લોભ લૂટારા, લહે ન મુજને લૂટી,
અંત–સમે મને અકામ મરણે, કાળ ન મારે કૂટી દેવ !

મૃગજળ જેવા વિવિધ વિષયમાં મન લલચાય ન મારૂં,
શરણાગત આ સંતશિષ્યને તારક શરણ તારૂ દેવ !

## "વિશ્વવત્સલસંઘનું કાવ્ય"

### સવૈયાએકત્રીસા

ધર્મ અમારો એકમાત્ર એ, 'જેને ધર્મસેવા' કરવી,
ધ્યેય અમારૂ છે વત્સલતા, વિશ્વમહી એને ભરવી;
"સકળ જગતની બની જનેતા, વત્સલતા સહુમાં રેડું"
એ જ ભાવનાના અનુયાયી, બનવાનું સહુને તેડું ૧

નાતજાતના ભેદ–અંગોને. લેશ નથી કંઇ આભડતા,
દેશ–વેશના શિષ્ટાચારો, વિકાસ માટે નહિ નડતા.
નિર્ભય બનીને જાનમાલની. પરવા કદીએ નવ કરીએ,
અમ માલિકીની વસ્તુનો, મૂઢ સ્વાર્થ પણ પરિહરીએ ૨

બ્રહ્મચર્યની જ્યોત જગાવી. સત્ય પ્રભુને મંદિરિયે,
જગસેવાને આંચ ન આવે, એ વ્યવસાયો આચરીએ;
સદ્ગુણ સ્તુતિ કરીએ સહુની, નિંદાથી ન્યારાં રહીએ,
વ્યસનો તજીએ, સદ્ગુણ ભજીએ, ટાપટીપ ખોટી તજીએ. ૩

ખાવું, પીવું, હરવું, ફરવું. સૂવું, જાગવું ને વદવુ,
સર્વ ક્રિયાઓ કરતાં પહેલાં, પાપવિકારોથી ડરવુ;
છતાં થાય ગફલત જે કંઈ તે, ક્ષમા માગી હળવાં થઇએ,
સર્વ ક્ષેત્રમાં રહીએ તોપણ, આત્મભાન નહિ વિસ્મરીએ ૪

### ભૈરવી–ત્રિતાલ

એકજ દે ચિનગારી, મહાનલ ! એકજ દે ચિનગારી,

ચકમક લોઢું ઘસતાં ઘસતાં, ખરચી જીંદગી સારી,
જામગરીમા તણખો ન પડયો, ન ફળી મહેનત મારી, મહાનલ૦

ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો, સળગી આભ અટારી,
ના સળગી એક સગડી મારી, વાત વિપદની ભારી, મહાનલ૦

ઠંડીમાં મુજ કાયા થથરે, ખૂટી ધીરજ મારી,
વિશ્વાનલ ! હુ અધિક ન માગું, માગુ એક ચિનગારી. મહાનલ૦

## 'આત્મ ચિંતન'

(રાગ–દેશ, વિમળા નવ કરશો ઉચાટ, એ ઢબ)

રાત્રે રોજ વિચારો, આજ કમાયા શુ અહી રે રાત્રે ટેક૦

કરવાના શાં કાર્યો કીધાં, અણકરવાનાં શાં તજી દીધા,
પાપ પુણ્યમા વધેલ બાજુ છે કઈ રે, રાત્રે. ૧

જે જે આજે નિશ્ચય કરિયા, અમલ વિષે તે કેવા ધરિયા.
સુધરવાનું મારે વિશેષ કયાં જઈ રે, રાત્રે ૨

લેવાનું મેં શુ શું લીધું, તજવાનુ શુ શુ તજી દીધુ,
કઈ બાજુની મારી ભૂલ હજી રહી રે, રાત્રે ૩

કરૂ કરૂ કરતા કાંઇ નથી કરતો, ધ્યાન પ્રભુનુ હજી નથી ધરતો
વાતો કરતાં વેળા શુભ જાયે વહી રે, રાત્રે. ૪

જન્મ ધર્યો છે જેને માટે, મન હજી ન ધર્યું તેને માટે,
'સંતશિષ્ય' શો જવાબ આપીશ ત્યાં જઈ રે, રાત્રે. ૫

## મંગલ પ્રભાત

રાગ–ભૈરવી, તીનતાલ

મંગલ મંદિર ખોલો,
દયામય ! મંગલ મંદિર ખોલો ધ્રુવ,

જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વારે ઉભો શિશુ ભોળો દયામય !

તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો લ્યો દયામય !

નામ મધુર તમ રટ્યો નિરંતર,
શિશુ સહ પ્રેમે બોલો દયામય !

દિવ્ય તૃષાતુર આવ્યો બાલક,
પ્રેમ અમીરસ ઢાળો, દયામય !

સોરઠ—લાવણી.

પ્રભુનુ નામ રસાયણુ સેવે, પણ જો પથ્ય પળાય નહિ.
તો તેનુ ફળ લેશ ન પામે, ભવરોગો કદી જાય નહિ પ્રભુનું૦ ૧

પે'લું પથ્ય અસત્ય ન વદવુ, નિંદા કોઇની થાય નહિ;
નિજવખાણ કરવા નહિ સુણવાં, વ્યસન કશુય કરાય નહિ પ્રભુનુ૦ ૨

જીવ સકળ આતમ સમ જાણી, દિલ કોઇનુ દુભવાય નહિ,
પરધન પત્થર સમાન ગણીને, મન અભિલાષ ધરાય નહિ પ્રભુનું૦ ૩

દંભ[1] કંદર્પ કે દુર્જનતાથી, અંતર અભડાવાય નહિ;
પરસ્ત્રી માતા સમ લેખીને, કદી કુદૃષ્ટિ કરાય નહિ પ્રભુનુ૦ ૪

હું છું પ્રભુનો પ્રભુ મમ રક્ષક, એહ ભરોસો જાય નહિ,
જે પ્રભુ કરશે તે મમ હિતનું, એ નિશ્ચય બદલાય નહિ, પ્રભુનું૦ ૫

કર્યું કરૂં છું ભજન આટલુ, જ્યા ત્યાં વાત કરાય નહિ.
હું મોટો મુજને સહુ પૂજે, એ અભિમાન ધરાય નહિ પ્રભુનુ૦ ૬

શકિત છતાં પરમારથ પથથી, પાછા પગલાં ભરાય નહિ
સ્વાર્થ તણા પણ કામ વિષે, કદી અધર્મને આચરાય નહિ. પ્રભુનુ૦ ૭

નામતણા અતુલિત મહિમાને, વ્યર્થ વખાણ મનાય નહિ,
કપટ દગા છળ પ્રપંચ માયા, અંતસુધી આદરાય નહિ પ્રભુનુ૦ ૮

[1] ગર્વ

જનસેવા તે હરિની સેવા, એહ સમજ વિસરાય નહિ;
ઊચ નીચનો ભેદ પ્રભુના, મારગડામાં થાય નહિ પ્રભુનુ૦ ૯

નામ રસાયણુ સેવે સમજી, કષ્ટ થકી કદી કાય નહિ,
એ પથ્યોનુ પાલન કરતા, મરતાં સુધી ડરાય નહિ પ્રભુનુ૦ ૧૦

પથ્ય રસાયણુ બને સેવે, માયામાં લલચાય નહિ,
તો 'હરિદાસ' તણા સ્વામીને, મળતાં વાર જરાય નહિ પ્રભુનુ૦ ૧૧

## બુધ પ્રભાત

(રાગ-વાગેશ્રી, તાલ ધમાલ અગર તેવરા)

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો મા
હાથ મારો મૂકશો મા; હાથ મારો મૂકશો મા (ધ્રુવ)

આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડયો છુ
ચૌદ લોક નિવાસ ચપલા-કાન્ત, આ તક ચૂકશો મા દીન૦

ઓથ ઈશ્વર આપની, સાધન વિષે સમજુ નહિ હું,
પ્રાણુ પાલક [1]પોત જોઈ, શરણ આખર ફૂકશો મા દીન૦

માત તાત સગા સહોદર, જે ગણો તે આપ મારે,
હે કૃપામૃતના સરોવર, હામ મારૂ સૂકશો મા દીન૦

શરણુ 'કેશવલાલનુ', ચરણુ હે હરિરામ તારૂં,
અખિલનાયક આ સમયે, ખોટે [2]મશે પણ [3]ઉખૂટશો મા દીન૦

(અગર) રાગ-છાયા ખમાજ, તીનતાલ

મારી નાડ તમારે હાથ, હરિ સંભાળજો રે, મુજને પોતાનો જાણીને
પ્રભુપદ પાળજો રે

પથ્યાપથ્ય નથી સમજાતુ, દુઃખ સદૈવ રહે ઉભરાતુ
મને હશે શુ થાતુ, નાથ નિહાળજો રે. મારી૦

અનાદિ આપ વૈદ્ય છો સાચા; કોઇ ઉપાય વિષે નહિ કાચા
દિવસ રહ્યા છે [2]ટાંચા, વેળા વાળજો રે, મારી૦

---

૧ પોત જાત, ૨ મશે બહાને, ૩ ખૂટશોમા-દગો દેશો મા,
૧ પથ્યાપથ્ય-મરવું અનરવુ; ૨ ટાંચા-ટૂંકા

વિશ્વેશ્વર શું હજુ વિસારો, બાજી હાથ છતાં કાં હારો
મહા મૂંઝારો મારો, નટવર ટાળજો રે, મારી૦

'કેશવ'હરિ મારૂં શું થાશે, ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે;
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે મારી૦

ધૂન

સહજાનંદી શુદ્ધ સ્વરૂપી,
અવિનાશી હું આત્મ સ્વરૂપ.

ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ દેવ,
જય ગુરુ જય ગુરુ જય ગુરુ દેવ,

દેવ અમારા શ્રી અરિહંત,
ગુરુ અમારા ગુણિયલ સંત

**શુભ પ્રભાત**

શિખરિણી

પ્રભો અન્તર્યામી, જીવન જીવના દીનશરણા,
પિતા માતા બંધુ, અનુપમ સખા હિતકરણા
પ્રભો કીર્તિ, કાંતિ, ધન, વિભવ, સર્વસ્વ જનના,
નમું છું, વંદુ છું, વિમળમુખ સ્વામી જગતના -૧

અસત્યો માંહેથી, પ્રભુ પરમ સત્યે તું લઇ જા.
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા.
મહામૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઈ જા,
તુ હીણો હું છું તો, તુજ દર્શનનાં દાન દઈ જા.-૨

પિતા પેલો આઘે, જગત વીંટતો સાગર રહે
અને વેગે પાણી, સકળ નદીનાં તે ગમ વહે,

વહો એવી નિત્યે, મમ જીવનની સર્વ ઝરણી,
દયાના પુણ્યોના, તુજ પ્રભુ મહાસાગર ભણી-૩

## શુક્ર સંધ્યા

### રાગ-આશા માડ તીન તાલ

જૂનુ તો થયુ રે દેવળ જૂનુ તો થયુ
મારો હંસલો નાનો ને દેવળ જૂનુ તો થયુ,
આ રે કાયા રે હંસા ડોલવાને લાગીરે,
પડી ગયા દાંત, માહેલી રેખુ તો રહ્યુ મારો૦

તારે ને મારે હંસા, પ્રીત બંધાણીરે
ઊડી ગયો હંસ, પિંજર પડી તો રહ્યુ,
બાઈ 'મીરાં' કહે છે પ્રભુ, ગિરિધરના ગુણુ,
પ્રેમનો પ્યાલો તમને, પાઈ ને પીઉ મારો૦

## શનિ-સંધ્યા

### રાગ-પીલુ દીપચંદી

ઈસ તન ધનકી કૌન બડાઈ, કૌન બડાઈ,
દેખત નૈનોં સે મિટ્ટી મિલાઇ ઈસ૦
અપને ખાતર મહલ બનાયા, આપ હિ જા કર જંગલ સોયા ઈસ૦
હાડ જલે જૈસે લકડી કી મોલી, બાલ જલે જૈસે ઘાસકી પોલી ઈ૦
કહત 'કબીરા' સુન મેરી ગુનિયા, આપ મૂએ પીછે ડૂબ ગઇ દુનિયા ઈ૦

### રાગ-ખમાજ-ધુમાળી

વૈષ્ણુવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે,
પરદુ:ખે ઉપકાર કરે તોયે, ઉર અભિમાન ન આણે રે. વૈષ્ણુવ૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કોની રે,
વાચ કાચ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે વૈષ્ણુવ૦

સમદ્રષ્ટિને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે,
જિહ્‌વા થકી અસત્ય ન બોલે, પરધન ન ઝાલે હાથ રે. વૈષ્ણુવ૦

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામ નામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે વૈષ્ણુવ૦

વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે 'નરસૈયો' તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યા રે. વૈષ્ણુવ૦

## શ્રી વીર પ્રભુની પ્રાર્થના

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ । ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ॥
ત્વમેવ સ્વામી શરણાગતાનામ્ ॥ ત્વમેવ સંસાર નિવારકોઽસિ ॥

હે પ્રભો ! ! ! તુંજ માતા છે તુંજ પિતા છે. બંધુ તથા સખા (મિત્ર) પણ તુંજ છે શરણાગતનો સ્વામી તુંજ છે તુંજ સંસારમાંથી નિવારનાર છો

## — સ્તુતિ :—

મહાવીર સુકાની થઈને સંભાળ, નૈયા મધદરિયે બૂડતી,
માચો કિનારો કંઈક બતાવ, તું છે જીવનનો સારથી, મહા.

જીવન નૈયા ભવસાગરમાં બૂડતી, આફતની આગમાં અંધારે ઝૂલતી,
વાગે માયાનાં મોજા અપાર, હાંકું હું તારા આધારથી મહા

વૈભવના વાયરા દિશા ભૂલાવતાં, આશાનાં આભલાં મનને ઝૂલાવતા,
તોફાન જાગ્યું છે હૃદય મોઝાર, હોડી હલકારા મારતી મહા

ઊંચો છે આભને, નીચી છે ધરતી, મનથી માન્યો એક સાચો તું સારથી,
જૂઠો જાણ્યો આ સઘળો સંસાર, જીવુ હું તારા આધારથી, મહા

કાયાની હોડીનું કાચુ છે લાકડુ, તુ છે મદારી ને મન મારૂં માંકડું,
દોરી ભક્તોની ઝાલી કીરતાર, ઝૂલું હું તારા આધારથી, મહા.

તોફાની સાગરથી નૈયાને તારજો, અરજી અમારી પ્રભુ છેલ્લી સ્વીકારજો,
દર્શન દેજો હો વારંવાર, આનંદ તારા સંયોગથી, મહા

---

## એ રસ્તા પર ચાલીયે !

ધીરે ધીરે ચાલીએ મારગડે મન વાળીએ
પરમેશ્વરને ભાવીએ એ રસ્તા પર ચાલીએ ૧

છીનું લેવું છોડીએ, મદમસ્તીને તોડીએ
પર અંતર ન ફોડીએ, એ રસ્તા પર ચાલીએ ૨

ચડતીમાં ના ફૂલીએ, પડતીમાં ના ભૂલીએ
બીજાનુ ના છોલીએ, એ રસ્તા પર ચાલીએ ૩

ઓછામાં ચલાવીએ, ના તેને તરછોડીએ
દેતાને ન વારીએ, એ રસ્તા પર ચાલીએ ૪

અંધારે ના દોખીએ, અજવાળાને જોઈએ
ગુણવંતા પીછાણીએ, એ રસ્તા પર ચાલીએ ૫

બાંધ્યું તેવુ છોડીએ, લીધુ તેવુ આપીએ
બોલ્યા તેવુ પાળીએ, એ રસ્તા પર ચાલીએ ૬

દેવગુરૂ ના ભૂલીએ જો ભૂલીયે તો ડૂલીએ
ગુરૂવચન સંભાળીએ, એ રસ્તા પર ચાલીએ ૭

---

## ચાર શરણ

અરિહંત જયજય સિદ્ધ પ્રભુ જયજય
સાધુ જીવન જયજય જૈન ધર્મ જયજય

અરિહંત મંગલમ્ સિદ્ધ પ્રભુ મંગલમ્
સાધુ જીવન મંગલમ્ જૈન ધર્મ મંગલમ્

અરિહંત ઉત્તમમ્ સિદ્ધ પ્રભુ ઉત્તમમ્
સાધુ જીવન ઉત્તમમ્ જૈન ધર્મ ઉત્તમમ

અરિહંત શરણમ્ સિદ્ધ પ્રભુ શરણમ્
સાધુ જીવન શરણમ્ જૈન ધર્મ શરણમ્

ચાર શરણ દુખહરણ જગતમેં
ઓર શરણ નહિ કોઈ હોગા ।

જબ ભવ્ય પ્રાણી કરે આચરણ
તબહી અજર અમર પદ હોગા ॥

## રટી લ્યો મહાવીર નામને

તમે માયાની જાળમાં જૂઠા સંસારમાં, રટી લ્યો મહાવીર નામને

પવન ઝેરી કળીયુગનો આ વાય છે, તોય માનવ માયામાં મલકાય છે
જરા અંતરના પડદા ખોલી સંસારમાં, રટી લ્યો મહાવીર નામને ૧

બાળપણું ગુમાવ્યું સ્રી રંગમાં, ગઇ યુવાની માયાના સંગમાં
હવે ઘડપણમાં સહેજે સંભારો સંસારમા, રટી લ્યો મહાવીર નામને ૨

કંઇક મોહ્યા છે રૂપ ગુણ ગાનમાં, કંઇ ભૂલ્યા છે ભાન અભિમાનમાં,
એ છે સ્વપ્ન સમાન સહુ સુખો સંસારમાં, રટી લ્યો મહાવીર નામને ૩

જેણે જાણ્યા છે શ્રી મહાવીરને, તે તો પામ્યા અવિચળ ધામને,
બાલ કંહ છે કરજોડી તમને સંસારમાં, રટી લ્યો મહાવીર નામને ૪

## જીવન થોડુ રહ્યુ

તમે ભાવે ભજી લ્યો ભગવાન જીવન થોડુ રહ્યુ
કંઈક કરજો આત્માનુ કલ્યાણ જીવન થોડું રહ્યુ ૧

તમે દીધેલા કોલને ભૂલી ગયા, જૂઠી માયાના મોહમાં ઘેલા બન્યા;
ચેતો ચેતી લ્યો ભૂલ્યા છો ભાન, જીવન થોડું રહ્યું. ૨

બાળપણુને યુવાનીમાં અડધુ ગયુ, નહિ ભકિતના માર્ગમાં ડગલુ ભર્યું
બાકી રહ્યુ તેમાં ધરો ધ્યાન, જીવન થોડું રહ્યું ૩

પછી ઘડપણમા પ્રભુને ભજાશે નહિ, લોભ લાલચને વૈભવ તજાશે નહિ;
બનો આજથી પ્રભુમાં મસ્તાન જીવન થોડુ રહ્યું ૪

જરા ચેતીને ભકિતનુ ભાતું ભરો, કંઈક દિલમા પ્રભુજીનુ ધ્યાન ધરો,
છીએ થોડા દિવસના મહેમાન, જીવન થોડું રહ્યુ ૫

આવા આળસના દિન આમ વીતી જાશે, પછી ઓચિંતા કાળનું તેડું થાશે.
નહિં ચાલે તમારૂ તોફાન, જીવન થોડુ રહ્યુ ૬

આ ગુરૂજીની વિનતિ ધ્યાને ધરો, એક ચિત્તે પ્રભુજીને ભાવે ભજો,
કરવા કરવા આત્માનુ કલ્યાણ, જીવન થોડું રહ્યું ૭

ઝાલો ઝાલો મહાવીરનુ સુકાન, જીવન થોડુ રહ્યુ

---

## જાગ મુસાફીર

જાગ મુસાફીર ભરદરીઆમાં, જીવન ઝોલા ખાય તારૂ
ભકિતકી નૈયા તુહિ પકડલે, જન્મ મરણુ મીટ જાય મુસાફીર-જીવન૦
નૈયા તેરી કબહુ ન ડૂબે, સ્હેજે ભવ તરી જાય મુસાફીર-જીવન૦
બાલપણું તે ખેલકે ખોયુ, યુવાનીમાં નિંદભર સોયું
આખર તું પસ્તાય મુસાફીર-જીવન૦
અભિમાને તુ અંધ બન્યો છે, પ્રભુનુ નામ તું ભૂલી ગયો છે
ચેત ચેત હવે ચેત મુસાફીર-જીવન૦
ચિત્ત લગાદે પ્રભુચરણમે, જ્યોતિમે જ્યોતિ મીલ જાય મુસાફીર-જીવન૦

## જીવન નાવ.

મારા જીવન કેરી નાવ, તારે હાથ સોંપી છે
ચાહે ડૂબાડે કે તાર, તારે હાથ સોંપી છે. (૧)
ભવસાગરની ભૂલવણીમાં, ભૂલી પડી છે નાવડી
એને ઠેકાણે તું લાવ, તારે હાથ સોંપી છે (૨)
એ ક જ છિ દ્ર પ ડે, જો નાવમાં તોયે ડૂબી જાય છે,
અહિં તો ઘણા રહ્યા છે દ્વાર, તારે હાથ સોંપી છે. (૩)
માયા જાળથી દરીઓ ભરીઓ મ મ તા નાં તોફાન છે
પુનિત નાવલડી તુ તાર, તારે હાથ સોંપી છે (૪)

## મુજને મારગડો દેખાડો

મહાવીર સ્વામી માહરા, મારે જાવુ સાગર પાર મુજને મારગડો દેખાડ ટેક
આડા કટક કાંકરાને, કેમ કરી જવાય મુજને મારગડો દેખાડ

ભવસાગરમાં ભમતા ભમતાં, હજુ ન આવ્યો પાર
રાગ દ્વેષનાં અનેક બંધન, છૂટે ના ભગવાન. મુજને
નાવડી મારી મધદરીએ છે, ખેડી ઝોલા ખાય
સુકાની થઇને મહાવીર આવો, અમને ઉતારો પાર મુજને
નાવડી મારી ડૂબી રહી છે, સહાય કરો ભગવાન
આઠ કર્મનો ક્ષય કરીને, આવુ તમારી પાસ મુજને

---

## વ્યાખ્યાન પછી ગવાતી સ્તુતિ.

---

જગ મુસાફિર ભર દરિયામા, જીવન ઝોલા ખાય તારૂં
જપ તપ ક્રિયા કાંઇ ન કરિયા, જૂઠ કપટથી પરધન હરિયા
તેથી ન મોક્ષે જવાય, મુસાફિર જીવન ઝોલા ખાય ત્હારૂં
ધર્મ કર્મનો મર્મ ન જાણ્યો, માયા પ્યાલો ખુબ વખાણ્યો

તેથી ન મુકિત પમાય, મુસાફિર જીવન ઝોલાં ખાય તારૂં
માયા રૂપી ખડકો મોટી, તેમાં જીવન નૈયા અટકી
ભકિત થકી જશે પાર, મુસાફિર જીવન ઝોલાં ખાય તારૂ
જીવન નૈયા ડૂબવા આવે, લાખો તુજ ઉપાય ન ફાવે
છેવટે પ્રભુને સભાળ, મુસાફિર જીવન ઝોલાં ખાય તારૂં

---

જાગજે જાગજે જીવડા જાગજે રે, તારી મૂડી મફતમાં જાય. જાગજે
આળસુ થઇને બેઠો શું મુરખા રે, તારૂં માનવ જીવન જાય જાગજે
ખાતાં બધાં જાતે તપાસજે રે, જીવનનો સરવાળો ખોટ ખાય જાગજે
અજ્ઞાન અંધારે નૈયા ચાલતી રે, તે તો ભર દરિએ ડુલ થાય જાગજે
તને મોહ નિદ્રાએ ઘેરીયો રે, તારૂં જીવન ઝોલાં ખાય જાગજે
તુ તો સૂતો પ્રમાદની પથારીએ રે, તારો કાળ અનંતો જાય જાગજે
તારી આત્મિક લક્ષ્મી લૂટાય રે, તેની ફર્યાદ ક્યાય નહિ થાય જાગજે
માનવ જીવન મોંઘું તુ પામીયો રે, પુણ્ય રૂપી ખેતર ખાલી જાય જાગજે
પ્રભુનો માર્ગ તું સાચો જાણજે રે જેથી મોક્ષ જરૂર જવાય, જાગજે
સદગુરૂ કહે સમજી લે સાનમાં રે, જેથી જન્મ મરણ મટી જાય જાગજે

---

— સ્તુતિ —

વીરના વચન છે. ત્રિપદી લોચન છે
અણમૂલા રતન, એવા વીરનાં વચન છે
ધર્માનુ ધન છે, વિવેકનું વન છે
પાપનું પતન એવાં, વીરનાં વચન છે

દોષનું દમન છે, રોષનું વમન છે
ભવ દુઃખ ભજન એવાં, વીરનાં વચન છે
જાણે તેનો ધર્મ છે, ધારે તેનો ધર્મ છે
પાળે તેને ધન્ય ધન્ય, વીરનાં વચન છે
સમજી લેવું સાનમાં, રાખ ઝવેરી ધ્યાનમાં
ઉત્તમના ઉપદેશમાં, વીરનાં વચન છે

— સ્તુતિ —

મહાવીર મહાવીર કેતો જા, વીર શીખામણું લેતો જા
મહાવીર માર્ગે વહેતો થા, મહાવીર મહાવીર કેતો જા

મહાવીર ભજન કરતો જા, ચારિત્ર ગુણે ચડતો જા
ધર્મ ધ્યાતમાં ઠરતો જા... ૨

વીર વચનોમાં રમતો જા, ઇંદ્રિયોને દમતો જા
કષાયોને વમતો જા મહાવીર ૩

મહાવીર ધૂન મચાવતો જા, આત્મિક ગુણ દીપાવતો જા
જ્ઞાન ગગન ગજાવતો જા.. મહાવીર ૪

ઝવેરી ઝવેરાત લેતો જા, ભાવિક જીવને દેતો જા
પાપ કર્મથી છેટો જા ... મહાવીર ૫

## — સ્તુતિ —

(રાગ—પારેવડા જાજે વીરાના દેશમાં)

જીવલડા જાણી લે મહાવીર ધર્મને
મહાવીર ધર્મને જાણવો જ હોય તો
કાઢ અનાદિના કર્મને.. જી. ૧
વિષની વેલી ઊખેડી નાખવા
સાટવી લે સાચા ધર્મને - જી ૨
રાગને રોષનાં બીજોને બાળવા
ઓળખી લે આત્મિક ધર્મને.. જી ૩
દુષ્ટ દુર્બુદ્ધિમાં વાસ કરીને
ખોલીશ માં કોઈના મર્મને...જી ૪
મળ્યો અધિકાર માનવ જીવનનો
ધિઃક્કારી કાઢતુ અધર્મને...જી. ૫
સપને જપથી કાર્ય સુધારી લે
રાખી નયનમાં શર્મને ..જી. ૬
કહે ઝવેરી તરવું જ હોય તો
આદરી લે ધીર વીર ધર્મને ..જી. ૭

---

(રાગ—આંગણીએ આવજો હો એ)

સ્થાનકમાં આવજો હો, ભાવે ભાવિક જન,
દિવ્યતા દિપાવજો હો, ભાવે ભાવિક જન

શાન્તિ માંહે ઝીલતા, મન રહે મીલતા
હૃદય રહે ખીલતા, સાથે સહનશીલતા
આતમને ઓપાવીએ હો, ભાવે ભાવિક જન ૧

મૂકી ખટપટ સહુ પાપ પરિહરવા
કાઢો આંટીઘૂંટીઓ સંસારથી તરવા
કર્મને હઠાવીએ હો ભાવે ભાવિક જન ૨

ગુણના ગ્રાહક બની પર નિંદા છોડવી
દેશનાને સાંભળી પ્રેમ પ્રીતે જોડવી
મિત્રતા બતાવીએ હો ભાવે ભાવિક જન ૩

વીરના વચન સુણી વીરતા વધારીએ
ઝવેરી મહાવીરની વાણીને વધાવીએ
ખાંતેથી ખમાવિયે હો ભાવે ભાવિક જન ૪

---

## શ્રી સાધુ વંદણા.

નમુ અનંત ચોવીશી, ઋષભાદિક મહાવીર,
આરજ ક્ષેત્રમા, ઘાલી ધર્મની શીર ॥ ૧ ॥

મહા અતુલ્ય બળિ નર, શુર વીર ને ધીર,
તીરથ પ્રવર્તાવી, પહોત્યા ભવજળ તીર ॥ ૨ ॥

શ્રીમંધર પ્રમુખ, જઘન્ય તીર્થંકર વીશ,
છે અઢી દ્વિપમા, જયવંતા જગદીશ ॥ ૩ ॥

એકસો ને સિત્તેર, ઉત્કૃષ્ટ પદે જગીશ,
ધન્ય મહોટા પ્રભુજી, તેહને નમાવું શીશ ॥ ૪ ॥

કેવળી દોય કોડી, ઉત્કૃષ્ટા નવ કોડી,
મુનિ દોય સહસ્રકોડી, ઉત્કૃષ્ટા નવસહસ્ર કોડી ॥ ૫ ॥

વિચરે વિદેહે મહોટા તપસી ઘોર
ભાવે કરી વંદુ, ટાળે ભવની ખોડ ॥ ૬ ॥

ચોવીશે જિનના, સઘળા એ ગણધાર,
ચૌદસે ને બાવન, તે પ્રણમું સુખકાર. ॥ ૭ ॥

જિનશાસન નાયક, ધન્ય શ્રી વીર જિણંદ;
ગૌતમાદિક ગણધરે, વર્તાવ્યો આણંદ ॥ ૮ ॥

શ્રી ઋષભદેવના, ભરતાદિક સો પુત્ર;
વૈરાગ્ય મન આણી, સંયમ લિયો અદ્દભુત. ॥ ૯ ॥

કેવળ ઉપરાજ્યું, કરી કરણી સંયુત,
જિનમત દીપાવી, સઘળા મોક્ષ પહુંત ॥ ૧૦ ॥

શ્રી ભરતેશ્વરના, હુવા પટોધર આઠ,
આદિત્ય જશાદિક, પહોચ્યા શિવપુર વાટ ॥ ૧૧ ॥

શ્રી જિન અંતરના, હુવા પાટ અસંખ્ય;
મુનિ મુકતે પહોચ્યા, ટાળી કર્મના વંક. ॥ ૧૨ ॥

ધન્ય કપિલ મુનિવર, નમિ નમુ અણગાર,
જેણે તત્ક્ષણ ત્યાગ્યો, સહસ્ર રમણી પરિવાર. ॥ ૧૩ ॥

મુનિવર હરિકેશિ, ચિત્ત મુનીશ્વર સાર,
શુદ્ધ સંયમ પાળી, પામ્યા ભવનો પાર ॥ ૧૪ ॥

વળી ઇષુકાર રાજા, ઘેર કમળાવતી નાર;
ભગુ ને જશા, તેહના દોય કુમાર ॥ ૧૫ ॥

છયે રુદ્ધિ છાડીને, લીધો સંયમ ભાર,
ઇણ અલ્પકાળમા, પામ્યા મોક્ષ દુવાર ॥ ૧૬ ॥

વળી સંયતિ રાજા, હરણ આહિડે જાય;
મુનિવર ગદભાળી, આણ્યો મારગ ઠાય. ॥ ૧૭ ॥

ચારિત્ર લઈને, ભેટયા ગુરુના પાય;
ક્ષત્રિરાજ ઋષીશ્વર, ચર્ચા કરી ચિત્ત લાય ॥ ૧૮ ॥

વળી દશ ચક્રવર્તી, રાજ્ય રમણી ઋદ્ધિ છોડ,
દશે મુગતે પહોંચ્યા, કુળને શોભા ચોડ ॥ ૧૯ ॥

ઇણ અવસર્પિણીમા, આઠ રામ ગયા મોક્ષ,
બળભદ્ર મુનીશ્વર ગયા પાચમે દેવલોક ॥ ૨૦ ॥

દશાર્ણભદ્ર રાજા, વીર વાંદ્યા ધરી માન;
પછી ઇંદ્ર હઠાયો, દિયો છકાય અભયદાન. ॥ ૨૧ ॥

કરકંડુ પ્રમુખ, ચારે પ્રત્યેક બુદ્ધ,
મુનિ મુક્તિ પહોંચ્યા, જીત્યા કર્મ મહાયુદ્ધ ॥ ૨૨ ॥

ધન્ય મોટા મુનિવર, મૃગાપુત્ર જગીશ;
મુનિવર અનાથી, જીત્યા રાગ ને રીસ ॥ ૨૩ ॥

વળી સમુદ્રપાળ મુનિ, રાજેમતિ રહનેમ,
કેશી ને ગૌતમ, પામ્યા શિવપુર ક્ષેમ ॥ ૨૪ ॥

ધન્ય વિજયઘોષ મુનિ, જયઘોષ વળી જાણ;
શ્રી ગર્ગાચાર્ય, પહોચ્યા છે નિર્વાણ. ॥ ૨૫ ॥

શ્રી ઉત્તરાધ્યયનમાં, જિનવરે કર્યા વખાણ,
શુદ્ધે મન ધ્યાવો, મનમા ધીરજ આણ ॥ ૨૬ ॥

વળી ખદક સન્યાસી, રાખ્યો ગૌતમ સ્નેહ;
મહાવીર સમીપે, પંચ મહાવ્રત લેહ ॥ ૨૭ ॥

તપ કઠણ કરીને, ઝોસી આપણી દેહ
ગયા અચ્યુત દેવલોકે, ચવી લેશે ભવ છેહ ॥ ૨૮ ॥

વળી ઋષભદત્ત મુનિ, શેઠ સુદર્શન સાર,
શિવરાજ ઋષીશ્વર, ધન્ય ગાગેય અણગાર ॥ ૨૯ ॥

શુદ્ધ સંયમ પાળી, પામ્યા કેવળ સાર,
એ ચારે મુનિવર, પહોંચ્યા મોક્ષ મોઝાર ॥ ૩૦ ॥

ભગવતની માતા, ધન્ય ધન્ય સતી દેવાનદા,
વળી સતી જયંતી, છોડી દીધા ઘર ફંદા ॥ ૩૧ ॥

સતી મુક્તિ પહોચ્યા, વળી તે વીરની નદા,
મહાસતી સુદર્શના, ઘણી સતીઓના વૃદ ॥ ૩૨ ॥

વળી કાર્ત્તિક શેઠે, પડિમા વહી શૂરવીર,
જમ્યો મહોરા ઉપર, તાપસ બળતી ખીર. ॥ ૩૩ ॥

પછી ચારિત્ર લીધું, મિત્ર એકસહસ્ર આઠ ધીર;
મરી હુવા શક્રેંદ્ર. ચવી લેશે ભવ તીર ॥ ૩૪ ॥

વળી રાય ઉદ્દાયન, દિયો ભાણેજને રાજ;
પછી ચારિત્ર લઇને, સાર્યાં આતમ કાજ ॥ ૩૫ ॥

ગંગદત્ત મુનિ આણુંદ, તરણ તારણ જહાજ,
કોશલ મુનિ રોહો, દિયો ઘણાને સાજ. ॥ ૩૬ ॥

ધન્ય સુનક્ષત્ર મુનિવર, સર્વાનુભૂતિ અણગાર,
આરાધક હુઇને, ગયા દેવલોક મોઝાર. ॥ ૩૭ ॥

ચવી મુકિત જાશે, સિંહ મુનીશ્વર સાર;
બીજા પણ મુનિવર, ભગવતીમા અધિકાર ॥ ૩૮ ॥

શ્રેણિકનો બેટો, મોટો મુનિવર મેઘ,
તજી આઠ અંતેઉરિ, આણ્યો મન સંવેગ ॥ ૩૯ ॥

વીરપે વ્રત લઇને, બાંધી તપની તેગ,
ગયા વિજય વિમાને, ચવી લેશે શિવ વેગ ॥ ૪૦ ॥

ધન્ય થાવર્ચાપુત્ર તજી બત્રીસે નાર,
તેની સાથે નીકળ્યા, પુરુષ એક હજાર ॥ ૪૧ ॥

શુકદેવ સંન્યાસી, એકસહસ્ર શિષ્ય લાર,
પંચસયસું શેલક, લીધો સંયમ ભાર ॥ ૪૨ ॥

સર્વ સહસ્ર અઢાઇ, ઘણા જીવોને તાર
પુંડરગિરિ ઉપર, કીધો પાદોપગમન સંથાર ॥ ૪૩ ॥

આરાધક હુઇને, કીધો ખેવો પાર,
હુવા મોટા મુનિવર, નામ લિયા નિસ્તાર ॥ ૪૪ ॥

ધન્ય જિનપાળ મુનિવર, દોય ધનાવા સાધ,
ગયા પ્રથમ દેવલોકે, મોક્ષ જાશે આરાધ ॥ ૪૫ ॥

મલ્લિનાથના છ મિત્ર, મહાબળ પ્રમુખ મુનિરાય;
સર્વે મુકિત સિધાવ્યા, મોટી પદવી પાય ॥ ૪૬ ॥

વળી જિતશત્રુ રાજા, સુબુદ્ધિ નામે પ્રધાન,
બન્ને ચારિત્ર લેઈને, પામ્યા મોક્ષ નિધાન ॥ ૪૭ ॥

ધન્ય તેતલી મુનિવર, દીધું છકાય અભયદાન;
પોટિલા પ્રતિબોધ્યા, પામ્યા કેવળજ્ઞાન. ॥ ૪૮ ॥

ધન્ય પાંચે પાંડવ, તજી દ્રૌપદી નાર;
સ્થિવરની પાસે, લીધો સયમ ભાર ॥ ૪૯ ॥

શ્રી નેમિ વદનનો, એવો અભિગ્રહ કીધ;
માસ માસખમણ તપ, શત્રુંજય જઈ સિદ્ધ. ॥ ૫૦ ॥

ધર્મઘોષ તણા શિષ્ય, ધર્મરુચિ અણગાર;
કીડીઓની કરુણા, આણી દયા અપાર. ॥ ૫૧ ॥

કડવા તુબાનો, કીધો સઘળો આહાર,
સર્વાર્થસિદ્ધ પહોચ્યા, ચવી ગયા ભવ પાર. ॥ ૫૨ ॥

વળી પુડરિક રાજા, કુડરિક ડગિયો જાણ;
પોતે ચારિત્ર લેઈને, ન ઘાલી ધર્મમાં હાણ ॥ ૫૩ ॥

સર્વાર્થસિદ્ધ પહોચ્યા, ચવી લેશે નિર્વાણ,
શ્રી જ્ઞાતાસૂત્રમા, જિનવરે કર્યા વખાણ ॥ ૫૪ ॥

ગૌતમાદિક કુવર, સગા અઢારે ભ્રાત;
સર્વ અંધકવિષ્ણુ સુત, ધારણી જ્યારી માત ॥ ૫૫ ॥

તજી આઠ આઠ અતેઉરી, કાઢી દીક્ષાની વાત;
ચારિત્ર લઈને, કીધો મુક્તિનો સાથ ॥ ૫૬ ॥

શ્રી અનેકસેનાદિક, છએ સહોદર ભ્રાત,
વસુદેવના નદન, દેવકી જ્યારી માત. ॥ ૫૭ ॥

ભદ્દીલપુર નગરી, નાગ ગાહાવઈ જાણ;
સુલસા ઘેર વધિયા. સાભળી નેમિની વાણ ॥ ૫૮ ॥

તજી બત્રીસ (૨) અતેઉરી, નીકળીઆ છટકાય;
નળ કુબેર સમાણા, ભેટ્યા શ્રી નેમિના પાય ॥ ૫૯ ॥

કરી છઠ્ઠ છઠ્ઠ પારણા, મનમાં વૈરાગ્ય લાય;
એક માસ સંથારે, મુકિત બિરાજ્યા જાય ॥ ૬૦ ॥

વળી દારૂક સારણ, સુમુખ દુમુખ મુનિરાય,
વળી કુંવર અનાદૃષ્ટિ, ગયા મુકિતગઢમાંય ॥ ૬૧ ॥

વસુદેવના નંદન, ધન્ય ધન્ય ગજસુકુમાળ,
રૂપે અતિ સુંદર, કળાવંત વય બાળ ॥ ૬૨ ॥

શ્રી નેમિ સમીપે, છોડયો મોહ જજાળ,
ભિક્ષુની પડિમા, ગયા મસાણ મહાકાળ ॥ ૬૩ ॥

દેખી સોમિલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ,
ખેરતણા ખીરા, શિર ઠવિયા અસરાળ ॥ ૬૪ ॥

મુનિ નજર ન ખંડી, મેટી મનની જાળ,
પરિષહ સહીને, મુકિત ગયા તત્કાળ ॥ ૬૫ ॥

ધન્ય જાલી મયાલી, ઉવયાલાદિક સાધ,
સાંબ ને પ્રદ્યુમન, અનિરૂદ્ધ સાધુ અગાધ ॥ ૬૬ ॥

વળી સચ્ચનેમિ દૃઢનેમિ, કરણી કીધી અબાધ,
દશે મુકતે પહોચ્યાં, જિનવર વચન આરાધ ॥ ૬૭ ॥

ધન્ય અર્જુન માળી, કર્યો કદાગ્રહ દૂર,
વીરપે વ્રત લેઇને, સત્યવાદી હુવા શૂર ॥ ૬૮ ॥

કરી છઠ્ઠ છઠ્ઠ પારણાં, ક્ષમા કરી ભરપૂર,
છ માસની માંહી, કર્મ કર્યા ચકચૂર ॥ ૬૯ ॥

કુંવર અઇમુત્તે, દીઠા ગૌતમસ્વામ,
સુણી વીરની વાણી, કીધું ઉત્તમ કામ ॥ ૭૦ ॥

ચારિત્ર લેઇને, પહોચ્યાં શિવપુર ઠામ,
વળી આદિ મકાઇ, અંત -અલક્ષ મુનિ નામ ॥ ૭૧ ॥

વળી કૃષ્ણરાયની, અગ્રમહિષી આઠ,
પુત્ર વહુ દોયે, સચ્યા પુણ્યના ઠાઠ ॥ ૭૨ ॥

જાદવકુળ સતીઓ, ટાળ્યા દુઃખ ઉચાટ,
પહોંચ્યાં શિવપુરમાં, એ છે સૂત્રનો પાઠ ॥ ૭૩ ॥

શ્રેણિકની રાણી, કાલી આદિક દશ જાણ,
દશે પુત્ર વિયોગે, સાંભળી વીરની વાણ. ॥ ૭૪ ॥

ચંદનબાળાપે, સંયમ લઈ હુવા જાણ;
તપ કરી દેહ ઝોંસી, પહોંચ્યા છે નિર્વાણ ॥ ૭૫ ॥

નંદાદિક તેરે, શ્રેણિક નૃપની નાર,
સઘળી ચંદનબાળાપેં, લીધો સંયમ ભાર ॥ ૭૬ ॥

એક માસ સંથારે પહોંચ્યા મુક્તિ મોઝાર;
એ નેવું જણાનો, અંતગડમાં અધિકાર ॥ ૭૭ ॥

શ્રેણિકના બેટા, જાળિયાદિક ત્રેવીશ,
વીરપે વ્રત લઇને. પાળ્યા વર્ષ વીસ. ॥ ૭૮ ॥

તપ કઠણ કરીને, પૂરી મન જગીશ.
દેવલોકે પહોંચ્યા, મોક્ષ જાશે તજી રીસ ॥ ૭૯ ॥

કાકંદીનો ધન્નો, તજી બત્રીસે નાર,
મહાવીર સમીપે, લીધો સંયમ ભાર. ॥ ૮૦ ॥

કરી છઠ્ઠ છઠ્ઠ પારણાં, આયંબિલ ઉચ્છિષ્ટ આહાર,
શ્રી વીરે વખાણ્યા, ધન્ય ધન્નો અણગાર ॥ ૮૧ ॥

એક માસ સંથારે, સર્વાર્થસિદ્ધ પહુંત
મહાવિદેહ ક્ષેત્રમાં, કરશે ભવનો અંત ॥ ૮૨ ॥

ધન્નાની રીતે, હુવા નવે સંત;
શ્રી અનુત્તરોવવાઇમાં ભાખી ગયા ભગવંત ॥ ૮૩ ॥

સુબાહુ પ્રમુખ, પાંચસે પાંચસેં નાર,
તજી વીરપેં લીધાં પંચ મહાવ્રત સાર. ॥ ૮૪ ॥

ચારિત્ર લઇને, પાળ્યા નિરતિચાર,
દેવલોકે પહોંચ્યા, સુખવિપાકે અધિકાર ॥ ૮૫ ॥

શ્રેણિકના પૌત્રા, પદ્મમાદિક હુવા દશ,
વીરપે વ્રત લઈને, કાઢયો દેહનો કસ. ॥ ૮૬ ॥

સંયમ આરાધી, દેવલોકમા જઈ વસ,
મહાવિદેહ ક્ષેત્રમા, મોક્ષ જાશે લઈ જશ. ॥ ૮૭ ॥

બળભદ્રના નંદન, નિષધાદિક હુવા બાર,
તજી પચાસ (૨) અંતેઉરી, ત્યાગ દિયો સંસાર ॥ ૮૮ ॥

સહુ નેમિ સમીપે, ચાર મહાવ્રત લીધ,
સર્વાર્થસિદ્ધ પહોંચ્યાં, હોશે વિદેહે સિદ્ધ ॥ ૮૯ ॥

ધન્નો ને શાળિભદ્ર, મુનીશ્વરોની જોડ,
નારીના બંધન, તત્ક્ષણ નાખ્યા ત્રોડ. ॥ ૯૦ ॥

ઘર કુટુંબ કબીલો, ધન કંચનની ક્રોડ,
માસ માસખમણુ તપ, ટાળશે ભવની ખોડ ॥ ૯૧ ॥

શ્રી સુધર્મા સ્વામીના શિષ્ય, ધન્ય ધન્ય જંબુસ્વામ,
તજી આઠ અંતેઉરી, માત પિતા ધન ધામ ॥ ૯૨ ॥

પ્રભવાદિક તારી, પહોંચ્યા શિવપુર ઠામ,
સૂત્ર પ્રવર્તાવી, જગમા રાખ્યુ નામ ॥ ૯૩ ॥

ધન્ય ઢંઢણ મુનિવર, કૃષ્ણુરાયના નંદ,
શુદ્ધ અભિગ્રહ પાળી, ટાળી દિયો ભવ ફંદ ॥ ૯૪ ॥

વળી ખંધક ઋષિની, દેહ ઉતારી ખાલ,
પરિષહ સહીને, ભવ ફેરા દિયા ટાળ ॥ ૯૫ ॥

વળી ખંધક ઋષિના, હુવા પાંચસેં શિષ્ય,
ઘાણીમા પીલ્યા, મુક્તિ ગયા તજી રીસ ॥ ૯૬ ॥

સંભૂતિમુનિ શિષ્ય, ભદ્રબાહુ મુનિરાય,
ચૌદ પૂર્વધારી, ચંદ્રગુપ્ત આણ્યો ઠાય. ॥ ૯૭ ॥

વળી આર્દ્રકુમાર મુનિ સ્થૂલીભદ્ર નંદિષેણ,
અરણિક અઇમુત્તો, મુનીશ્વરોની શ્રેણ ॥ ૯૮ ॥

ચોવીસ જિન મુનિવર, સંખ્યા અઠ્ઠાવીસ લાખ,
ઉપર સહસ્ર અડતાળીસ, સૂત્ર પરંપરા ભાખ ॥ ૯૯ ॥

કોઈ ઉત્તમ વાંચો, મોઢે જયણા રાખ,
ઉઘાડે મુખ બોલ્યાં, પાપ લાગે વિપાક ॥ ૧૦૦ ॥

ધન્ય મરૂદેવી માતા, ધ્યાયું નિર્મળ ધ્યાન,
ગજ હોદ્દે પામ્યા, નિર્મળ કેવળ જ્ઞાન. ॥ ૧૦૧ ॥

ધન્ય આદીશ્વરની પુત્રી, બ્રાહ્મી સુંદરી દોય,
ચારિત્ર લઈને, મુકિત ગયાં સિદ્ધ હોય ॥ ૧૦૨ ॥

ચોવીશે જિનની, વડી શિષ્યા ચોવીશ,
સતી મુકિત પહોંચ્યાં, પૂરી મન જગીશ. ॥ ૧૦૩ ॥

ચોવીશે જિનના, સર્વ સાધ્વી સાર;
અડતાળીસ લાખને, આઠસે સીત્તેર હજાર ॥ ૧૦૪ ॥

ચેડાની પુત્રી, રાખી ધર્મસુ પ્રીત,
રાજેમતિ વિજ્યા, મૃગાવતી સુવિનીત ॥ ૧૦૫ ॥

પદ્માવતી મયણરેહા, દ્રૌપદી દમયંતી સીત,
ઈત્યાદિક સતીઓ, ગઈ જન્મારો જીત ॥ ૧૦૬ ॥

ચોવીશે જીનનાં, સાધુ સાધ્વી સાર,
ગયાં મોક્ષ દેવલોકે, હૃદયે રાખો ધાર, ॥ ૧૦૭ ॥

ઈણ અઢી દ્વીપમાં, ઘરડાં તપસી બાળ,
શુદ્ધ પંચ મહાવ્રતધારી, નમો નમો ત્રણ કાળ. ॥ ૧૦૮ ॥

એ યતિઓ સતીઓનાં, લીજે નિત્ય પ્રત્યે નામ,
શુદ્ધ મને ધ્યાવો, એહ તરણનો ઠામ ॥ ૧૦૯ ॥

એ યતિઓ સતીઓસું, રાખો ઉજ્જવળ ભાવ,
કહે ઋષિ જેમલજી, એજ તરણનો દાવ ॥ ૧૧૦ ॥

સંવત અઢાર ને, વર્ષ સાતો શિરદાર,
શહેર આલોરમાંહી, એહ કહ્યો અધિકાર ॥ ૧૧૧ ॥

॥ શ્રી સાધુ વંદણા સમાપ્ત ॥

(રાગ વાઘેશ્રી)

આટલું તો આપજે ભગવાન! મને છેલ્લી ઘડી,
ના રહે માયા તણાં બંધન, મને છેલ્લી ઘડી. ટેક.

આ જીંદગી મોંઘી મળી, પણ જીવનમાં જાગ્યો નહીં.
અંત સમય મને રહે સાચી સમજ છેલ્લી ઘડી. આટલું૦

જ્યાં મરણ શય્યા પરે, મીંચાય છેલ્લી આંખડી,
તું આપજે ત્યારે પ્રભુમય, મન મને છેલ્લી ઘડી. આટલુ૦

હાથ પગ નિર્બળ બને, ને શ્વાસ છેલ્લો સંચરે,
ઓ દયાળુ! આપજે, દર્શન મને છેલ્લી ઘડી આટલુ૦

હું જીવનભર સળગી રહ્યો, સંસારના સંતાપમાં,
તુ આપજે શાન્તિભરી, નિદ્રા મને છેલ્લી ઘડી આટલું૦

અગણિત અધર્મો મે કર્યા, તન મન વચન યોગે કરી,
હે ક્ષમાસાગર! ક્ષમા, મને આપજે છેલ્લી ઘડી આટલુ૦

અંત સમયે આવી મુજને, ના દમે ષટ દુશ્મનો,
જાગૃતપણે મનમાં રહે, તારૂં સ્મરણ છેલ્લી ઘડી. આટલું૦

**શ્રી લઘુ સાધુ વંદનાની સજ્ઝાય.**

સાધુજીને વંદના નિત નિત કીજે, પ્રહ ઉગમતે સૂર રે પ્રાણી,
નીચ ગતિમાં તે નવિ જાવે, પામે રિદ્ધિ ભરપૂર રે પ્રાણી. સા૦ ૧

મોટા તે પંચ મહાવ્રત પાળે, છકાયનાં પ્રતિપાળરે. પ્રાણી,
ભ્રમર ભિક્ષા મુનિ સુઝતી લેવે, દોષ બયાલીશ ટાળરે પ્રાણી સા૦ ૨

રિદ્ધિ સંપદા મુનિ કારમી જાણે, દીધી સંસારને પૂઠરે પ્રાણી,
એવા પુરુષની સેવા કરતાં, આઠ કરમ જાય તૂટ રે પ્રાણી સા૦ ૩

એક એક મુનિવર રસના ત્યાગી, એક એક જ્ઞાન ભંડાર રે પ્રાણી,
એક એક મુનિવર વૈયાવચ્ચ વૈરાગી, જેના ગુણનો નાવે પારરે પ્રાણી સા૦ ૪

ગુણ સત્તાવીશ કરીને દીપે, જીત્યા પરિસા બાવીસ રે પ્રાણી,
બાવન તો અનાચરણ ટાળે, તેને નમાવું મારૂં શીષ રે પ્રાણી સા૦ ૫

જહાજ સમાન તે સત મુનીશ્વર, ભવ્ય જીવ બેસે આય રે પ્રાણી,
પર ઉપકારી મુનિ દામ ન માગે, દેવે તે મુક્તિ પહોંચાય રે પ્રાણી. સા૦ ૬

સાધુ ચરણે જીવ શાતારે પાવે, પાવે તે લીલ વિલાસ રે પ્રાણી,
જન્મ જરા અને મરણ મિટાવે, નાવે ફરી ગર્ભાવાસરે પ્રાણી સા૦ ૭

એક વચન એ સદ્‌ગુરૂ કેરો, જો બેસે દિલમાંય રે પ્રાણી,
નરક ગતિમાં તે નહિ જાવે, એમ કહે જિનરાય રે પ્રાણી સા૦ ૮

પ્રભાતે ઊઠીને ઉત્તમ પ્રાણી, સુણો સાધુનું વ્યાખ્યાન રે પ્રાણી,
એવા પુરુષની સેવા કરતાં, પાવે તે અપાર વિમાન રે પ્રાણી સા૦ ૯

સવત અઢાર ને વર્ષ આડત્રીસે, બુસી ગામ ચોમાસ રે પ્રાણી,
મુનિ આસ્કરણજી એણી પેરે જંપે, હું તો ઉત્તમ સાધુનો દાસ રે પ્રાણી

સાધુજીને વંદના નિત નિત કીજે. ૧૦

## શ્રી વીરજિનના ચૌદ સ્વપ્નનું સ્તવન

રાય રે સિદ્ધારથ ઘેર પટરાણી, નામે ત્રિશલા સુલક્ષણાંએ,
રાજભુવનમાહે પલગે પોઢતાં, ચૌદ સુપન રાણીએ લહ્યાંએ ૧

પહેલે રે સુપને ગયવર દીઠો, બીજે વૃષભ સોહામણોએ,
ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથે લક્ષ્મી દેવતાએ ૨

પાચમે પચવરણી ફૂલની માળા, છઠ્ઠે ચદ્ર અમી ઝર્યો એ,
સાતમે સૂર્ય આઠમે ધ્વજા, નવમે કળશ અમી ભર્યો એ ૩

પદ્મ સરોવર દશમે દીઠું, ખીર સમુદ્ર દીઠો અગિયારમે એ.
દેવ વિમાન તે બારમે દીઠું રણઝણ ઘટા વાજંતા એ. ૪

રતનનો રાશિ તે તેરમે દીઠો, અગ્નિશિખા દીઠી ચઉદમે એ.
ચઉદ સુપન લહી રાણીજી જાગ્યા, રાય સમોવડ પહોંચીઆં એ ૫

સુણોરે સ્વામી મે તો સોણલાં લાધ્યા, પાછલી રાત રળિયારાણી એ
રાયરે સિદ્ધારથ પડિત તેડ્યા, કહોરે પંડિત ફળ એહનાં એ ૬

અમ કુળ મંડન તુમ કુળ દીવો જયવંતા તીર્થંકર જન્મશે એ,
જે નર ગાવે તે સુખ પાવે, આનંદ રંગ વધામણાં એ. ૭

ઇતિ સમાપ્ત

## શ્રી જીવરાશિની સજ્ઝાય.

હવે રાણી પદ્માવતી, જીવરાશિ ખમાવે, જાણપણું જગ દોહલું,
એણી વેળાએ આવે, તે મુજ મિચ્છા મિ દુક્કડં. ૧

અરિહંતની સાખ, જે મેં જીવ વિરાધિયા ચોરાશી લાખ. તે મુજ૦ ૨

સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય,
સાત લાખ તેઉ કાયનાં, સાતે વળી વાય તે મુજ૦ ૩

દશ લાખ પ્રત્યેક વનસ્પતિ, ચૌદે સાધારણ,
બી તી ચૌરેંદ્રિ જીવના, બે બે લાખ વિચાર તે મુજ૦ ૪

દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી,
ચૌદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી. તે મુજ૦ ૫

ઇણ ભવે પરભવે સેવિયાં, જે પાપ અઢાર,
ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં, દુર્ગતિનાં દાતાર. તે મુજ૦ ૬

હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ,
દોષ અદત્તાદાનના મૈથુન ઉન્માદ તે મુજ૦ ૭

પરિગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ,
માન માયા લોભ મે કીધા, વળી રાગ ને દ્વેષ. તે મુજ૦ ૮

કલહ કરી જીવ દુહવ્યા, દીધાં કૂડાં કલંક,
નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક તે મુજ૦ ૯

ચાડી કીધી પારકી, કીધો થાપણ મોસો,
કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો તે મુજ૦ ૧૦

ખાટકીને ભવે મેં કીધા, જીવના વધ ઘાત,
ચડીમાર ભવે ચરકલા, માર્યા દિન રાત તે મુજ૦ ૧૧

કાજી મુલ્લાંને ભવે, પઢી મંત્ર કઠોર,
જીવ અનેક જબ્બે કિયા, કીધાં પાપ અઘોર તે મુજ૦ ૧૨
માછીને ભવે માછલાં, ઝાલ્યાં જળવાસ,
ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડયા પાસ તે મુજ૦ ૧૩
કોટવાળને ભવે મેં કિયા, આકરા કર દંડ,
બંદીવાન મરાવિયા, કોરડા છડી દંડ તે મુજ૦ ૧૪
પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ,
છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ. તે મુજ૦ ૧૫
કુંભારને ભવે મેં કિયા, નિભાડા પકાવ્યા,
તેલી ભવે તલ પીલીયા, પાપે પિંડ ભરાવ્યા. તે મુજ૦ ૧૬
હાળી ભવે હળ ખેડીયા, ફોડયાં પૃથ્વીનાં પેટ,
સૂડ નિદાન કિયાં ઘણાં, દીધા બળદ ચપેટ. તે મુજ૦ ૧૭
માળી ભવે રોપ રોપિયા, નાનાવિધ વૃક્ષ,
મૂળ પત્ર ફળ ફૂલનાં, લાગ્યાં પાપ અલક્ષ. તે મુજ૦ ૧૮
અધોવાઇયાને ભવે ભર્યાં અધિકા ભાર,
પોઠી ઊંટ કીડા પડયા, દયા નાણી લગાર તે મુજ૦ ૧૯
છીપાને ભવે છેતર્યા, કીધા રંગણ પાસ,
અગ્નિ આરંભ કીધાં ઘણાં, ધાતુર્વાદ અભ્યાસ તે મુજ૦ ૨૦
શૂરપણે રણ ઝૂઝતાં, માર્યા માણસ વૃંદ,
મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધા મૂળ ને કંદ તે મુજ૦ ૨૧
ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલ્લેચ્યા,
આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સંચ્યા. તે મુજ૦ ૨૨
અંગાર કર્મ કીયાં વળી, ઘરમે દવજ દીધાં,
સમ ખાધા વીતરાગના, કૂડાં કામ જ કીધા તે મુજ૦ ૨૩
બિલ્લી ભવે ઉંદર ગળ્યા, ગિરોળી હત્યારી,
મૂઢ ગમાર તણે ભવે, મેં જુ લીંખ મારી તે મુજ૦ ૨૪

ભાડભુંજા તણે ભવે, એકેદ્રિય જીવ,
 જાર ચણા ઘઉ શેકિયા, પાડંતા રીવ. તે મુજ૦ ૨૫
ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક,
 રાંધણ ઈંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદ્વેગ તે મુજ૦ ૨૬
વિકથા ચાર કીધી વળી, સેવ્યા પચ પ્રમાદ,
 ઈષ્ટ વિયોગ પડાવિયા, રૂદન વિષવાદ. તે મુજ૦ ૨૭
સાધુ અને શ્રાવક તણાં, વ્રત લેઈને ભાંગ્યાં,
 મૂળ અને ઉત્તર તણાં, મુજ દૂષણ લાગ્યાં. તે મુજ૦ ૨૮
સાપ વીંછી સિંહ ચીતરા, શકરા ને સમળી,
 હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી. તે મુજ૦ ૨૯
સુવાવડી દૂષણ ઘણાં, વળી ગર્વ ગળાવ્યા,
 જીવાણી ઢાળ્યાં ઘણાં, શીયલવ્રત ભંગાવ્યા. તે મુજ૦ ૩૦
ભવ અનત ભમતાં થકાં, કીધો દેહ સંબધ,
 ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, કરૂ જન્મ પવિત્ર તે મુજ૦ ૩૧
ભવ અનંત ભમતાં થકાં, કીધા પરિગ્રહ સંબંધ,
 ત્રિવિધે ત્રિવિધે કરી વોસીરૂં, તીણશું પ્રતિબંધ. તે મુજ૦ ૩૨
ભવ અનંત ભમતાં થકાં, કીધા કુટુંબ સંબંધ,
 ત્રિવિધે ત્રિવિધે કરી વોસીરૂં, તિણશું પ્રતિબંધ તે મુજ૦ ૩૩
એણિપરે ઈહ ભવ પરભવે, કીધાં પાપ અખત્ર,
 ત્રિવિધે ત્રિવિધે કરી વોસીરૂં, કરૂં જન્મ પવિત્ર તે મુજ૦ ૩૪
એણિ વિધે એ આરાધના, ભાવે કરશે જેહ,
 સમય સુદર કહે પાપથી, વળી છૂટશે તેહ તે મુજ૦ ૩૫
રાગ વૈરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ,
 સમય સુંદર કહે પાપથી, છૂટે તત્કાળ તે મુજ૦ ૩૬

ઈતિ સમાસ

## શ્રી ચાર શરણાં પ્રારંભ

ઊઠી ને સમરીયે, હો ભવિજન મંગળિક શરણાં ચાર,
આપદા મટી સંપદા હુવે, હો ભવિજન દોલતનાં દાતાર;
હૃદયમાં રાખીએ, હો ભવિજન મંગળિક શરણાં ચાર. એ આંકણી ૧
અરિહંત સિદ્ધ સાધુ તણાં હો૦ કેવળી ભાષિત ધર્મ,
એ શરણાં નિત ધ્યાવતાં હો૦ ત્રુટે આઠે કર્મ, હૃ૦ હો૦ ૨

વાટે ઘાટે ચાલતા, હો૦ રાત દિવસ મોઝાર,
ગામ નગર પુર વિચરતાં, હો૦ વિઘ્ન નિવારણહાર હૃ૦ હો૦ ૩

એ ચારે સુખકારિયાં હો૦ એ ચારે જગ સાર,
એ ચારે ઉત્તમ કહ્યાં હો૦ એ ચારે હિતકાર, હૃ૦ હો૦ ૪

ડાયણ સાયણ ભૂતડાં, હો૦ સિંહ ચિત્રા ને શૂર,
વૈરી દુશ્મન ચોરટા હો૦ રહે તે સઘળા દૂર. હૃ૦ હો૦ ૫

રાખો શરણાંની આસ્થા, હો૦ નાડે નહિ આવે રોગ,
આનંદ વર્તે ઇણ નામથી, હો૦ વહાલા તણો સંયોગ હૃ૦ હો૦ ૬

સુખ શાંતિ વર્તે ઘણી હો૦ જે ધ્યાવે નર નાર
પરભવ જાતાં ઇણ જીવને હો૦ એહ તણો આધાર, હૃ૦ હો૦ ૭

મન ચિંતિત મનોરથ ફળે, હો૦ વર્તે કોડ કલ્યાણ;
શુદ્ધ મને ધ્યાવતા, હો૦ નિશ્ચય પદ નિર્વાણ, હૃ૦ હો૦ ૮

ઇણ સરિખો શરણો નહી હો૦ ઇણ સરખો નહી નામ,
ઇણ સરખો મિત્ર નહી હો૦ ગામ નગર પુર ઠામ, હૃ૦ હો૦ ૯

દાન શિયળ તપ ભાવના હો૦ જગમે તત્વ સાર,
કરો આરાધો ભાવશુ, હો૦ પામો મોક્ષ દુવાર હૃ૦ હો૦ ૧૦

જોડ કીધી છે જુગ્તિશું, હો૦ પાલી શેખાકાળ,
ઋષિ ચોથમલજી ઇમ ભણે, હો૦ સુણજો બાળગોપાળ હૃ૦ હો૦ ૧૧

ઇતિ સમાપ્ત

# આલોચણા

પ્રથમ નમુ અરિહંતને, બીજા સિદ્ધ ભગવંત, પ્રભુજી,
ત્રીજા ગુરૂ ગુણવંતને, મેં કીધા પાપ અનંત, પ્રભુજી,
તે મુજ મિચ્છામિ દુક્કડં ૧

આલોઉ પાપ તમામને અનંતા સિદ્ધની સાખ, પ્રભુજી,
કૃત્ય અઘોર મેં કીધા ઉઘાડી નહીં આંખ પ્રભુજી,
તે મુજ મિચ્છામિ દુક્કડ ૨

ત્રસ થાવર ને મે હણ્યા કરવા મુજ સુખ, પ્રભુજી,
જીવ કાયાથી જુદા કર્યા દીધા અનંત દુઃખ પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડ ૩

પૃથ્વીના પેટ મે ફોડયા, તોડી તરૂવર ડાળ, પ્રભુજી,
અગ્નિ આરંભ કીધા ઘણા, છોડાવ્યા ધાવતા બાળ, પ્રભુજી,
તે મુજ મિચ્છામિ દુક્કડં ૪

પગ પંખ પકડીને તોડયા છેદયા કૈકનાં શીર, પ્રભુજી,
કઈકને મસળીને મારીયા, કઈકિ ઉપર કરી રીસ. પ્રભુજી,
તે મુજ મિચ્છામિ દુક્કડ. ૫

જૂઠુ બોલ્યો જસ ખાટવા, મલકાણો મનમાંય, પ્રભુજી,
હસી હસી કર્મને બાંધીયા, પસ્તાવો બહુ થાય પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડ ૬

માન મૂકી વટને કારણે, વળી ભરવા મુજ પેટ, પ્રભુજી,
આડું અવળુ ઘણું વેતર્યું, ભાન ભૂલીથયો મૅડ, પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડ ૭

ચોરી તણી ચીજો સંઘરી, કીધો ઘાત વિશ્વાસ, પ્રભુજી,
વિષય તણો ગરધી થયો, કૈકના કાઢયા સત્યાનાશ, પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડં ૮

આભવ પરભવ ભોગવ્યાં, કામ ભોગ અપાર, પ્રભુજી,
અંધ બન્યો અતિ વિષયમાં, ન આવ્યો કાંઈ વિચાર, પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડં. ૯

લપટાણો રમણીના રંગમાં, લૂંટાણો ભર બજારમાં, પ્રભુજી,
રતી એક ધર્મ રહ્યો નહીં, પ્રભુ કરોને નિસ્તાર, પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડં. ૧૦

માલ મતા ધન મેળવ્યું, જીવે અનંતી વાર, પ્રભુજી,
મારૂં મારૂં મૂઢ કરી રહ્યો, દુઃખ છે અપરંપાર, પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડં ૧૧

કર્મ કઠોર બાધી કરી, ભેળું કર્યું ધનધાન, પ્રભુજી,
પ્રાણુ જતાં પણ ના પરખીયાં, આવી નહીં શુદ્ધ સાન, પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડ. ૧૨

ક્રોધ માન કીધાં ઘણાં, રાખ્યાં ખાર અપાર, પ્રભુજી,
કપટ કળા કાયમ કેળવી, ભટકયો ભવ મોઝાર, પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડં. ૧૩

માન અને મગરૂરીમાં, મજબૂત મેળવ્યા પાપ, પ્રભુજી,
અહંકાર ધર્યો મેં અંગમાં, જપ્યા નહીં તુમ જાપ, પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડ. ૧૪

મોટાઇના મધુ પાનથી, પૂરો થયો જળવંક પ્રભુજી,
જાણ્યો નહિ જૈન ધર્મને, પડયો પાપ ને પંથ, પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડ ૧૫

એ આદિ અવિનય કીધાં કહેતાં ન આવે પાર પ્રભુજી,
ચરમ જિનેશ્વર નમીશ હું, આલોઉં છું નિરધાર પ્રભુજી,
તે મુજ મિચ્છા મિ દુક્કડં ૧૬

ઇતિ સમાપ્ત

## श्री उवसग्गहरं स्तवनम्

उवसग्गहरं पासं, पासं वंदामि कम्मघणमुक्कं ।
विसहर विसनिन्नासं, मंगल–कल्लाण आवासं ॥ १ ॥

( વસંતતિલકા વૃત )

છે પાર્શ્વ યક્ષ ઉપસર્ગ નિવારનારો,
એ પાર્શ્વનાથ નમું કર્મથી જેહ ન્યારો,
જે સર્પનુ અતિશયે કરી ઝેર કાપે,
કલ્યાણ મંગલ નિવાસ સદૈવ આપે ॥ ૧ ॥

ભાવાર્થ: ઉપસર્ગનો હરનાર પાર્શ્વ નામનો યક્ષ જેનો સેવક છે એવા શ્રી પાર્શ્વનાથ ભગવાન કે જે કર્મના સમૂહથી મુકત છે, જે અતિશય વડે સર્પના ઝેરનો નાશ કરે છે, અને જે મંગલ કલ્યાણના ઘર છે તેમને હું નમસ્કાર કરૂં છુ ॥ ૧ ॥

विसहर फुलिंगमंतं, कंठे धारेइ जो सयामणुओ ।
तस्स गहरोगमारी, दुट्ठजरा जंति उवसामं ॥ २ ॥

છે મંત્ર ઝેર હરનાર સ્ફુલિંગ નામા,
તે નિત્ય જેહ મનુજો ધરતા ગળામાં,
તેના ખરાબ ગ્રહ રોગ મહાન મારી,
દુષ્ટ જ્વરો કરત શાન્ત વ્યથા નિવારી ॥ ૨ ॥

ભાવાર્થ: જે મનુષ્ય નિરંતર ( શ્રી પાર્શ્વનાથના નામગર્ભિત ) વિષધર સ્ફુલિંગ નામના મંત્રને કંઠને વિષે ધારણ કરે છે, તેના ગ્રહ, રોગ, મહામારી ( મરકી-કોલેરા ) અને દુષ્ટ જ્વર (તાવ) વ્યથા નિવારીને શાંત પામે છે ॥ ૨ ॥

चिट्ठउ दूरे मंतो, तुज्झ पणामोवि बहुफलो होइ ।
नर तिरिएसु वि जीवा, पावंति न दुःख दोगच्चं ॥ ३ ॥

એ મંત્ર જાપ દૂર હો તદપિ તમારો;
થાયે પ્રણામ અતિશે ફળ આપનારો;
જીવો મનુષ્ય તિર્યંચ ગતિ રહ્યા જે,
પામે ન તેહ પણ દુઃખ દરિદ્રતાને; ॥ ૩ ॥

ભાવાર્થ : એ મંત્રનુ સ્મરણ તો દૂર રહો; પરંતુ તમોને કરેલ નમસ્કાર પણ ઘણું ફળ આપનાર થાય છે એટલે કે મનુષ્ય અને તિર્યંચને વિષે રહેલા જીવોના પણ દુઃખ અને દારિદ્ર તમારા નામ સ્મરણ માત્રથી ટકી શકતાં નથી ॥ ૩ ॥

तुह सम्मत्तेलध्धे, चिंतामणि कप्पपायवब्भहिए ।
पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥ ४ ॥

પામેલ બોધિ બીજનો મહિમા તમારો;
ચિંતામણી સુર દ્રુમોથી વિશેષ મારો,
જેના વડે સકલ વિઘ્ન સદા વિરામે,
ને ભવ્ય જીવ અજરામર સ્થાન પામે. ॥ ૪ ॥

ભાવાર્થ : ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળુ એવું તમારૂં સમ્યગ્ દર્શન પામવાથી જીવો નિર્વિઘ્નપણે અજરામર સ્થાનને પ્રાપ્ત કરે છે ॥ ૪ ॥

इअ संथुओ महायस, भत्तिब्भरनिब्भरेण हिअएण ।
तादेव दिज्ज बोहिं, भवे भवे पास जिणचंद ॥ ५ ॥

હે કીર્તિવંત પ્રભુ! આ સ્તવના કરી મેં,
ભકિત ભરેલ પરિપૂર્ણ હૃદે કરીને,
જે બોધિ બીજ મળવા પ્રભુ આપ સેવા,
દેજો ભવો-ભવ મને જિન પાર્શ્વ દેવા ॥ ૫ ॥

ભાવાર્થ હે કીર્તિના સાગર પ્રભુ! ભકિતના સમૂહથી પૂર્ણ ભરેલા અંતઃકરણવડે મે આ સ્તવના કરી, તે કારણથી હે દેવ! હે શ્રી પાર્શ્વજિનચંદ્ર! મને જન્મોજન્મને વિષે બોધિ બીજ (સમ્યગ્દર્શન) આપો ॥ ૫ ॥

આ સ્તોત્રના કર્તા શ્રી ભદ્રબાહુ સ્વામી છે. સંઘની વિનંતિથી મરકી (કોલેરા)ના ઉપદ્રવની શાંતિ માટે રચ્યું હતુ આ સ્તવનની સાત ગાથાઓ હતી ઘણોજ ચમત્કાર કરનાર આ સ્તોત્ર હોવાથી સંસારનાં ઘણાં કામમાં (સ્વાર્થ માટે) આ સ્તવનનો ઉપયોગ કરવા લાગ્યા તેથી બે ગાથાઓ ભંડારી મૂકવામા આવી છે, એમ પરંપરાથી જાણવા મળે છે કેટલાક જુના ગ્રંથોમાં સાત ગાથાઓ પણ જોવામાં આવે છે પરંતુ તે પ્રચલિત નથી

## અથ શ્રી સીમંધરજીન સ્તવન

સુણો ચંદા જી સીમંધર પરમાતમ પાસે જાજો,
મુજ વિનતડી પ્રેમ ધરીને એણીપરે તુમે સંભળાવજો એ આંકણી

જે ત્રણ્ય ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે,
નાણ દરિસણ જેહને ખાયક છે સુણો૦ ૧

જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે,
પુંડરીકિણી નગરીનો રાયા છે સુણો૦ ૨

બાર પર્ષદામાંહિ બિરાજે છે જસ ચોત્રીસ અતિશય છાજે છે,
ગુણ પાત્રીશ વાણીએ ગાજેછે સુણો૦ ૩

ભવિજનને જે પ્રતિબોહે છે, તુમ અધિક શિતળ ગુણ સોહે છે,
રૂપ દેખી ભવિજન મોહે છે સુણો૦ ૪

તુમ સેવા કરવા રસીઓ છું, પણ ભરતમાં દૂર વસીઓ છું,
મહા મોહરાય કર ફસીઓ છુ સુણો૦ ૫

પણ સાહિબ ચિત્તમાં ધરીયો છે, તુમે આણ ખડગ કર ગ્રહીયો છે,
તે કાંઇક મુજથી ડરીયો છે સુણો૦ ૬

જિન ઉત્તમ પુંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો,
તો વધે મુજ મન અતિ નૂરો સુણ૦ ૭ ઇતિ

## અથ શ્રી અનાથી મુનિની સજઝાય.

શ્રેણિક રયવાડી ચઢયો, પેખીયો મુનિ એકાંત,
વાર રૂપ કાંતે મોહીયો, રાય પૂછે રે કહોરે વિરતંત,
શ્રેણિકરાય ? હું રે અનાથિ નિર્ગ્રંથ
તિણે મે લીધો રે સાધુજીનો પંથ શ્રેણિક૦ એ આંકણી ૧

ઇણે કોસંબી નયરી વસે, મુજ પિતા અનગળ ધન,
પરિવાર પૂરે પરિવાર્યો, હુ છુ તેહનો રે પુત્ર રતન શ્રે૦ ૨

એક દિવસ મુજને વેદના, ઉપની, મેં ન ખમાય,
માત પિતા ઝૂરી રહ્યા, પણ કીણહિ રે તે ન લેવાય શ્રે૦ ૩

ગોરડી ગુણમણિ ઓરડી, ચોરડી અબળા નાર,
કોરડી પીડા મેં સહી, ન કોણે કીધી રે મોરડી સાર. શ્રે૦ ૪

બહુ રાજવૈદ્ય બોલાવીયા, કીધલા કોડી ઉપાય,
બાવના ચદન ચરચીયા, પણ તોહી રે સમાધિ ન થાય. શ્રે૦ ૫

જગમા કો કેહનો નહી, તે ભણી હું રે અનાથ,
વીતરાગના ધર્મ સરિખો, નહી કોઇ બીજો રે મુગતિનો સાથ. શ્રે૦ ૬

જો મુજ વેદના ઉપશમે, તો લેઉ સયમ ભાર,
ઇમ ચિંતવતાં વેદના ગઈ, વ્રત લીધુ સે હર્ષ અપાર. શ્રે૦ ૭

કરજોડી રાજા ગુણ સ્તવે, ધનધન એહ અણગાર,
શ્રેણિક સમકિત પામીયો, વાંદી પહોત્યો રે નગર મોઝાર. શ્રે૦ ૮

મુનિ અનાથી ગુણ ગાવતા, ત્રૂટે કર્મની કોડ,
ગણિ સમય સુંદર તેહના પાય, વદે રે બે કર જોડ. શ્રે૦ ૯

ઇતિ.

## અથ શ્રી ક્રોધની સજ્ઝાય

કડુવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે,
રીસ તણો રસ જાણીયે, હળાહળ તો લે.-કડુવાં-૧

ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંયમ ફળ જાય,
ક્રોધે સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય.-કડુવાં-૨

સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ,
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશિયો નાગ.-કડુવાં-૩

આગ ઊઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે,
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે.-કડુવાં-૪

ક્રોધતણી ગતિ એહવી, કહે કેવળનાણી,
હાણ કરે જે હિતની, જાળવજો ઇમ જાણી-કડુવાં-૫

ઉદયરતન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી,
કાયા કરજો નિર્મળી, ઉપરામ રસ નાહી-કડુવા-૬ ઇતિ

## અથ શ્રી માનની સજ્ઝાય

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન આવે-રે
વિનય વિના વિદ્યા નહી, તો કિમ સમકિત પાવે-રે જીવ ૧

સમકિત વિણ ચારિત્ર નહિ, ચારિત્ર વિણ નહિ મુકિત રે
મુકિત તણાં સુખ શાશ્વતા, તે કેમ લહિયે યુકિત રે-રે જીવ ૨

વિનય વડો સંસારમા, ગુણમાં અધિકારી રે
ગર્વે ગુણ જાયે ગળી, ચિત્ત જુઓ વિચારી-રે જીવ ૩

માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે-રે જીવ ૪

સૂકા લાકડા સારિખો, દુઃખદાઈ ખોટો રે
ઉદયરતન કહે માનને, દેજો દેશવટો રે-રે જીવ ૫

ઇતિ

## અથ શ્રી માયાની સજ્ઝાય

સમકિતનુ બીજ જાણીએ જી, સત્ય વચન સાક્ષાત,
સાચામાં સમકિત વસે જી, માયામાં મિથ્યાત રે.
પ્રાણી, મ કરો માયા લગાર—એ આંકણી ૧

મુખ મીઠો જુઠો મને જી, કૂડ કપટનો રે કોટ,
જીભે તો જી જી કરે જી, ચિત્તમાં તાકે ચોટ રે. પ્રાણી૦ ૨

આપ ગરજે આઘો પડે જી, પણ ન ધરે વિશ્વાસ,
મેલ ન છંડે મન તણો જી, એ માયાનો પાર રે પ્રાણી૦ ૩

જેહ શું માંડે પ્રીતડી જી, તેહ શું રહે પ્રતિકૂળ,
નવિ મૂકે મન આમળો જી, એ માયાનું મૂળ રે પ્રાણી૦ ૪

તપ કીધો માયા કરી જી, મિત્ર શુ રાખ્યો ભેદ,
મલ્લિ જિનેશ્વર જાણજો જી, તો પામ્યા સ્ત્રીવેદ રે પ્રાણી૦ ૫

ઉદયરતન કહે સાભળો જી. મૂકો માયાની બુદ્ધ,
મુક્તિપુરી જાવા તણો જી, એ મારગ છે શુદ્ધ રે પ્રાણી૦ ૬ ઇતિ

## અથ શ્રી લોભની સજ્ઝાય

તમે લક્ષણ જો જો લોભના રે, લોભે મુનિજન પામે ક્ષોભના રે,
લોભે ડાહ્યા મન ડોલ્યાં કરે રે, લોભે દુર્ઘટ પંથે સચરે રે–તમે-૧

તજે લોભ તેહનાં લેઉ ભામણાં રે, વળી પાય નમીને કરૂં ખામણા રે,
લોભે મર્યાદા ન રહે કેહની રે, તમે સગત મૂકો તેહની રે–તમે-૨

લોભે ઘર મૂકી રણમા મરે રે, લોભે ઊંચ તે નીચું આદરે રે,
લોભે પાપ ભણી પગલા ભરે રે, લોભે અકાર્ય કરતા ન ઓસરે રે –તમે-૩

લોભે મનડું ન રહે નિર્મળુ રે, લોભે સગપણ નાસે વેગળું રે,
લોભે ન રહે પ્રીતિ ને પાવકુ રે, લોભે ધન મેળે બહુ એકઠું રે.–તમે-૪

લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે, લોભે હત્યા પાતક નવિ ગણે રે,
તે તો દામ તણે લોભે કરી રે, ઉપર મણિધર થાયે તે મરી રે.–તમે-૫

જોતાં લોભનો થોભ દીસે નહી રે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે,
લોભે ચક્રી સુભૂસ નામે જુઓ રે, તે તો સમુદ્ર માંહે ડૂબી મુઓ રે.—તમે—૬
એમ જાણીને લોભને છંડજો રે, એક ધર્મ શુ મમતા મંડજો રે,
કવિ ઉદયરતન ભાંખે મુદા રે, વંદું લોભ તજે તેહને સદા રે—તમે—૭

## અથ શ્રી જબૂસ્વામીની શજઝાય

સરસ્વતી સ્વામીને વિનવુ, સત ગુરૂ લાગુ જી પાય,
ગુણ રે ગાશું જબૂસ્વામીના, હરખ ધરી મન માંય.
ધન ધન ધન જબૂસ્વામીને—એ આંકણી. ૧

ચારિત્ર છે વચ્છ દોહિલુ, વ્રત છે ખાડાની ધાર,
પાયે અણવાણેજી ચાલવું, કરવાજી ઉગ્ર વિહાર ધન૦ ૨

મધ્યાહ્ન પછી કરવી ગૌચરી, દિનકર તપે રે નિલાડ,
વેળુ કવલ સમ કોળિયા, તે કિમ વાળ્યા રે જાય ધન૦ ૩

કોડી નવાણું સોવન તણી, તમારે છે આઠે જી નાર,
સંસારતણાં સુખ સુણ્યા નહી, ભોગવો ભોગ ઉદાર. ધન૦ ૪

રામે સીતાને વિજોગડે, બહોત કિયા રે સંગ્રામ,
છની રે નારી તુમે કાંઈ તજો, કાંઈ તજો ધન ને ધામ ધન૦ ૫

પરણીને શું જી પરિહરો, હાથ મળ્યાનો સંબંધ,
પછી તે કરશો સ્વામી ઓરતો, જિમ કીધો મેઘમુણીંદ ધન૦ ૬

જબૂ કહે રે નારી સુણો, અમ મન સંયમ ભાવ,
સાચો સ્નેહ કરી લેખવો, તો સંયમ લ્યો અમ સાથ ધન૦ ૭

તેણે સમે પ્રભવોજી આવીઓ, પાંચશે ચોર સંઘાત,
તેને પણ જંબૂસ્વામીએ બૂઝવ્યો, બૂઝવ્યા માત ને તાત. ધન૦ ૮

સાસુ સસરાને બૂઝવ્યા, બૂઝવી આઠે નાર,
પાચશે સત્તાવીશ શું, લીધો જી સંયમ ભાર. ધન૦ ૯

સુધર્મા સ્વામી પાસે આવીયા, વીચરે છે મન ને ઉલ્લાસ,
કર્મ ખપાવી કેવળ પામીયા. પહોત્યા જી મુકિત મોઝાર ધન૦ ૧૦

## ઉપદેશી સજ્ઝાય

ઘડી એક તણો વિશ્વાસ, શ્વાસનો નાણો રે,
અણચિંત્યો આવશે કાળ, તણો તે આણે રે. ૧

જેમ તોરણે આવ્યો વિંદ, પાછો નહિ વળશે રે;
ત્હારા સજ્જન કુટુંબ પરિવાર, સહુ ટળવળશે રે ૨

ગ્રહે સાપ ઉંદરને જેમ, ચીડી સીંચાણો રે;
જમરાજ કોપે ત્યાંહી, નથી ઠેકાણો રે ૩

જેમ તેતર ઉપર બાજ, મચ્છ ને બગલો રે;
ત્હારી નવલ સુરંગી દેહ, કરી દેશે ઢગલો રે. ૪

સાવજ મુખથી કુરંગ, ન શકે નાસી રે,
અચાનક આવી કાળ, દેશે ગળે ફાસી રે ૫

વળે દળ વાદળ ને પૂર, વિવિધ પ્રકારે રે,
પણ કાળ ઓચિંતો કોઈ પાછો નવિ વાળે રે ૬

દેવ, દાનવ, માનવ, ઇંદ્ર, સુરજને ચંદા રે;
તીર્થંકર ચક્રી કેશવ, રામ મુણિંદા રે ૭

નૃપ, શેઠ, સેનાપતિ ઇભ્ય, તલાળ તલાટી રે,
તેને બાળી કીધા રાખ, હુઇ ગઈ માટી રે. ૮

હુતી ચોકી આડી સાત, દૈત ને જુદ્ધા રે,
ભીડી બખતર પહેરી ટોપ, ગ્રહી આયુદ્ધા રે. ૯

આવ્યો કાળસેન કોટવાળ, નાખ્યા સવિ ઊંધા રે;
તેણે ભક્ષ્યા ત્રણે લોક, લાગી બહુ ક્ષુધા રે ૧૦

શું ધરવી આશા મ્હોટી, ખોટી શું થાવું રે,
તજી રમણી રાજ્ય ભંડાર, અંતે જાવું રે ૧૧

ધરીયા કેશરિયા વેશ, મોહે લેરખડા રે;
કાને કુંડળ હૈડે હાર, બાહે બેરખડા રે ૧૨

કડાં પોંચી બાજુબંધ, વેઢ ને વીંટી રે,
શિર પર બાંધી રૂડી પાઘ, સોનેરી લીંટી રે. ૧૩

રૂડી કુંમકુંવરણી કાય, છાયા નિરખે રે;
રૂપે રંભાસરખી નાર, દેખી દિલ હરખે રે. ૧૪

મુખ, આંખને મટકે, મોહ્યો, કરને લટકે રે;
અણુતેડ્યો આવી કાળ, ગળી જાશે ગટકે રે. ૧૫

ત્હારે સુંદર મંદિર મ્હોલ, ઝળકતી જ્યોતિ રે;
કાંઈ ફૂલે ગુથી સેજ, જડિયા મોતી રે ૧૬

પોઢે ઓઢી પટકૂળ, મખમલ ધોતી રે,
પંખાથી પવન ઝકોળ, નિદ્રા હોતી રે. ૧૭

આવ્યો જમદંડીદૂત, સાહ્યો ગોતી રે;
રહી રડતી પડતી માત, રમણી રોતી રે ૧૮

આ કાચી કાયા છાયા, જેસી ખદ્દલકી રે;
જબ ઊઠ ચલેગો હંસ, માટી જંગલકી રે ૧૯

જેવો ખોટો સંધ્યા વાન, પીપળ પાન રે,
કાચી માટી કેરો કુંભ, કુંજર કાન રે ૨૦

ઢગ રહિત પતંગનો રંગ, થાએ ભંગ રે;
વળી કાચના કૂપા રૂપ, એહી અંગ રે ૨૧

પ્રાણી છંડો અનંગનો રંગ, એહવુ જાણી રે;
અંજળી જળ આયુ જેમ, પૂરનું પાણી રે ૨૨

અંતે જાવુ છે એકવાર, મન સમજાવી રે;
ખોડીદાસ ગુરૂને ચરણે, શીશ નમાવી રે ૨૩

સંવત ઓગણીસે સોળ, આસો માસે રે,
કરી જેતપુર માંહે જોડ, રહી ચોમાસે રે. ૨૪

## શ્રી કુંથું જીન સ્તવન

(અબર દે હો મુરારી હમારો—એ દેશી)

મનડુ કિમહી ન બાજે, હો કુંથુ જીન મનડુ કિમહી ન બાજે,
જિમ જિમ યત્ન કરીને રાખું, તિમતિમ અલગું ભાજે હો,
કુ૦ એ આંકણી ૧

રજની વાસર વસતી ઉજડ, ગયણ પાયાલે જાય,
સાપ ખાય ને મુખડુ થોથું, એહ ઉખાણો ન્યાય હો. કુ૦ ૨

મુક્તિ તણા અભિલાષી તપીયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે,
વૈરીડુ કાંઈ એવુ ચિંતે, નાખે અવલે પાસે હો. કું૦ ૩

આગમ આગમધરને હાથે, નાવે કિણ વિધ આંકુ;
કિહાંકને જો હઠ કરી હટકુ, તો વ્યાલતણી પરે વાંકુ હો. કું૦ ૪

જો ઠગ કહુ તો ઠગતું ન દેખુ, શાહુકાર પણ નાહી,
સર્વે માંહીને સર્વથી અલગુ, એ અચરજ મનમાંહી હો કુ૦ ૫

જે જે કહું તે કાન ન ધરે, આપ મતે રહે કાળું,
સુરનર પંડિત જન સમજાવે, સમજે ન મહા રોસાળુ હો કુ૦ ૬

મેં જાણ્યુ એ લિંગ નપુંસક, સકળ મરદને ઠેલે,
બીજી વાતે સમરથ છે નર, એહને કોઈ ન જેલે હો કું૦ ૭

મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એહ વાત નહિ ખોટી,
ઈમ કહે સાધ્યુ તે નવિ માનુ, એકહિ વાત તે મોટી હો કુ૦ ૮

મનડુ દુરારાધ્ય તે વશ આણ્યું, તે આગમથી મતિ આણું,
આનંદઘન પ્રભુ મહારૂં આણો, તો સાચુ કરી જાણું હો કુ૦ ૯

## ધર્મજીવન સ્તવન

ધર્મ જિનેશ્વર ગાઉં રંગ શુ,
ભંગમ પડશો હો પ્રીત જિનેશ્વર,
બીજો ભવ મંદિર આણું નહીં,
એ એમ કુળવટ રીત જિનેશ્વર. ધર્મ૦ ૧

ધરમ ધરમ કરતો જગ સહુ ફીરે,
જાણે ન ધર્મનો મર્મ જિનેશ્વર,
ધરમ જિનેશ્વર ચરણ ગહ્યા પછી,
કોઈ ન બાંધે હો કર્મ જિનેશ્વર ધર્મ૦ ૨

પ્રવચન અજન જો સદ્દગુરૂ કરે,
દેખે પરમ નિધાન જિનેશ્વર,
હ્રદય નયણ નિહાળે જગ ધણી,
મહિમા મેરૂ સમાન જિનેશ્વર ધર્મ૦ ૩

દોડત દોડત દોડત દોડીયો,
જેતી મનની રે દોડ જિનેશ્વર,
પ્રેમ પ્રતિત વિચારો ઢુકડી,
ગુરૂગમ લેજો રે જોડ જિનેશ્વર ધર્મ૦ ૪

એક પખી કેમ પ્રીતિપરે વડે,
ઉભય મિલ્યાહુએ સધિ જિનેશ્વર,
હું રાગી હુ મોહે ફદીઓ
તુ નિરાગી નિરબધ જિનેશ્વર ધર્મ૦ ૫

પરમ નિધાન મુખ પ્રગટ આગળે,
જગત ઉલ્લઘી હો જાય જિનેશ્વર,
જ્યોતિ વિનાશે જુઓ જગદિશની,
અધો અંધ પલાય જિનેશ્વર ધર્મ૦ ૬

નિર્મળ ગુણમણિ રોહણ ભૂધરા,
મુનિજન માનસ હંસ જિનેશ્વર,
ધન તે નગરી ધનવેળા ભરી,
માત પિતા કુળ વશ જિનેશ્વર ધર્મ૦ ૭

મન મધુકર વર કરજોડી કહે,
પદકજ નિકટ નિવાસ જિનેશ્વર,
ઘન નામી આનંદ ઘન સાભળો,
એ સેવક અરદાસ જિનેશ્વર ધર્મ૦ ૮

## સાંજે પ્રતિક્રમણ કર્યા પછી બોલવાની સ્તુતિ

અરિહંતા મજ્ઝ મંગલં, અરિહંતા મજ્ઝં દેવયં,
અરિહંતા કિત્તઇત્તાણું, વોસિરામિ પાવકમ્મં. ૧

સિદ્ધા મજ્ઝં મંગલ, સિદ્ધા મજ્ઝં દેવયં,
સિદ્ધા કિત્તઇત્તાણુ, વોસિરામિ પાવકમ્મ ૨

આયરિયા મજ્ઝં મંગલ, આયરિયા મજ્ઝ દેવયં,
આયરિયા કિત્તઇત્તાણું, વોસિરામિ પાવકમ્મં ૩

ઉવજ્ઝાયા મજ્ઝ મંગલ, ઉવજ્ઝાયા મજ્ઝં દેવયં,
ઉવજ્ઝાયા કિત્તઇત્તાણું, વોસિરામિ પાવકમ્મં. ૪

સવ્વસાહુ મજ્ઝ મંગલ, સવ્વસાહુ મજ્ઝ દેવયં,
સવ્વસાહુ કિત્તઇત્તાણ, વોસિરામિ પાવકમ્મ ૫

ઈઈ પંચ મજ્ઝ મંગલ, ઈઈ પંચ મંજ્ઝ દેવયં,
ઈઈ પંચ કિત્તઇત્તાણુ, વોસિરામિ પાવકમ્મ ૬

ભાવાર્થ:-અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુઓ એ પાંચ મારા મંગળકારી દેવ છે. તેમનુ કીર્ત્તન કરી પાપકર્મને તજુ છું

### બાર વ્રતના છપ્પા

જીવ દયા નિત્ય પાળીએ, વ્રત પહેલુ કહીએ.
સૂક્ષ્મ બાદર જીવને, અભયદાનજ દઈએ,
સાધારણ પ્રત્યેકમા, બહુ પાપજ જાણો,
અનંત કાયને ઓળખી, દયા મન આણો;
છકાયની રક્ષા કરો, સર્વ કુટુંબ જાણો આપણુ,
પ્રકાશસિદ્ધ વાણી વદે, તો ખરૂં તુજ ડાહ્યાપણુ ૧

મૃષાવાદ નવિ બોલીએ, વ્રત બીજું કહીએ,
ભરવી કૂડી સાખ, તેથી અળગા રહીએ,
પંચમાં પૂછે વાત, ત્યાં નવિ બોલીએ ખોટુ;
આ ભવ પામે માન, પરભવ સુખજ મોટું;
એહવું જાણી પ્રાણીયા મૃષાવાદ નવિ ભાખીએ;
પ્રકાશસિંહ વાણી વદે, જીભા જતન કરી રાખીએ. ૨

અદત્તાદાન ન લીજીએ, ચોરી નવિ કીજે;
વસ્તુ પરાઈ હાથ જડે, તો પાછી દેજે;
કૂડા તોલાં ત્રાજુવા, વળી માપજ મોટુ;
મીઠુ બોલે મુખ થકી, પણ ચાલે ખોટું,
એહવી માયા કેળવી, મલકાણો મનમાં ઘણું,
પ્રકાશસિંહ વાણી વદે, (કે) રાજ નથી બાઈ પોપા તણુ ૩

પરનારીનો સંગ નિવારો, (તમે) ઉત્તમ પ્રાણી,
શિયળ પાળો નિર્મળુ, આતમ-હિત જાણી,
પરનારીના સંગ થકી, તમે નિર્ધન થાશો,
આ ભવ દંડે રાજ્ય, પરભવ નરકે જાશો,
એવુ જાણી પ્રાણીયા, શિયળ વ્રત પાળો સોહામણો,
પ્રકાશસિંહ વાણી વદે, (કે) મહિમા વ્રત ચોથા તણો ૪

સોનુ, રૂપું, ધન, માલ તુ તો પામ્યો કોડી,
કુડ કપટ, છળ, ભેદ કરી તે માયા જોડી,
આશા-તૃષ્ણા નવિ મટે, મન વાજે ભેરી,
તૃપ્તિ ન પામ્યો આત્મા, મન હોશ ઘણેરી,
અંત સમય મૂકી કરી, એકલડા જાવુ સહી,
પ્રકાશસિંહ વાણી વદે, (કે) મનની મમતા મનમાં રહી, ૫

ઊંચી નીચી, જળ-થળ વાટની, મર્યાદા કરજે,
છઠ્ઠા વ્રતની વાત, ત્હારે હૈડે ધરજે,
અધિક રાવઈ એહની, તુ ટાળે પ્રાણી,
તો સુખ પામીશ શાશ્વતા, ઇમ બોલ્યા નાણી;

એહવુ જાણી પ્રાણીયા રાવઈ (ટાળ) દેશ પરદેશની,
પ્રકાશસિહ વાણી વદે (તો) ભૂગળ ભાગે કષ્ટની. ૬

સાત વ્યસન નવિ સેવિએ, નવિ પીજે તાડી,
છવ્વીસ બોલની ધારણા, તુ ધરજે દહાડી,
પાપ તણો વ્યાપાર, પ્રાણી તું પરિહરજે,
ધન, ધાન, કુવિય, જાતની મર્યાદા કરજે,
સખ્યા દુપદ ચૌપદ તણી, દઢ રાખે ત્હારો આત્મા,
પ્રકાશસિહ વાણી વદે, (કે) એ વ્રત પાળો સાતમા. ૭

વશ રાખજે ત્હારી જીભડી, અનર્થા દડે,
કાજ ન સીઝે આપણુ તુ શીદને મડે,
જેથી લાગે પાપ, તેથી અળગો રહેજે,
ધર્મ-ધ્યાનની વાતમા. તુ વળગ્યો રહેજે,
પોતાથી પળતુ નથી, ને પારકુ તુ કયાં લહે,
પ્રકાશસિહ વાણી વદે, કે ત્હારા કર્યા તુ સહે ૮

નિત્ય સામાયિક કીજીએ સુણ ઉત્તમ પ્રાણી;
લાભ ઘણો છે એહમા, ઇમ બોલ્યા નાણી,
મેરૂ કચનહી અધિક, કોઈ દાનજ આપે,
તોલ ન આવે તેહની, ઇમિ જીનવર થાપે,
એવું જાણી પ્રાણીયા, નિત્ય સામાયિક કીજીએ,
પ્રકાશસિહ વાણી વદે, (તો) મુક્ત તણા સુખ લીજીએ. ૯

વહેલો ઉઠી આતમા, તુ ધ્યાનજ ધરજે,
દશમા વ્રતની વાર્તા, તુ હૈડે ધરજે,
ઘણા દ્રવ્ય નવિ ધારીયે, ગૃદ્ધિ નવિ થઇએ,
સાધુ-સાધ્વીને વાદવા, દિન પ્રત્યે જઇએ,
એવુ જાણી પ્રાણીયા, ઘણાં દ્રવ્ય નવિ ધારીએ;
પ્રકાશસિહ વાણી વદે, (કે) ઇંદ્રનો રત્ન ગાળીએ ૧૦

પૌષધ કીજે ભાવશું, આતમ વશ રાખી;
જીમ કીધા દશ શ્રાવકે, સૂત્રને સાખી,
જતના કરજે જીવની, સૂક્ષ્મ ને બાદર,
ધ્યાન ધરો નવકારનું, એહ વૃત આદર,
ક્રોધ, માન, માયા તજી, સમતાનો રસ પીજીએ;
પ્રકાશસિંહ વાણી વદે, (કે) એહવા પૌષધ કીજીએ. ૧૧

હવે કહુ વ્રત બારમુ, સુણ ઉત્તમ પ્રાણી;
જમવા વેળા આતમા, ચિંતવણા આણી,
જો આવે મુનિરાજ, પંચ મહાવૃતધારી;
દોષ રહિત દેઉ દાન, હૈડે હર્ષ વધારી;
દ્વાદશ વ્રત શ્રાવક તણા, શુદ્ધ સમકિતથી પાળશે,
પ્રકાશસિંહ વાણી વદે, (તે) મુક્તિના સુખ મહાલશે ૧૨

સંવત અઢાર પંચોતેરની, શુકલ પક્ષે,
માસ અષાઢો શોભતો, આઠમને દિવસે.
સજઝાય કીધી શોભતી, ગામ ગોડલ વાસે.
સેવક વિનવે ભાવશુ, મન હર્ષ ઉલ્લાસે;
એહ બાર વૃત શ્રાવકતણા, શુદ્ધ સમકિતથી પાળશે;
ઉત્કૃષ્ટા પદરે ભવે, મુક્તિપુરીમાં મ્હાલશે ૧૩

## ક્ષ મા પ ના

( ભજનની દેશીનો એ–રાગ )

મન તું કરી લે વિચાર, જાવું પેલે રે પાર,
નથી કોઈ તારી સંગાથ, જાવું જમને દ્વાર. મન તું૦ ૧

વસમી બહુ છે રે વાટ, જાવું મૂકી રે પરિવાર,
ચતુરાઈ નહિ આવે કામ, ભજી લેને ભગવાન. મન તું૦ ૨

નથી કર્યાં ધર્મનાં કામ, નથી દીધા સુપાત્રે દાન,
ન કર્યા કલેશ અપાર, જેથી રઝળ્યો તું સંસાર. મન તું૦ ૩

કાયાથી કર્યા તેં દોષ, પણ શાને કરે અફસોસ,
યાંદિ નથી રે લગાર, પછી પસ્તાયે શુ થાય મન તું૦ ૪

થીર કરી મન વચ કાય, દોષનુ બંધ કર દ્વાર,
ક્ષમા માગીલે આ વાર, સર્વે પ્રાણીની સાથ મન તુ૦ ૫

માનમાં રહીશ ના લગાર, તેથી વધે છે સંસાર,
પડવું નરક મોઝાર, તેથી ચેતો નર ને નાર મન તું૦ ૬

નાવે સમજણ લગાર, તે તો ગમાર કહેવાય,
યાદવ લડયા માંહો માંહ્ય, કૌરવનો થયો રે સંહાર. મન તું૦ ૭

ચૂકશો નહીં રે લગાર, અવસર એળે ચાલ્યો જાય,
છુ હું આપનો દાસ, ક્ષમા આપો આ વાર. મન તું૦ ૮

## શ્રી દાન, શીલ, તપ અને ભાવનું પ્રભાતિયું.

રે જીવ જિન ધર્મ કીજીએ, ધર્મના ચાર પ્રકાર,
દાન શિયળ તપ ભાવના, જગમાં એટલું સાર. ॥ રે જીવ૦ ॥ ૧

વરસ દિવસને પારણે, આદીશ્વર સુખકાર,
શેલડી રસ વહોરાવિયો, શ્રી શ્રેયાંસકુમાર. ॥ રે જીવ૦ ॥ ૨

ચંપાપોળ ઉઘાડવા, ચાળણીએ કાઢયાં નીર,
સતી ય સુભદ્રા જશ થયો, શિયળે સુર નર ધીર. ॥ રે જીવ૦ ॥ ૩

તપ કરી કાયા શોષવી, અરસ નિરસ આહાર,
વીરજિણંદ વખાણિયો, ધન્ય ધન્નો અણગાર. ॥ રે જીવ૦ ॥ ૪

અનિત્ય ભાવના ભાવતાં, ધરતાં નિર્મળ ધ્યાન,
ભરત આરીસાભુવનમાં, પામ્યા કેવળ જ્ઞાન. ॥ રે જીવ૦ ॥ ૫

જૈનધર્મ સુરતરુ સમો, જેહની શીતળ છાંય,
સમયસુંદર કહે સેવતાં, વાંછિત ફળ પાય. ॥ રે જીવ૦ ॥ ૬

*

## પ્રભાતિયું.

સ્વારથકી સબ હે રે સગાઈ, કુણ માતા કુણ બેનડ ભાઈ. સ્વા....૧
સ્વારથ ભોજન મુકત સગાઈ, સ્વારથ બિન કોઈ પાણી ન પાઈ. સ્વા....૨
સ્વારથ મા બાપ શેઠ બડાઈ, સ્વારથ બિન ન હુ હોત સહાઈ. સ્વા....૩
સ્વાર્થ નારી દાસ કહાઈ, સ્વાર્થ બિન લાઠી લે ધાઈ. સ્વા....૪
સ્વાર્થ ચેલા ગુરુ ગુરુભાઈ, સ્વાર્થ બિન નિત હોત લડાઈ. સ્વા....૫
સમયસુદર કહે સુણો રે લોકાઈ, સ્વાર્થ ભલી પરમ સગાઈ. સ્વા....૬

*

## શ્રી પાર્શ્વનાથસ્વામીની લાવણી.

પારસનાથ વિખ્યાત જગતમેં, જિનશાસનમેં જયકારી,
જસ ગુણ મહિમા અપરંપાર હે, ધ્યાન ધરે સુર નર નારી—એ આં

નાથ નિરંજન ભવદુઃખ ભંજન, તત્ત્વજ્ઞાનકે દરિયા હે,
જ્યોતિસ્વરૂપ જગદાનંદન, જગ જસ કીરતિ વરિયા હે—પા૦

નગર બનારસી વરતે જગમેં, અશ્વસેન નૃપ અધિકારી,
વામાકૂખે કુળ અજવાળણુ, પ્રગટયા પારસ પટધારી—પા૦

નરક નિગોદ ભયા અજવાળા, આસન કંપ્યાં સુરપતિકા,
છપ્પન દિગ્કુમારી કરવા આઇ, જનમ મહોત્સવ જગપતિકા—પા૦

ચોસઠ સુરપતિ પ્રણમી પ્રભુને, મેરૂગિરિ લઈ ન્હવરાવે,
કરી મહોચ્છવ માતા પાસે, મૂકી સ્વર્ગે સુર જાવે—પા૦

અનુક્રમે યોવન પાયા જિનજી, વિષયારસમેં વરણાવે,
માત પિતા કરી હરખે મહોચ્છવ, રાણી પ્રભાવતી પરણાવે—પા૦

અદ્ભૂત રૂપ અનુપમ જોડી, દંપતિ વિલસે સુખ સારા,
મહેલ મનોહર મનકી મોજાં, પ્રેમ પુરાતન ધરી પ્યારા—પા૦

એક દિન ગોખે રમતાં રસભર, સારી પાસા સુખકારી,
લોક કુળાહળ કૌતુક કરતાં, જાતાં દેખ્યાં નર નારી—પા૦
પાસકુમર તબ પૂછત પ્રેમે, કહાં ચલત હે જન સારે,
લોક કહે એક આયા તાપસ, કઠોરકે હે ખમનારે—પા૦

ખલક ચાલે દુનિયા દરશનકું, લેઇ પૂજાકી પતરાળી,
મિષ્ટાન્નાદિક મોદક મેવા, ખાનપાનકું ઘૃતશાળી—પા૦

સુનકે પાસકુમાર પણ જોવા, આવે આશ્રમ કાનનમેં,
દીઠા જોગી તપ હી તપતા, તમક તેજસેં તાનનમેં—પા૦ ૧
પંચ કુંડ પાવક પરજળતા, અધબીચ બેઠા આસનસેં
ઊર્ધ્વ ભુજા કરી ગ્રહી જપમાળા, ધ્યાન ધરંતા નાસનસેં—પા૦ ૧

ભૂયે લુઠતી જટા રોલેઈ, દગમુદ્રિત કરી દુનિયાસેં,
લાલ સિંદુર લપેટા ભાલે, અંગ વિભૂતિ ભુંસિયાસેં—પા૦ ૧૨

નાગ જલંતા દેખા દયાળા, અવધિજ્ઞાન ધરી માનનસેં,
કહે જોગીકું કયા તન જાળે, જીવદયા બિન જાનનસેં—પા૦ ૧૩

તબ જોગી કહે સુણો નૃપનંદન, મત છેડો તુમ મુનિયન કોં,
ગજ ઘોડા રથ ખેલ ખેલાઓ, જાઓ ડરાવો દુનિયન કોં—પા૦ ૧૪

હમ જોગી અવધૂત એકિલા, વનવાસી વિચરંદા હે,
ગુરુકે જ્ઞાન સહી ઘટ ભીતર, જોગી જિહાં શંકરદા હે—પા૦ ૧૫

કૌન ગુરુ તુજ ભેખ ધરાયા, નવિ ઓળખાયા ધરમનકું,
દીક્ષા ભરમ ભરાયા તુજકુ, કાયા કષ્ટ જ કરનનકું—પા૦ ૧૬

હમ ગુરુ ધરમ પિછાના ઐસે, માયા મમતા નવિ ધરતા,
કંચન કામિની સંગ ન કરતા, અવિનાશી પદ અનુસરતા—પા૦ ૧૭

કાષ્ટ ચિતાસેં નાગ નિકાલા, કાન સુનાયા નવપદકું,
પ્રભુ દરશે પરમેષ્ટી ધ્યાને, લઈ અવતાર અસુર ઇંદરકું—પા૦ ૧૮

પાસકુમરકી થઇ પરશંસા, કમઠ લજાણા લોકનમે,
દ્વેષ ધરંતો પાસ પ્રભુ પર, રહેતો અહોનિશ શોકનમેં—પા૦ ૧૯

કષ્ટ ક્રિયા અજ્ઞાન કરીને, દેવ થયો સુન ગરજનકો,
અવધિ પ્રયુંજી વૈર સુભાવે, પૂરવ પારસ તર્જનકો—પા૦ ૨૦

નિજ ઘર આવી નાથ નિહાળે, ચિત્રમાં રાજુલ નેમિને,
સુખ સંસાર તજી તનમનથી, વરશીદાને વ્રત લીને—પા૦ ૨૧

તપ જપ સંયમ સમતા સંગે, રહેતા અહનિશિ ધ્યાનનમેં,
વડતળે ઊભા કાઉસ્સગ્ગે, તવ ઝડ લાગી તાનનમે—પા૦ ૨૨

જિન નાસા લગે નીર ભરાણા, તો ભી ન ચળિયા ધ્યાનનસેં,
આસન કંપિત દેખત અપના, ધરણીધર જુવે જ્ઞાનનસેં—પા૦ ૨૩

દમતા દેખી અપના સાહિબ, કમઠાસુર મદ હારણકું,
ધરણીધર પદમાવતી આવે, શ્રીજિન કષ્ટ નિવારણકું—પા૦ ૨૪

સહસ ફ્ણા શિર છત્ર બનાવી, ધરણીધર રહે કરજોડી,
પદમાવતીકું લહી શિર સાહી, કમઠ હંકાર્યો જઇ દોડી—પા૦ ૨૫

દુંદુભિનાદ બજાયા દેવે, રંગ રાગ ગુણ ઉચ્ચરંતા,
ધરણીધર પદમાવતી નાચે, ઠમકે પાયલ પગ ધરતા—પા૦ ૨૬

ઝાંઝર ઝણુકે નેઉર રણુકે, ઘમકે ઘુઘરી પાયનમેં,
ઘૂમરી દેતા લુછન લેતા, તત થેઇ તાન મચાવનમે—પા૦ ૨૭

નવ નવિ ભાતે નચતી નાટક, લળિ લળિ નાક નમાવત હે,
અષ્ટકરમ દળ દૂર હઠાવી, શુકલધ્યાન પ્રભુ ધ્યાવત હે—પા૦ ૨૮

નાથકે ચરણે શીશ નમાવી, અમર ગયા નિજ આવાસે,
પ્રગટયા કેવળજ્ઞાન પ્રભુકું, પહોત્યા શિવપુર સહવાસે—પા૦ ૨૯

જ્ઞાન ધ્યાનસે ગોઠ મચાવે, રગ મચાવો અનુભવકો,
જિન ગુણ ગાવો ભાવના ભાવો, તાપ સમાવો ભવદવકો—પા૦ ૩૦

અધિક માસ ઓગણીશે એકે, શ્રાવણ માસે શુદ્ધિ શાળી,
રંગવિજય રહી રાજનગરમેં, કહી લાવણી લટકાળી—પા૦ ૩૧



## શ્રી અજિતનાથ સ્વામીની લાવણી.

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબ નિવાજ,
જરૂર જિનવરજી, સેવક શિર નામે તને, ઉચ્ચારે અરજી;
કરી માફી મ્હારા વાંક, રઝળિયો રાંક, અનંત ભવમેં. (૨)

આવ્યો છુ ત્હારે શરણ, બળી દુઃખદવમેં,
ક્રોધાદિક ધૂકતા ચાર, ખરેખર ખાર, લાગ્યા મુજ કેડે (૨)

વળી પાપી મ્હારો નાથ, છે ક છં છે ડે,
આ મુજરો મુજ ભગવાન, કરૂં ગુનગાન, ધ્યાનમા ધરજી. (૨) સેવક—૧

મે પૂર્ણ કર્યા છે પાપ, સુણજો આપ, કહું કરજોડી, (૨)
મુજ ભૂડામાં ભગવાન, ભૂલ નહી થોડી;
જીવહિંસા અપરંપાર, કરી કિરતાર, હવે શું કરવું. (૨)

જૂઠું બહુ બોલી નાથ, સાચને શું હરવું,
તુજ ખોળામાં મુજ શીશ,જાણુ જગદીશ, ગમે તે કરજી (૨) સેવક—૨

મે કર્યા બહુ કુકર્મ, ધરી નહી ધર્મ, પૂર્ણ હું પાપી. (૨)
અવળો થઇ ત્હારી આણ, મેં જ ઉત્થાપી,
મેં મૂરખ નિંદા ઘણી, મુનિવર તણી, કરી હરખાયો. (૨)
પરદારા દેખી લબાડ, હું લલચાયો,
કિંકર કહે કેશવલાલ, આણીને વ્હાલા, દુખ તું હરજી (૨) સેવક—૩



## શ્રી અનતજિન સ્તવન.

ધાર તરવારની સોહલી દોહલી, ચઉદમા જિનતણી ચરણ સેવા,
ધારપર નાચતાં દેખ બાજીગરા, સેવના ધારેપર રહે ન દેવા
ધા૦—૧ એ આં

એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી, ફળ અનેકાત લોચન ન દેખે,
ફળ અનેકાત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિમાહિ લેખે
ધા૦—૨

ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતા, તત્ત્વની વાત કરતા ન લાજે,
ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડિયા કળિકાળ રાજે
ધા૦—૩

વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો,
વચન નિરપેક્ષ વ્યવહાર સસાર ફળ, સાભળી આદરી કાંઇ રાચો
ધા૦—૪

દેવ ગુરુ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે, કિમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો,
શુદ્ધ શ્રદ્ધા વિણુ સર્વ કિરિયા કરી, છારપર લીંપણું તેહ જાણો
ધા૦—૫

પાપ નહિ કોઇ ઉત્સૂત્ર ભાષણ જિશો, ધર્મ નહિ કોઇ જગ સૂત્ર સરિખો,
સૂત્ર અનુસારે જે ભવિક કિરિયા કરે, તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો
ધા૦—૬

એહ ઉપદેશનો સાર સક્ષેપથી, જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે,
તે નરા દિવ્ય બહુ કાળ સુખ અનુભવી, નિયત આનંદઘન રાજ પાવે
ધા૦—૭



## શ્રી રાજેમતી રહનેમિની સજ્ઝાય.

એક દિવસ વિષે રહનેમિ રહ્યા કાઉસ્સગ્ગ ધ્યાને,
રાજુલ રહી તસ ગુફામાં ચિવર સૂકાવે છાને. એ. આ.
ઋષિ રાજુલ દેખીને ગળિયા છે, કાઉસગ્ગ કરવાને બળિયા છે,
મુનિ માં હી થી ચળિયા છે. ૧
રહનેમિ હર્ષ હૈડે લાવે, પેખી રાજેમતી બહુ સુખ પાવે,
મન ચિંતવે રાજુલ પ્રિયે આવે, ઓ વહુઅર જી,
અમ સાથે સંસાર તણાં સુખ માણો, સો પરિહરિ જી,
પ્રેમ પ્રિય કે બંધવ ઉપર આણો. ૨
આપણે સંસાર સફળ કરશું, પછી વૃદ્ધપણે વળી વ્રત ધરશું,
લેઇ સંયમ ભવસાગર તરશું, ઓ વહુઅર જી. ૩
ઇમ નિસુણી વચન રાજુલનારી, દે સાર શિખામણ સુખકારી,
કહે ઉત્તમ વાણી હિતકારી, ઓ દેવર જી,
વ્રત ભૂલ્યાં ભમશો લહેશો ભય ભારી. ૪
વ્રત ચૂકીને દુર્ગતિ અવતરશો, પરમાધામીને વશ પડશો,
જો આળ હમારી તુમે કરશો, ઓ દેવર જી. ૫
તેં નિજ કુળની લજ્જા મૂકી, અતિચાર ગયો સંયમ ચૂકી,
કુણ નિરખે હો મુનિ નિજ થૂંકી, ઓ દેવર જી. ૬

એહ વાત તુને નવિ છાજે છે, ઇમ જપતાં યદુકુળ લાજે છે,
વળી મહાવ્રત ત્હારાં ભાંજે છે, ઓ દેવરજી. ૭

જુઓ અમ સરખી રાણી રૂડી, ભરયોવન તુજ ભ્રાતે છોડી,
તોયે મૂર્ખ પ્રીતિ કિસિ જોડી, ઓ રહનેમિ,
નેમિતણી હુ નારી તે જોને વિચારી.
અતિ હિતકારી, ગુરૂબંધવની નારી તે જનની ત્હારી. ૮

પ્રતિબોધ ઇત્યાદિક ઇમ આપી, દેવરનુ દિલડું થિર થાપી,
દેઇ મિથ્યા દુષ્કૃત અઘ કાપી, ઓ રહનેમિ. ૯

તવ તે તિહાંથી તુરત જ વળિયા, કહે ઉત્તમ જન પથે ભળિયા,
રહનેમિ રાજુલ જિનને મળિયા, ઓ રહનેમિ. ૧૦

સહસાવન સંયમ નિરધારી, શિવ પહોત્યા જિન રાજુલ નારી,
એ અવિચળ જોડ વંદુ અવતારી, પ્રભુ સુખકારી,
લેઇ સંયમ રહનેમિ વર્યા શિવનારી, ભવિ ઉપકારી,
નેમિ નવ ભવ નેહ પ્રથમ ત્રિય તારી ૧૧

રહનેમિ સંસાર જણાવ્યો છે, રાજુલ શુદ્ધ માર્ગ સુણાવ્યો છે,
ઇહાં એ અધિકાર બતાવ્યો છે, પ્રભુ ઉપકારી ૧૨

સંવત પચોતેર અઢારે, કાર્તિક શુદિ બીજ રવિવારે,
ચિત્ત ચોકસ ચાર ચતુર ધારે, પ્રભુ ઉપકારી ૧૩

ગુરૂ ગૌતમ નામે જસ પાયો, તસ શિષ્ય ખુશાલવિજય ભાયો,
તસ શિષ્ય ઉત્તમચંદ ગુણગાયો, પ્રભુ ઉપકારી ૧૪



## શ્રી રાત્રિભોજનની સજ્ઝાય

પુણ્ય સંયોગે નરભવ લાધ્યો, સાધ્યો આતમ કાજ,
વિષયારસ જાણો વિષ સરીખો, એમ ભાખે જિનરાજ રે.
પ્રાણી ! રાત્રિભોજન વારો, આગમવાણી સાચી જાણી,
સમકિત ગુણ સહિનાણી રે, પ્રાણી ! રાત્રિભોજન, ૧ એ.આં.

અભક્ષ બાવીશમાં રયણીભોજન, દોષ કહ્યા પરધાન,
તેણે કારણ રાત્રે મત જમજો, જો હોય હૈડે સાન રે. પ્રાણી૦ ૨

દાન સ્નાન યુદ્ધ ને ભોજન, એટલાં રાત્રે ન કીજે,
એ કરવાં સૂરજની સાખે, નીતિવચન સમજી જે રે. પ્રાણી૦ ૩

ઉત્તમ પશુ પંખી પણ રાત્રે, ટાળે ભોજન ટાણે,
તુમે તો માનવી નામ ધરાવો, કેમ સંતોષ ન આણે રે. પ્રાણી૦ ૪

માખી જૂ કીડી કરોળિયા, ભોજનમાં જો આવે,
કોઢ જળોદર વમન વિકળતા, એવા રોગ ઉપાયે રે. પ્રાણી૦ ૫

છન્નુ ભવ જીવ હત્યા કરતાં, પાતક જેહ ઉપાયું,
એક તળાવ ફોડંતા તેટલું, દૂષણ સુગુરુ બતાવ્યું રે. પ્રાણી૦ ૬

એકોત્તેર ભવ સર ફોડયા સમ, એક દવ દેતાં પાપ,
અઠોત્તેર ભવ દવ દીધા જિન, એક કુવણિજ સંતાપરે. પ્રાણી૦ ૭

એકસો ચુમ્માળીસ ભવલગે કીધાં, કુવણિજના જે દોષ,
કૂડું એક કલંક દીયંતા, તેહવો પાપનો પોષ રે. પ્રાણી૦ ૮

એકસો એકાવન ભવ લગે, દીધાં કૂડાં કલંક અપાર,
એક વાર શીલ ખંડયા, જેહવો અનરથનો વિસ્તાર રે. પ્રાણી૦ ૯

એકસો નવાણુ ભવ લગે ખંડયા, શિયળ વિષય સંબંધ,
તેહવો એક રાત્રિભોજનમાં, કર્મ નિકાચિત બંધ રે. પ્રાણી૦ ૧૦

રાત્રિભોજનમાં દોષ ઘણા છે, કહેતાં ના આવે પાર,
કેવળી કહેતાં પાર ન પાવે, પૂરવ કોડી મોઝાર રે. પ્રાણી૦ ૧૧

એવું જાણીને ઉત્તમ પ્રાણી, નિત ચઉવિહાર કરી જે,
માસે માસે માસખમણનો, લાભ એણી વિધ લીજે રે. પ્રાણી૦ ૧૨

સુણી વસ્તાની એહ શિખામણ, જે પાળે નર નારી,
સુર નર સુખ વિલાસીને હોવે, મોક્ષતણા અધિકારી રે. પ્રાણી૦ ૧૩

❀

## શ્રી અરણિકમુનિની સજ્ઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશો જી;
પાય અણુવાણે રે વેળુ પરજળે, તન સુકુમાળ મુનિશો જી. અ—૧

મુખ કરમાણું રે માલતી ફૂલ જ્યું, ઊભો ગોખની હેઠો જી;
ખરે બપોરે રે દીઠો એકલો, મોહી માનિની મેટો જી અ—૨

વચણ રંગીલી રે નયણે વીંધિયો, ઋષિ થંભ્યો તેણે ઠાણે જી,
દાસીને કહે જા રે ઉતાવળી, ઋષિ તેડી ઘર આણો જી. અ—૩

પાવન કીજે રે ઋષિ ઘર આંગણું, વોહરો મોદક સારો જી,
નવયોવન રસ કાયા કાં દહો, સફળ કરો અવતારો જી. અ—૪

ચંદ્રવદનીએ ચારિત્રથી ચૂકવ્યો, સુખ વિલસે દિન રાતો જી,
બેઠો ગોખે રે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતો જી. અ—૫

અરણિક અરણિક કરતી મા ફરે, ગલિયે ગલિયે બજારો જી,
કહો કેણે દીઠો રે મ્હારો અરણીલો, પૂછે લોક હજારો જી. અ—૬

હું કાયર છું રે મ્હારી માવડી, ચારિત્ર ખાંડાની ધારો જી,
ધિક્ ધિક્ વિષયા રે મ્હારા જીવને, મેં કીધો અવિચારો જી. અ—૭

ગોખથી ઉતરી રે જનનીને પાય પડયો, મન શું લાજ્યો અપારો જી,
વચ્છ તુજ ન ઘટે રે ચારિત્રથી ચૂકવું, જેહથી શિવ સુખ સારો જી. અ—૮

એમ સમજાવી રે પાછો વાળિયો, આણ્યો ગુરુની પાસે જી,
સદ્દગુરુ દીયે રે શીખ ભલી પરે, વૈરાગે મન વાસો જી. અ—૯

અગ્નિ ધખંતી રે શિલા ઊપરે, અરણિકે અણુસણ કીધો જી;
રૂપવિજય કહે ધન્ય તે મુનિવર, જેણે મનવાંછિત લીધો જી. અ—૧૦

## શ્રી મહાવીરસ્વામીના સત્તાવીશ ભવનું પંચઢાલિયું.

(દોહા)

શ્રી શુભવિજય સુગુરુ નમી, નમી પદ્માવતી માય,
ભવ સત્તાવીશ વર્ણવું, સુણતાં સમકિત થાય. ૧

સમકિત પામે જીવને, ભવ ગણતી ય ગણાય,
જો વળી સંસારે ભમે, તો પણ મુગતે જાય. ૨

વીર જિનેશ્વર સાહેબો, ભમિયો કાળ અનંત,
પણ સમકિત પામ્યા પછી, અંતે થયો અરિહંત. ૩

## ઢાળ ૧ લી.

[ કપૂર હોય અતિ ઉજળો રે—એ દેશી. ]

પહેલે ભવે એક ગામનો રે, રાય નામે નયસાર,
કાષ્ટ લેવા અટવી ગયો રે, ભોજન વેળા થાય રે,
પ્રાણી ધરિયે સમકિત રંગ, જિમ પામિયે સુખ અભંગ રે.
પ્રા. ધરિયે—૧ એ આં.

મન ચિંતે મહિમા નીલો રે, આવે તપસી કોય,
દાન દઈ ભોજન કરૂં રે, તો વંછિત ફળ હોય રે. પ્રા૦ ૨

મારગ દેખી મુનિવરા રે, વંદે દઈ ઉપયોગ,
પૂછે કેમ ભટકો ઇહાં રે, મુનિ કહે સાથ વિજોગ રે. પ્રા૦ ૩

હરખ ભરે તેડી ગયો રે, પડિલાભ્યા મુનિરાજ,
ભોજન કરી કહે ચાલીએ રે, સાથ ભેળા કરૂં આજ રે. પ્રા૦ ૪

પગવટીએ ભેળાં કર્યાં રે, કહે મુનિ દ્રવ્ય એ માર્ગ,
સંસારે ભૂલા ભમો રે, ભાવ મારગ અપવર્ગ રે. પ્રા૦ ૫

દેવ ગુરૂ ઓળખાવિયા રે, દીધો વિધિ નવકાર,
પશ્ચિમ મહાવિદેહમાં રે, પામ્યો સમકિત સાર રે. પ્રા૦ ૬

શુભ ધ્યાને મરી સુર હુઓ રે, પહેલા સ્વર્ગ મોઝાર,
પલ્યોપમ આયુ ચવી રે, ભરત ઘરે અવતાર રે. પ્રા૦ ૭

નામે મરિચી જોવને રે, સંયમ લીએ પ્રભુ પાસ,
દુષ્કરણ ચરણ લહી થયો રે, ત્રિદંડી શુભ વાસ રે. પ્રા૦ ૮

## ઢાળ ૨ જી

[ વિવાહલાની દેશી ]

નવો વેષ રચે તેણી વેળા, વિચરે આદીસર ભેળા,
જળ થોડે સ્નાન વિશેષ, પગ પાવડી ભગવે વેષ ૧

ધરે ત્રિદંડ લાકડી મ્હોટી, શિર મુંડણ ને ધરે ચોટી,
વળી છત્ર વિલેપન અંગે, થૂલથી વ્રત ધરતો રંગે. ૨

સોનાની જનોઇ રાખે, સહુને મુનિ મારગ ભાખે,
સમોસરણે પૂછે નરેશ, કોઇ આગે હોશે જિનેશ. ૩

જિન જંપે ભરતને તામ, તુજ પુત્ર મરીચિ નામ,
વીર નામે થશે જિન છેલ્લા, આ ભરતે વાસુદેવ પહેલા. ૪

ચક્રવર્તી વિદેહે થાશે, સુણી આવ્યા ભરત ઉલ્લાસે,
મરિચીને પ્રદક્ષિણા દેતા, નમી વંદીને એમ કહેતા. ૫

તમે પુન્યાઈવંત ગવાશો, હરિ ચક્રી ચરમ જિન થાશો,
નવિ વંદુ ત્રિદંડક વેષ, નમું ભકિતએ વીર જિનેશ. ૬

એમ સ્તવના કરી ઘર જાવે, મરિચી મન હર્ષ ન માવે,
મ્હારે ત્રણ પદવીની છાપ, દાદા જિન ચક્રી બાપ. ૭

અમે વાસુદેવ ધૂર થઇશું, કુળ ઉત્તમ મ્હારૂં કહીશું,
નાચે કુળ મદશું ભરાણો, નીચ ગોત્ર તિહાં બંધાણો. ૮

એક દિન તનુ રોગે વ્યાપે, કોઇ સાધુ પાણી ન આપે,
ત્યારે વંછે ચેલો એક, તવ મળિયો કપિલ અવિવેક. ૯

દેશના સુણી દીક્ષા વાસે, કહે મરિચી લીયો પ્રભુ પાસે,
રાજપુત્ર કહે તુમ પાસે, લેશું અમે દીક્ષા ઉલ્લાસે. ૧૦

તુમ દરશને ધરમનો વ્હેમ, સુણી ચિંતે મરિચી એમ,
મુજ યોગ્ય મળ્યો એ ચેલો, મૂળ કડવે કડવો વેલો. ૧૧

અખય ખજાનો નાથનો રે, મેં દીઠો ગુરુ ઉપદેશ,
લાલચ લાગી સાહેબા રે, નવિ ભજું કુમતિનો લેશ રે નવિ-૧૦
મ્હોટાનો જે આશરો રે, તેથી પામીએ લીલવિલાસ,
દ્રવ્ય ભાવ શત્રુ હણી રે, શુભવીર સદા સુખ વાસ રે. શુભ ૧૧

કળશ, ઓગણીસ એકે, વરસ છે પૂર્ણિમા શ્રાવણ વરો,
મેં સુણ્યો લાયક, વિશ્વનાયક વર્દ્ધમાન જિનેશ્વરો,
સંવેગ રંગ તરંગ ઝીલે, જસવિજય સમતા ધરો,
શુભ વિજય પંડિત ચરણ સેવક, વીરવિજયો જય કરો. ૧૨



## શ્રી પાર્શ્વજિનનું સ્તવન.

**"કારતક મહિને કાનજીરે, મેલી જાઓ મા મહારાજ, મેલી." એ. દેશી.**

પાસ જિણંદશું પ્રીતડી રે, લાગ્યો નવલસનેહ, (૨)
સ્વામી તો શિવ રમણી વર્યા, ભવદવ ઠારણ મેહ. (૨) પાસ-૧
સાહેબને સેવ્યા તણો રે, અલજો હુતો અનંત, (૨)
નાશીને ન્યારા રહ્યા, શિવ સુંદરીના કંત (૨) પાસ-૨
મન મોહનજી મ્હારા રે, તુમથી પૂરણ પ્યાર, (૨)
સ્વામી તુમ શરણા વિના, અમને કવણ આધાર. (૨) પાસ-૩
મનડું થાયે ઉતાવળું રે, મળવા જીવન પ્રાણ, (૨)
કાગળ પણ પોંચે નહીં, ન્યારૂં નગર નિરવાણ (૨) પાસ-૪
દુરબળ દાસની ઉપરે રે, મેહેર કરો મહારાજ. (૨)
કરૂણરીએ કરૂણા કરો, ગિરવા ગરીબ નીવાજ (૨) પાસ-૫
છટકાવીને સાહેબા રે, થઈ બેઠા વીતરાગ, (૨)
અરજ કરું કર જોડીને, તોહિ ન ઉપજેરે રાગ (૨) પાસ-૬
નિરાગીશું નેહડો રે, ફોકટ કરવો પ્રયાસ, (૨)
સુખમાં શ્યાના સાંભળે, દરશન ઇચ્છક દાસ (૨) પાસ-૭

વાંક હોવે તો વાલહા રે, ગુન્હો કરો બક્ષિસ, (૨)
ઉલગિયા જાણી કરી, સામું જૂવો જગદીશ. (૨) પાસ-૮
મોક્ષ મંદિરમાં મોહિયા રે, મીઠા મોહનલાલ, (૨)
સાર કરો સેવક તણી, ભકત વત્સલ પ્રતિપાળ. (૨) પાસ-૯
મેહેર થઇ મહારાજની રે, પસરી મંગળ માળ, (૨)
ખોડીદાસ પ્રભુ નામથી, લહિયે રંગ રસાળ. (૨) પાસ-૧૦



## ચોવીશ તીર્થંકરનું ચોઢાળિયું

### ઢાળ ૧ લી

**॥ કાનજી ચાખડીએથી ચડીને ખડયા તો ભલે પડયા રે લોલ એ દેશી॥**

પ્રભુજી આદિ જિનેશ્વર, નાભિ નરેશ્વર નંદતા રે લોલ,
મજરો માનજો મહારાજ.
ઋષભ જિણંદા કર્મ નિકંદા લેજો વંદણા રે લોલ. મ. ૧
બીજા અજિત જિણેશ્વર જગત પરમેશ્વર જાણિયે રે લોલ,
ત્રિભુવન ત્રાતા જગત વિખ્યાતા દેવ વખાણિયે રે લોલ. મ-૨
સુરત પ્યારી મોહનગારી સંભવ સ્વામિયા રે લોલ,
મોહને ટાળી કર્મ પ્રજાળી કેવળ પામિયા રે લોલ. મ-૩
અભિનંદન, અવિધારો દેવ ઉગારો દાસને રે લોલ,
ભવબંધનથી છોડો ત્રોડો મોહના પાશને રે લોલ. મ-૪
સુમતિ નગીના તુજ ગુણ લીના દેવી દેવતા રે લોલ,
ચોસઠ ઇંદ્રા હર ગોવિંદા ચરણા સેવતા રે લોલ. મ-૫
પદ્મ જિણંદા પર અરવિંદા અલી ઇંદ્રા વસે રે લોલ,
નાથ ત્રિલોકી વદન વિલોકી તન મન ઉલ્લસે રે લોલ. મ-૬
પેહેલી ઢાળે રંગ રસાળે જિન ગુણ ગાઇયા રે લોલ,
ઋષિ ખોડીદાસે અધિક ઉલ્લાસે ધીરથી ધ્યાઇયા રે લોલ. મ-૭

*

## ઢાળ ૨ જી

"જ્યારે જિનજી ચવિને આવ્યારે ત્રિશલા કૂખ ઊપનાં, એ દેશી."

સુપારસ સપ્તમા દેવારે, પ્રાણેસર મુજ પ્યારા છો;
સુખદાયક તુમચી સેવારે, પ્રાણેસર મુજ પ્યારા છો;
તુમે રંકને રાય બનાવો રે, પ્રા નવી થાયે તમારો દાવો રે—પ્રા.
શુભ ચંદ પ્રભુ મુખ ચંદો રે, પ્રા શીતળ જ્યું અમૃત કંદો રે—પ્રા.
લોચન કરુણાએ ભરિયાં રે, પ્રા પ્રભુ ઉપશમ રસના દરિયા રે—પ્રા.
સુવિધ જિન સુબુદ્ધિ દાતા રે, પ્રા શરણાગતને દીયો સાતા રે—પ્રા.
પ્રભુ મહેર નજર ફરમાવો રે, પ્રા. મુજ મન મંદિરે આવો રે—પ્રા.
શીતળ જિન સાતાકારી રે, પ્રા તુમે તાર્યાં બહુ નરનારી રે—પ્રા.
પ્રભુ સુરતરૂ શીતળ છાયા રે, પ્રા. ખટ કાયાને સુખદાયા રે—પ્રા.
અગિયારમા અંશ કહીજે રે, પ્રા પ્રભુ દાસને દરશણ દીજે રે—પ્રા,
કિંકરપર કરુણા કીજે રે, પ્રા. હવે હું નહી વળગુ બીજે રે—પ્રા.
દ્વાદશમા દેવના દેવા રે, પ્રા કરૂં વાસપૂજ્યની સેવા રે—પ્રા.
તનુ રકત વરણ શુભ શોભે રે, પ્રા. દેખીને દુરજન ક્ષોભે રે—પ્રા.
મને લાલ નિહાલ કરીજે રે, પ્રા કરુણાથી કારજ સીજે રે—પ્રા.
કહી બીજી ઢાળ રસાળી રે, પ્રા. ખોડીદાસને મંગળ માળી રે—પ્રા.



## ઢાળ ૩ જી

"આવોને નંદલાલ રમવા આવોને રે" એ દેશી

તેરમા વિમળનાથ શોભાગી, મોહ નિદ્રાથી મે જોયા જાગી,
પ્રીતિ પ્રભુસંગ લાગી, દિલમાં આવોને રે;
આવોને જિનરાજ, દિલમાં આવોને રે ૧

અનંત ગુણાલય અનંત બિરાજે, ચઉદશ લોકને છોગલે છાજે,
જ્ઞાન ગગન માંહિ ગાજે, દિલમાં આવોને રે ૨

પંદરમા ધરમ પરમ હિતકારી, કુમતિ કુભારજા દૂર નિવારી;
જઈ વરિયા શિવનારી, દિલ માં આવો ને રે ૩
સોળમા શાંતિ જિણંદ છબીલા, આતમ ધ્યાનમાં લીન રંગીલા,
અનુભવ જ્ઞાન અરવીલા, દિલ માં આવો ને રે ૪
કુંથુ જિણેશ્વર જ્ઞાન ત્રિકાળી, પ્રભુ નામે નિત્ય મંગળ માળી,
દિન દિન પર્વ દીવાળી, દિલ માં આવો ને રે. ૫
અધમ ઉધારણ શ્રી અરનાથ, દુર્ગતિ પડતાં રાખે ગ્રહી હાથ,
સદ્ગુણ સ્વામીનો સાથ, દિલ માં આવો ને રે ૬
ત્રીજી ઢાળ કહી સુખકારી, સાંભળી ચિત્ત ધરો નરનારી,
ઋષિ ખોડીદાસને પ્યારી, દિલ માં આવો ને રે ૭



## ઢાળ ૪ થી

"પધારો પિયર ભણી" એ દેશી.

મારા મનના મોહન મલ્લિનાથજી, તનુ નીલ વરણ સુકુમાળ;
વચન છે રસાળ, સુગુણ જિન સાહેબા. ૧
મુનિસુવ્રત સ્વામી મુનિતણા, પ્રભુ વીશમા જગત વિખ્યાત;
ભજું દિનરાત, સુગુણ જિન સાહેબા. ૨
નમિનાથ નમું એકવીશમા, કર જોડી કરૂં અરદાસ,
છોડો ભવ પાશ, સુગુણ જિન સાહેબા. ૩
નેમનાથ નંદન હરિવંશના, જેને પરહરી રાજુલ નાર,
જાણે સહુ સંસાર. સુગુણ જિન સાહેબા. ૪
પારસનાથ પારસમણિ સારિખા, અશ્વસેન રાજા કુળચંદ;
આરાધે આનંદ, સુગુણ જિન સાહેબા. ૫
જિન શાસન પતિ શ્રી મહાવીરજી, પ્રભુ ચોવિશમા અરિહંત,
ગુણ છે અનંત, સુગુણું જિન સાહેબા. ૬

ચોથી ઢાળ રસાળ રાગે કરી, કર જોડી કહે ખોડીદાસ;
પૂરો મુજ આશ, સુગુણ જિન સાહેબા. ૭

*

**કળશ**

નાથ વાસે મન ઉલ્લાસે, ઓગણીસે અષ્ટાદશે;
ચંદ વારે શુકલ પક્ષે, ગાઇયા ગુણ તેરસે.

*

## શ્રી નેમનાથનું સ્તવન.

**"નાથ કૈસે ગજકો બંધ છોડાયો" એ દેશી**

શામ તુમે સુરતી ભલી રે સંભારી,
હારે હું તો જાઉં તોરી બલિહારી—ટેક.

તોરન આયે નેમ પ્રભુજી, સકળ જંતુ હિતકારી;
હળધર ગિરધર નેમ મનાવે તો, છોડ ચલે નિજ નારી—શા.
ઘેર આઈ પ્રભુ સંજમ લીનો, ચઢ ગયે ગઢ ગિરનારી;
તપ જપ ધ્યાનસે કર્મ ખપાઇ તો, આપ તર્યા પર તારી—શા.
સખી સઘાતે શામકું ભેટન, આઇ રાજુલ નારી;
અષ્ટ ભવાકિ પ્રીત સભારી તો, ભવજળ પાર ઉતારી—શા.
પીયુજી પહેલાં મુગત સીધાઈ, સકળ કરમ નિવારી;
સાસવતો સુખ પામીયાં જ્યાં, દુઃખ નહીં રે લગારી.—શા.
ચોપન દિવસે કેવળ પાયો, શોભા અપરંપારી;
કર જોડી ખોડીદાસ કહે પ્રભુ, પ્રીત લાગે મુને પ્યારી.—શા.

*

## સાધુજીને વાંદવા જવાની સજઝાય.

(દેશી ગીતના)

ચાલો સાધુજીને વાંદવા રે, મુગતિદાયક મુનિરાય રે, ઉત્તમ પ્રાણી;
ભાવ ધરીને ભેટતા રે, ભવભવના દુઃખ જાય રે;
ઉત્તમ પ્રાણી, ચાલો સાધુજીને વાંદવા રે.—ટેક.

પૂરણ ભાવે પધારીઆ રે, દરશન લાયક દેવ રે. ઉ,
સંજમ ધારી શોભતા રે, કીજીએ નિરમળ સેવ રે. ઉ.–૨
નામ લેતાં અણગારનું રે, સીઝે વાંછિત કામ રે. ઉ,
દરશનથી સુખ સંપજે રે, પૂરણ હૈડાની હામ રે. ઉ–૩
મહાવ્રતધારી મોટકા રે, જીવદયા પ્રતિપાળ રે ઉ,
ગંધહસ્તી સમ ગાજતા રે, આચારે ઉજમાળ રે. ઉ–૪
મમત્વ મોહને પરિહર્યા રે, પરિહર્યા પાપ અઢાર રે. ઉ,
બારે ભેદે તપસ્યા કરે રે, જ્ઞાનતણા ભંડાર રે. ઉ–૫
અમૃતવાણી સુણાવશે રે, આપશે સમકિત સાર રે. ઉ,
અણુવ્રત આદરશું અમે રે, પામશું હર્ષ અપાર રે ઉ.–૬
મનડું તે થાય ઉતાવળું રે, વાંદવા ગુરૂ ગુણવંત રે ઉ,
બ્રહ્મચારી ભવ કાપશે રે, કરશે તે દુખડાનો અંત રે ઉ.–૭
સત્ય મારગ સમજાવશે રે, ભાંગશે ભરમ મિથ્યાત રે. ઉ,
તરણ તારણ સંસારનાં રે, અવિચળ તસ અવદાત રે. ઉ–૮
ક્ષમાવંતને ખમાવશું રે, ધારશું ધર્મના ભેદ રે ઉ,
પાંચ અંગની ચાકરી રે, વંદનનો છે ઉમેદ રે. ઉ–૯
ગુરુ દીઠે પાતક ગયાં રે, દૂધડે વુઠા મેહ રે. ઉ,
વૈરાગી ગુરુ વાંદીઆ રે, વાધ્યો છે અધિક સનેહ રે. ઉ–૧૦
આજ ભલો દિન ઊગીઓ રે, મળીયા છે મહામુનિરાય રે ઉ,
દરશનથી દિલડું ઠરે રે, તનમન ઉલ્લસિત થાય રે. ઉ–૧૧
દુઃખદુરિયા સંસારમાં રે, સદ્ગુરુ તારણી નાવ રે. ઉ,
શ્રાવક સહુ સેવા કરે રે, ધન ખરચી લીએ લાવ રે. ઉ.–૧૨
ગુરુમુખ પૂનમ ચંદલો રે, લોચન કરુણા પાત્ર રે. ઉ.
સર્વ તીરથ મુજને ફળ્યાં રે, ગુરુસમ નવી કોઇ જાત્ર રે ઉ–૧૩
ગુરુતણા ગુણ ગાઇઆ રે, નોતમ નગર મોઝાર રે. ઉ,
ખોડાજી કહે ખરી ખાંતસુ રે, સેવો સાધુ સુખકાર રે. ઉ.–૧૪

ઓગણીસે સતરની સાલમાંરે, કાર્તિક શુકલ છઠ્ઠે સાર રે. ઉ;
ભાવ ધરી કરો વંદણા રે, ગુરૂનામે જયજયકાર રે. ઉ.-૧૫



## શીળવંતા સાધુની સજ્ઝાય.

દુહા

સરસ્વતી સ્વામીને વિનવું, ગણધર લાગું પાય;
બ્રહ્મચારી ગુણ ગાવતાં, પાતક દૂર પળાય.

*

ઢાળ.

"નારીને સંગે મુનિવરને નવી રહેવું" – એ રાગ.

શીળવંતા સાધુ વનિતાની વાત ન કરવી રે,
ગુણવંતા સાધુ વનિતાની વાત ન કરવી;
હાસ્ય વિલાસ વિનોદની વાતો,
કાને પણ નવી ધરવીરે શી ૧

અબળા અંગે કાળી ગોરી, નયણ ભરી નવી નીરખે;
રાગ રંગ આલાપ સુણીને, મુનિ હૃદયે નવી હરખેરે શી ૨

એકાંતે અબળા સંઘાતે, વાત કરે મુનિરાય;
ઓચિંતાનું આળજ આવે, જગત ફજેતી થાયરે શી. ૩

વાટે જાતા વનિતા પાસે, ઊભું પણ નહીં રહેવું;
આલાપ સ્વલાપ મુખે નવી કરવો, સૂત્રવેણ નવી દેવું રે, શી. ૪

ગોચરી જાવું નવી રોકાવું, ગૃહસ્થીનાં ઘર માંઇ;
નિષ્કામી નર નારી સાથે, વાત ન કરવી કાંઇ રે શી-૫

પરહિતકારી ઘર જાણીને, તે ઘર આહાર જ લેવો;
જે ઘરનો વિશ્વાસ નહિ છે, તે ઘર પગ નવ દેવો રે. શી. ૬

સંગ ન રહેવું વાત ન કરવી, ચિત્તમાં પણ નવી ધરવી;
નેત્ર વિકારે મુખ ન જોવું, નવ વાડે પરહરવી રે. શી. ૭

ગોચરી કેરો મસ કરીને, લંપટ ઘેર ઘેર ભટકે;
વિષયવાયો પડે પાશમાં, અબળા આંખને મટકે રે. શી. ૮

સરાગી નારીને ઘેરે, જે મુનિવર નિત્ય જાવે;
હૈયાફૂટો તે પોતાનું, હાથે નાક કપાવે રે શી. ૯

ભામીનિયોને ભેળી કરીને, ઊઠે બેસે ને ભણાવે;
અબળા ઇંદ્રિય નિરખવાને, આંખડીઊં લટકાવે રે. શી. ૧૦

જોબનવંતી યુવતી કેરો, સંગ સાધુ નવી કરીએ;
ખોડાજીની એ શિખામણ, હૈયામાંહી ધરીએ રે. શી. ૧૧

સંવત ૧૯૧૩ની સાલે, કાલાવડ મોઝાર;
માગશર શુદ પાંચમને દિવસે, એહ કહ્યો અધિકાર રે. શી. ૧૨



## સાધુને સ્ત્રીનો સંગ તજવા વિષે

નારીને સંગે મુનિવરને નવિ રહેવું (૨)
કળહાગારી કાળી નાગણ, મન વિચારી એવું રે. ના-૧

સંયમની લૂંટારી નારી, લટપટ કરશે ભારી;
સંગ કર્યાથી નંગ શિયળનો, રંગ દેશે ઉતારી રે. ના-૨

હાવ ભાવ દેખાડી પ્યારી, વાત કહે બહુ સારી,
સાંભળવાના સ્વાદી થાશો, જાશો સંયમ હારી રે. ના-૩

વાણી મીઠી દિલની ધીઠી, શીળ દહન અંગીઠી;
સાધુ થઇને સંગત કરશે, લાજ તેહની નીઠી રે. ના-૪

આખડિયો ઉલાળી ત્હારૂં, ચિત્તડું લેશે ચોરી;
પ્રેમ પ્યાલો પાશે તુજને, દુર્ગતિ જાશે દોરી રે. ના-૫

મુખને મટકે કરને લટકે, ચાલમાં ચિત્ત રહ્યું અટકી;
હાવ ભાવ દેખાડી નારી, પાડી દેશે પટકી રે ના–૬
કામ કુતૂહળ ક્રીડા કરી, ગીત ગાવે લલકારી;
રાગ રંગમાં જે લુબ્ધાણા, જાણો ભ્રષ્ટાચારી રે. ના–૭
રમઝમ કરતી આવે જાવે, વંદન કરે બહુ ભાવે,
ભરજોબનમાં જે ભણાવે, તે ઝાઝા ખત્તા ખાવે રે ના–૮
એકાંતે અબળા સંગાથે, કરે વાતોના કિલોલ;
નાક વિહૂણા જે નિટોળા, જાણે ફૂટલ ઢોલ રે ના–૯
અગ્નિ આગળ દારૂ રહેવે, નિશ્ચે જાવે ઊડી;
નારીને સંગેથી જાશો, ભવસાયરમાં બૂડી રે. ના–૧૦
વાટે જાતાં વનિતા સાથે, વાતડિયો નવિ કરિયે;
દૂર રહો જાણી સાપણિયો. પાપણીયો પરિહરિયે રે. ના–૧૧
જાણો ફૂળ કપટની કૂડી, ભામા ભાવઠ ભૂડી;
ભવમાં કેઇ ભટકાવ્યા ને, કેઇ ગયા છે ઊડી રે. ના–૧૨
છતા ભોગને છટકાવી ને, લીધો સંયમ ભાર,
વમ્યા વિષની વાછા કરતાં, સહુ દેશે ધિક્કાર રે ના–૧૩
આંખ કાનને નાક વિહૂણી, વિણઠયાં સરવે અંગ;
સો વરસની ડોશીનો પણ, કરવો નહી તસ સંગ રે. ના–૧૪
દેવાંગનાના ચળાવ્યા તો, નવિ ચળે મુનિરાય;
દૃઢ શીયળ વ્રતધારી તેહના, ઇંદ્રાદિક ગુણ ગાય રે. ના–૧૫
નવ વાડે વિશુદ્ધ વ્રત પાળો, નારીથી રહો ન્યારા;
મૂળ ઉત્તર ગુણ આરાધો તો, પરમેશ્વરના પ્યારા રે. ના–૧૬
ઓગણીશે સત્તરની સાલે, નોતમપુર ચોમાસો;
આશ્વિન પંચમી શુકલ પક્ષે, વાર સ્થિર છે ખાસો રે. ના–૧૭
ખોડાજી કહે છોડા આણી, અબળાનો આ સંગો;
મોહ ભરમ છોડીને આતમ, ધર્મને રંગે રંગો રે. ના–૧૮

*

## શ્રી કૃષ્ણવાસુદેવની સજઝાય.

નગરી દ્વારકામાં નેમિ જિણેસર, વિચરંતાં પ્રભુ આયે,
કૃષ્ણ નરેસર વધાઈ સુણીને, જીત નિશાન બજાયે,
હો પ્રભુજી, નહિ જાઉં નરક ગેહે,
નહિ જાઉં નહિ જાઉં હો પ્રભુજી, નહિ જાઉં નરક ગેહે—૧એ. આં.

અઢાર સહસ સાધુજીને વિધિશું, વાંદ્યા અધિક હરખે,
પછી નેમિ જિણેસર કેરાં, ઊભા મુખડાં નિરખે—હો. નહિ-૨

નેમિ કહે તુમે ચાર નિવારી, ત્રણુય તણાં દુઃખ રહીયાં;
કૃષ્ણ કહે હું ફરી ફરી વાંદું, હર્ષ ધરી મન હઇયા—હો. નહિ-૩

નેમિ કહે એ ટળ્યા ન ટળે, સો વાતે એક વાત;
કૃષ્ણ કહે મ્હારા બાળ બ્રહ્મચારી, નેમિ જિણેસર ભ્રાત—હો. નહિ-૪

મ્હોટા રાજાની ચાકરી કરતાં, રાંક સેવક બહુ રળશે,
સુરતરુ સરીખા અફળ જશે ત્યારે, વિષ વેલડી કેમ ફળશે—હો. નહિ-૫

પેટે આવ્યો તેહ ભોરંગ વેઠે, પુત્ર કપુત્રજ જાયો,
ભલો ભૂંડો પણ જાદવ કુળનો, તુમ બંધવ કહેવાયો—હો. નહિ-૬

છપ્પન ક્રોડ જાદવનો રે સાહેબો, કૃષ્ણ જ નરકે જાશે;
નેમિ જિણેસર કેરોરે બંધવ, જગમાં અપજશ થાશે—હો. નહિ-૭

શુદ્ધ સમકિતની પરીક્ષા કરીને, બોલ્યા કેવળ વાણી,
નેમિ જિણેસરે દિયોરે દિલાસો, ખરો રૂપૈયો જાણી—હો. નહિ-૮

નેમિ કહે તુમ ચિંતા ન કરશો, તુમ પદવી અમ સરખી;
આવતી ચોવીશીમાં હોશો તીર્થંકર, હરી પોતે મન હરખી—હો. નહિ-૯

જાદવકૂળ અજવાળ્યુંરે નેમિજી, સમુદ્રવિજય કૂળ દીવો,
ઇંદ્ર કહેરે શિવાદેવીના નંદન, કોડ દીવાળી જીવો—હો. નહિ-૧૦

*

# શ્રી મનભમરાની સજ્ઝાય.

ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો, ભમિયો દિવસ ને રાત,
માયાનો બાંધ્યો પ્રાણિયો, ભમે પરિમલ જાત. ભૂલ્યો-૧
કુંભ કાચો રે કાયા કારમી, તેહનાં કરો રે જતન,
વિણસતાં વાર લાગે નહીં, નિર્મળ રાખોરે મન ભૂલ્યો-૨
કેનાં છોરૂ કેનાં વાછરૂ, કેનાં માય ને બાપ,
અંતે જાવું છે એકલું, સાથે પુન્ય ને પાપ. ભૂલ્યો-૩
જીવને આશા ડુંગર જેવડી. મરવું પગલાં રે હેઠ,
ધન સંચી સંચી કાંઈ કરો, કરો દવની વેઠ ભૂલ્યો-૪
ધંધો કરી ધન મેળવ્યું, લાખો ઉપર ક્રોડ,
મરણુની વેળા માનવી, લીધો કંદોરો છોડ. ભૂલ્યો-૫
મૂરખ કહે ધન માહરૂં, ધોખે ધાન ન ખાય,
વસ્ત્ર વિના જઈ પોઢવું, લખપતિ લાકડાંમાંય. ભૂલ્યો-૬
ભવસાગર દુઃખ જળ ભર્યો, તરવો છે રે તેહ,
વચ્ચમાં ભય સબળો થયો, કર્મ, વાયરો ને મેહ ભૂલ્યો-૭
લખપતિ છત્રપતિ સવિ ગયા, ગયા લાખ બે લાખ,
ગર્વ કરી ગોખે બેસતા, સર્વ થયા બળી રાખ. ભૂલ્યો-૮
ધમણુ ધખંતી રે રહી ગઈ, બુઝ ગઈ લાલ અંગાર,
એરણુકો ઠબકો મટયો, ઊઠ ચાલ્યો રે લુહાર ભૂલ્યો-૯
ઉવાટ મારગ ચાલતાં, જાવું પેલેરે પાર,
આગળ હાટ ન વાણિયો, સંબળ લેજો રે સાર. ભૂલ્યો-૧૦
પરદેશી પરદેશમેં, કુણુશું કરો રે સ્નેહ,
આયા કાગળ ઊઠ ચલ્યા, ન ગણે આંધી ને મેહ ભૂલ્યો-૧૧
કેઈ ચાલ્યા રે કેઈ ચાલશે, કેઈ ચાલણુહાર,
કેઈ બેટારે બૂઢા બાપડા, જાએ નરક મોઝાર. ભૂલ્યો-૧૨

જે ઘેર નોબત વાગતી. થાતા છત્રીસે રાગ,
ખંડેર થઇ ખાલી પડયાં, બેસણુ લાગ્યા છે કાગ ભૂલ્યો-૧૩

ભમરો આવ્યો રે કમળમાં, લેવા કમળનું ફૂલ,
કમળની વાંછાયે માંહિ રહ્યો, જિમ આથમતે સૂર. ભૂલ્યો-૧૪

રાતનો ભૂલ્યો રે માનવી, દિવસ મારગ આય,
દિવસનો ભૂલ્યો રે માનવી, ફીર ફીર ગોથાં ખાય. ભૂલ્યો-૧૫

સદ્દગુરુ કહે વસ્તુ વોરિયો, જે કાંઇ આવે રે સાથ.
આપણો લાભ ઉગારીએ, લેખું સાહિબ હાથ. ભૂલ્યો-૧૬



## શ્રી એલાચી કુમારની સજ્ઝાય.

નામ એલાપુત્ર જાણીએ, ધનદત્ત શેઠનો પુત્ર,
નટવી દેખીને મોહિયો, નવિ રાખ્યું ઘર સૂત્ર
કર્મ ન છૂટે રે પ્રાણીયા. એ આંક. ૧

પૂરવ નેહ વિકાર, નિજકૂળ છંડીરે નટ થયો,
નાણી શરમ લગાર, કર્મ ન છૂટે રે પ્રાણીયા કર્મ-૨

માત પિતા કહે પુત્રને, નટ નવિ થઇએ રે જાત,
પુત્ર પરણાવું રે પદ્માણી, સુખ વિલસો તે સંઘાત. કર્મ-૩

કહેણુ ન માન્યું રે તાતનું, પૂરવ કર્મ વિશેષ,
નટ થઇ શીખ્યો રે નાચવા, ન મટે લખિયા રે લેખ. કર્મ-૪

એક પૂર આવ્યો રે નાચવા, ઊંચો વંશ વિશેક,
તિહાં રાય જોવાને આવિયો, મળીયા લોક અનેક. કર્મ-૫

ઢોલ બજાવે રે નટવી, ગાવે કિન્નર સાદ,
પાય તળ ઘુઘરા ઘમઘમે, ગાજે અંબર નાદ. કર્મ-૬

દોય પગ પહેરીને પાવડી, વંશ ચડયો ગજ ગેલ,
નોધારો થઈ નાચતો, ખેલે નવ નવા ખેલ કર્મ-૭

નટવી રંભારે સારિખી, નયણે દેખેરે જામ,
જો અંતેઉરમાં એ રહે, જનમ સફળ મુજ તામ. કર્મ-૮

તવ તિહાં ચિંતે રે ભૂપતિ, લબ્ધ્યો નટવીની સાથ,
જો નટ પડેરે નાચતો, તો નટવી કરૂં મુજ હાથ. કર્મ-૯

કર્મ વશે રે હું નટ થયો, નાચું છું નિરધાર,
મન નવિ માને રે રાયનું, તો કોણ કરવો વિચાર. કર્મ-૧૦

દામ ન આપે રે ભૂપતિ, નટે જાણી તે વાત,
હું ધન વંછું છું રાયનું, રાય વછે મુજ ઘાત. કર્મ-૧૧

દાન લહું જો હુ રાયનું, તો મુજ જીવિત સાર,
એમ મનમાંહિરે ચિંતવી, ચઢિયો ચોથીરે વાર. કર્મ-૧૨

થાળ ભરી શુદ્ધ મોદકે, પદ્મણી ઊભી છે બાર,
લ્યો લ્યો કહે છે લેતા નથી, ધન્ય ધન્ય મુનિ અવતાર કર્મ-૧૩

એમ તિહાં મુનિવર વહોરતા. નટે દેખ્યા મહાભાગ,
ધિ:ક ધિ:ક વિષયા રે જીવને, એમ નટ પામ્યો વૈરાગ કર્મ-૧૪

સંવર ભાવે રે કેવળી થયો, તે કર્મ ખપાય,
કેવળ મહિમા રે સૂર કરે, લબ્ધિવિજય ગુણ ગાય. કર્મ-૧૫



## શ્રી કામિનીના દુર્ગુણ વિષે-ઇંદ્ર વિજય છંદ.

નારીકી ખ્યાસ કરે નર મૂરખ, પૂગે ન આશ નિરાશ થવાનો,
દીર્ઘ નિશ્વાસ મૂકે મુખથી, સુખથી ન સૂવે કહું છું સત્ય માનો;
આંખે દિલે અગની સળગે, વળગે નહીં ધર્મમા જીવ પોતાનો;
એહ સારૂ અટવાઇ મરે પણ, પાવૈયાને ચઢે નહીં પાનો. ૧

કામિની કૂતરી બેહુ બરાબર, રીઝે તો ચાટે ને ખીજે તો કાટે;
ભામિની ભેખડ તુલ્ય બની, જશ કીરતિ સુખ સંપત્તિને દાટે;
કામિની સાપણિ પાપણિ તાપણિ, પોષકને પણ નાખે ઉચાટે;
સમર્થ છે ખોડીદાસ કહે નર, એહની આગળ કોઇ ન ખાટે. ૨

કામિની કારણ રાવણનાં વીશ, ભુજને દશ મસ્તક કપાણાં,
કીચકને કચર્યો શિલા હેઠળ, ભુજ અભૂઝનાં અંગ દહાણાં;
પૂરણ દુઃખ પામ્યો પદમોત્તર, માનની માટે તો મૂળ ખણાણાં,
પોકારીને ખોડીદાસ કહે નર, નારીને કારણ નીચ કહાણા. ૩

ભેખ લેઇ કેઇ ભ્રષ્ટ થયા. મહામુનિને ભામનિયે ભટકાવ્યા;
ભોજ નૃપતિને ભાનુમતિ સતી, અશ્વ કરી ચાબખે સટકાવ્યા,
સ્વર્ગથી ગર્વ રહિત કરી, કેઇ અમરોને અવની ત્રટકાવ્યા;
તોબા તોબા ખોડીદાસ કહે, કેઇ સિદ્ધને સ્વર્ગ જતા અટકાવ્યા ૪

ગોપીએ ગોવિંદને ભરમાવ્યા, ઉમાએ ઇશને નૃત્ય નચાવ્યા;
ઇંદ્રનું માન ઉતાર્યું ઇંદ્રાણીએ, એકલશૃંગી ઋષિ અથડાવ્યા;
જન્મદગ્ની તપસી લપસી ગયા, તારુણીએ તસ પ્રાણ તજાવ્યા;
એમ અનેકની ટેક તજાવી, ખોડાજી કહે ઋષિઓ રઝળાવ્યા. ૫

માનવતી માનતુંગ નરેશને, ચતુરાએ નિજ ચર્ણ ચટાડયાં;
અરણિક આષાઢભુતિ નદિષેણ, સંજમ પહાડ ઉપરથી પાડયાં,
હરિહર બળી નાગ પુરંદર, સૂર અસૂરનાં તોલ ઘટાડયાં;
અવર કોણ ગણે ખોડીદાસજી, દુર્ધરને પણ દુઃખ દેખાડયાં. ૬

ક્ષણ રૂસે ક્ષણમાહી તુસે, વળી ક્ષણ હસે ક્ષણમાંહી રડે છે;
ક્ષણે કરે દીનતા વનિતા વળી, ક્ષણમા સિંહણ સાથ લડે છે,
ક્ષણમાં દાસી થઇ ચરણે નમે, ક્ષણમા ફાંસી નાખી ઢરડે છે,
નારી ચરિત્રનો પાર નથી, ખોડીદાસ કહે મૂઢ પાસ પડે છે. ૭

માનની મોહનવેલ વધી વધી, ત્રણ જગત્‌માંહી પથરાણી;
વીંટિયા છેલ છંછાળ છોગાળાને, મર્દ મૂછાળાનુ ઊતર્યું પાણી;
ઋદ્ધિવંતા મદવંતા હતા, ખત્તા ખાઇને તેહ થયા ધૂળધાણી;
બચ્યો નહિ બળવંત કોઇ, ખોડીદાસ કહે અચરજની કહાણી. ૮

દોરડું દેખીને દોટ દિયે, મહા પન્નગને પકડે નિજ હાથે,
શિયાળ શબ્દ સુણી ડરપે, લડવા ધરે હિમ્મત સિંહની સાથે,
નિઃસત્વની નિસરણી ચડતાં, નિર્ભીત ચડે ગિરિશીખર માથે;
ખરેખરૂં ખોડીદાસ કહે, અબળા સબળા નર છે પણ નાથે ૯

વાત કરીને ખસે ક્ષણુમાં, અનરથ કરી વળી થાય અજાણી;
અંતર વિષ હળાહળ સારિખી, મિષ્ટ મધુર વદે મુખ વાણી;
જાણી સમયને શાણી સયાણી, ભળી જાય સર્વમાં લીંબુનું પાણી;
સ્વારથ સાધી રહે અળગી, ખોડીદાસ કહે એ વાત પુરાણી ૧૦

કલ્પિત ક્રોડ કરે ન ડરે, અણુહુતાં અનેકને આળ દીયે છે;
નાથને હાથ તાળી દઇને, વહી જાય અવરની ઓટ લીયે છે;
સોગન જૂઠ લવી જુવતિ, સમજુ નરને ચઢી ચોટ લીયે છે;
પરાક્રમ પાર નહી ખોડીદાસ, કથી કહુ વાત હજી ઘણીએ છે. ૧૧

સાયર ભુજ તરે તરૂણી, વળી છીલર નીર દેખી ડરપે છે,
રેન તમસ્વી દેખી મેરે, જેમ ચેહ સમાન તેમાં અડપે છે;
ફૂલની માળ હરે ભૂર છે, ઝટ લોહની સાંકળને ઝડપે છે;
ખાડની ખૂણ ડરે કરી ભુખ, કહે ખોડીદાસ કૂવા તલપે છે. ૧૨



મનહર છંદ.

વાકડી મૂછડી વાળ, રંગીલા જે રઢિયાળા,
છયલ છોગાળા ભાળ્યા, નારીએ નમાડિયા;
માની મચ્છરાળા જ્ઞાની, ધ્યાની વળી ગુણવાળા,
દુંદાળા કુંદાળા ચોર, ચંડાળ ને ચાડિયા;

વૃદ્ધ જુવાન બાળા, જોગી ભોગી ને દયાળા,
વરણે ઉજવળ કાળા, ભામાએ ભમાડિયા;
દેવતાંના દિગપાળા, જળ થળ વ્યોમવાળા,
ખોડીદાસ સ્વાર પાળા, રામાએ રમાડિયા. ૧



## શ્રી ઉપદેશી સજઝાય.

[ રાગ ઠુમરી ]

બિગરી કૌન સુધારે, નાથ બિન, બિગરી કૌન સુધારે,
શાસન નાયક સબ ગુન લાયક, વીતરાગ જિનરાયા રે,
દાયક ખાયક સમ્મત સુહંકર, તારક બિરૂદ ધરાયા રે, ભલા તારક.
બિગરી કૌન સુધારે, નાથ બિન, બિગરી કૌન સુધારે.
એ. આં. ૧

સાધ સરોષી હુવો ચંડકૌશી, પન્નગ પરમ દુઃખદાઇ રે,
ડંખ દિયો તબ પ્રભુ પ્રતિબોધ્યો, દિયો સ્વર્ગ સુખદાઇ રે, (૨)
ભલા દિયો, બિગરી. ૨

સતિ સુકુમાળા ચંદનબાળા, પગમેં જડ દિયાં તાળાં રે,
દીન દયાળા સંકટ ટાળ્યાં, કર દિયા ઝાકઝમાળા રે, (૨)
ભલા કર, દિયા બિગરી ૩

ઇંદ્રભૂતિ અન્ય મત મેલીને, જિનસેં બાદ મચાયા રે,
મનકે સંશય મેટ દિયા તબ, ગણુધર પદવી પાયા રે, (૨)
ભલા ગણુધર, બિગરી. ૪

મગધદેશ નરનાથ નગીનો, નિયમ વ્રત વિહીનો રે,
શ્રેણિક નૃપકું નિજ પદ દિનો, આપ બરોબર કીનો રે, (૨)
ભલા આપ, બિગરી. ૫

અર્જુન માળી કરત સંહારી, ષટ નરને એક નારી રે,
પ્રભુ ઉપકારી કર્મ વિદારી, કર દિયો એવો પારીરે, (૨)
ભલા કર દિયો, બિગરી. ૬

સંયમસેં ચળ ચિત્ત ભયો તબ, પરભવ બાત સુનાઇ રે,
મેઘકુમરકો મન થિર કીનો, જાતિસ્મરણુ ઉપજાઇ રે, (૨)
ભલા જાતિ, બિગરી. ૭

આજીવક મતમેં અધિકારી, કુંભકાર સકડાળો રે,
સ્વામી સાન્નિધ્યે સમકિત પાયો, ત્યાગ દિયો ગોશાળો રે, (૨)
ભલા ત્યાગ, બિગરી ૮

ભયો દદ્દૂર દર્શનકું ચામી, નિજ પુષ્કરણી નંદો રે,
તિર્યંચ ભવમેં તાર્યો પ્રભુજી, સૂર હુવો સુખકંદો રે, (૨)
ભલા સૂર, બિગરી. ૯

શ્રેણિક નૃપ અરૂ ચેલણા રાણી, વીર વદનકું આયારે,
અદ્‌ભૂત રૂપ દંપતિકો દેખી, સંયમ ચિત્ત ચળાયારે, (૨)
ભલા સંયમ, બિગરી. ૧૦

શ્રમણ શ્રમણીએ કિયાં નિયાણાં, તપ સંયમ ફળ હારી રે,
કેવળ દિનકર સબ જન સુખકર, દિયા નિદાન નિવારી રે, (૨)
ભલા દિયા, બિગરી ૧૧

કયા તારીફ કરૂં સાહિબકી, સદ્‌ગુણ સાયર ભરિયા રે,
ખોડીદાસ કરજોડી જંપે, જીવ અનંત ઉદ્ધરિયા રે, (૨)
ભલા જીવ, બિગરી ૧૨



## શ્રી વાદની સજ્ઝાય.

કિણશું વાદ વિવાદ ન કીજે, તેમાં વીશ જણાશું વિશેષ જી,
નામ કહું હવે ન્યારાં ન્યારાં, તે સુણજો સુવિવેક જી.
વીશ જણા શું વાદ ન કીજે—એ આંક ૧

પહેલે બોલે ધનવંત સાથે, નહી વાદનું કામ જી,
મૂરખ હોય તે વાદ બનાવે, નિરધન ખોવે દામ જી-વીશ—૨
બીજે બોલે બળવંત સાથે. નહીં, વાદનું કામ જી,
લંકાગઢ જેણે લૂટી લીધો, દેખો લક્ષ્મણ રામ જી વીશ—૩
ત્રીજે બોલે બહુ પરિવારશું, તુરત લગાવે લંક જી,
જીણશું જોર કિયાં નહી જીતે, રાયને કર દીયે રંક જી. વીશ—૪

ચોથે બોલે તપસ્વી સાથે, ઝગડો બેડો જંજાળ જી,
દ્વીપાયનને પરગટ દેખો, દ્વારિકા દીધી બાળ જી. વીશ-૫

પાંચમે બોલે ગુરુની સાથે, વાદ કરે અવિનીત જી,
જમાડીને લેજો જોઇ, રૂડી, કદિય ન રીત જી. વીશ-૬

છઠ્ઠે બોલે રાજા સાથે, વાદ કિયાં નહિ શુદ્ધ જી,
પલકમાંહી કરિ દેવે પરવશ, પાવે નહીં માયાનું દૂધ જી. વીશ-૭

સાતમે બોલે નીચ મનુષ્ય શું, વાદ કિહાં હોય ભંડ જી,
આઠમે બોલે ક્રોધી સાથે, વાદ કિયાં પડે ખંડ જી. વીશ-૮

નવમે બોલે જુગારી સાથે, વાદ ન કીજે કોઇ જી,
પાંચે પાંડવ દ્રોપદી હાર્યા, નળરાજા લિયો જોય જી. વીશ-૯

દશમે બોલે ચોર ચુગલશું, વાદ કિણું ધન હાણુ જી
ઇગ્યારમે બોલે રોગી સાથે, મત કરો ખેંચતાણુ જી વીશ-૧૦

બારમે બોલે અતિ અહંકારીશું, મત કરો વાદ સુજાણુ જી,
તેરમે બોલે જુઠા બોલો, તરત પલટાવે વાણુ જી વીશ-૧૧

વડેરાશું કદિ વાદ ન કીજે, એ હુવો ચૌદમો બોલ જી,
પંદરમે બોલે સાધર્મીશું, વાદ કિયાં ઘટે તોલ જી. વીશ-૧૨

સોળમે બોલે શિયળવંતશું, સત્તરમે લઘુ બાળ જી,
અઢારમે બોલે અતિ બૂઢ્ઢાશું, વાર કિયા દિયે ગાળ જી. વીશ-૧૩

ઓગણીસમે બોલે દાનેશ્રીશું, વાદ ન કીજે કોય જી.
કૃપણુ પ્રાણિયો કદિ નવિ જીતે, હૃદય વિમાસી જોય જી. વીશ-૧૪

વીશમે બોલે જ્ઞાની સાથે, જ્ઞાની ગુણુ ગંભીર જી,
ઇંદ્રભૂતિ અહંકારમેં આયો, મદ ગાળ્યો મહાવીર જી. વીશ-૧૫

વાદ કિયાં કોઇ ભલો ન જાણે, હૃદય વિમાસી ધારજી.
ઋષિ રામચંદ્રજી જોડી જુગતિશું, મેડત નગર મોઝાર જી. વીશ-૧૬

*

# ધર્મપ્રભાવ

[ ઝુલણા છંદ ]

ધ ર્મ ક ર આતમા, ધર્મથી હોય સંસાર પારો;
ધર્મ કરતાં કદી ધાડ આવી પડે, પૂર્વના કર્મથી તે વિચારો. ધર્મ–૧

ધર્મથી દેવતા ધર્મથી માનવી, ધર્મથી નરપતિ શ્રેષ્ઠ થાવે;
ધર્મથી ઇષ્ટ સંયોગ આવી મળે, ધર્મથી દુ:ખ દુર્ભાગ્ય જાવે. ધર્મ–૨

અગ્નિ પણ જલ હુવે સર્પ માલા હુવે, ધર્મથી કીર્તિ જગમા ગવાતી,
ધર્મથી સિદ્ધિને પામતો માનવી, ધર્મથી રૂદ્ધિયો સહુ પામતી. ધર્મ–૩

ધર્મના તેજથી મેઘ વર્ષા કરે, ધર્મના તેજથી વાય વાયુ,
ધર્મના તેજથી રાત્રિ દિવસ થતા. ધર્મના તેજથી દીર્ઘ આયુ. ધર્મ–૪

માનવી ઊંઘતો ધર્મ પણ જાગતો, ધર્મનું બાંધીએ સત્ય ખાતુ,
ચોર ચોરે નહીં અગ્નિ બાળે નહીં, સમજજો ધર્મનું સત્ય ખાતું. ધર્મ–૫

ધર્મથી પરભવે ઉચ્ચ અવતાર લે, ધર્મથી પાપ સર્વે પ્રણાશે,
ધર્મથી લબ્ધિઓ જીવને સંપજે, ધર્મથી સર્વ બુદ્ધિપ્રકાશે. ધર્મ–૬

પગે પગે રૂદ્ધિઓ પ્રગટતી ધર્મથી, ધર્મથી દુનીઆ હાથ જોડે;
ધર્મ હીરો તજી મૂઢ માનવ અરે, પાપના પથ્થરે શીર ફોડે. ધર્મ–૭

સત્ય આનન્દને મોજ છે ધર્મથી, પૂર્વભવના કર્યા આજ પાવે,
હાલના ધર્મને ભોગવે પરભવે, પામતો ફલ યથા બીજ વાવે, ધર્મ–૮

આમ બાવળ અને લીંબડો આંબલી, માનવી જે રચે તેહિ વાવે;
વાવીએ જેહવું પામીએ તેહવું, નાસ્તિ તેમા જરા કોઇ દાવો. ધર્મ–૯

ધર્મનાં બીજ વાવો સદા પ્રેમથી, ચાલજો ધર્મથી મુકિત વાટે;
બુદ્ધિસાગર અરે ચેતજે આતમા, માલ છે મુકિતનો શીરસાટે ધર્મ–૧૦



## સંસારની અસારતા.

ઝુલણા છંદ

સર્વ સંસારના ભાવ છે કારમા, સાર તેમાં નથી સત્ય ભાખું,
રૂપ જુદા ધરે પ્યાર ત્યાં શું કરે, સમજજે આતમા સત્ય દાખું. સર્વ-૧

ક્ષણિક આનંદમાં મોહથી મૂંઝીને, ભવ્ય માનવપણું કેમ હારે;
આજને કાલ કરતાં થતાં માનવી, કાળ આયુ હરે કો વિચારે. સર્વ-૨

બાહ્ય આનંદનો રંગ છે અભિનવો, નષ્ટ તે તો થશે ચિત્ત ધારો,
આધિને વ્યાધિથી મુક્ત કર આતમા, સમજીને સત્યને તેમ હારો સર્વ-૩

લક્ષ ચોરાશીમાં વિવિધ દેહો ધર્યા, મોહ અજ્ઞાનથી પાર નાવ્યો,
આતમા સત્ય જાણ્યો લહી જ્ઞાનને, દીલમાં તે સદા ખૂબ ભાવ્યો સર્વ-૪

જૂઠ સંસારમાં સાર છે નહિ કશું, તત્ત્વદૃષ્ટિ થકી લે વિચારી;
વર્ણને વેષ લિંગાદિકે ધર્મ નહિ, ભ્રાન્તિમાં ભૂલતાં છે ખુવારી સર્વ-૫

સદ્‌ગુરુ ખડ્ગથી સમજ રે ધર્મને, ધર્મથી પાપ સઘળાં પ્રણાશે,
સાદ્યન્ત સ્થિતિ પામતો આતમા, ધર્મથી શુદ્ધ રૂપ પ્રકાશે. સર્વ-૬

વિત્તના ફેન્દમા દુઃખના કન્દ છે, સત્ય વૈરાગ્યથી તે વિચારો;
સત્ય આનંદમાં રમણુતા રાખવી, જાપ અજાપ થકી જીવ તારો. સર્વ-૭

ફોક ઝગડા કરી ધર્મના ફેન્દમાં, કેમ આયુ અરે ભવ્ય ગાળો,
તત્ત્વ નહિ અન્યથા કોઇ કાળે થતું, સત્ય સારાંશથી ધર્મ પાળો. સર્વ-૮

વીર વચનો સદા સર્વ સાપેક્ષ છે, સમજી એ જ્ઞાનને દિલ ધારી;
બુદ્ધિસાગર સદા મુક્તિના પંથમાં, વીરવચનો મહા ઉપકારી. સર્વ-૯



## મહાવીર સ્તુતિ.

"ઓધવજી સંદેશો કેજો મારા શ્યામને"-એ રાગ.

એક અરિહંત કેરો મારે આશરો,
બીજું સર્વે દીસે આળપંપાળ જો,
મહાવીર નામ હવું મંગળકારી સદા,
રાત દિવસ રટવું તે નામ રસાળજો.
એક અરિહંત—૧

ઉગ્ર અતિ તપશ્ચર્યા તો જેણે આદરી,
માસખમણ છ માસ તણા ઉપવાસજો;
એકાગ્ર ધ્યાને કાઉસ્સગ્ગ તો કરતા હવા,
પ્રણમું પ્રભુને હું તો કિંકર દાસ જો
એક અરિહંત—૨

લાટ દેશમાં પ્રભુજી જયારે વિચર્યા,
આહાર સાટે આપે લોકો મારજો;
ક્ષમા ક્ષમા ઉરમા અદકી વ્યાપી રહી.
ઊંચા ગુણ છે એવા અપરંપારજો
એક અરિહંત—૩

ગોસાળે તેજુ લેશ્યા મૂકી જુઓ,
તો પણ તપીયા પ્રભુ નહીં તે વાર જો;
કર્મ ખપાવ્યા કરુણાળુ પ્રભુજી તમે,
વદતા નાવે તેનો તો વિસ્તાર જો.
એક અરિહંત—૪

દીન જીવોને કદીએ તો દૂભ્યા નહીં
દયારૂપી દરિયો તો ઊછળ્યો જાય જો;
દશ શ્રાવક મોટા તો આપે બૂઝવ્યા,
જેણે સુખ મેળવ્યાં આજ સદાય જો
એક અરિહંત—૫

શ્રવણ કરે છે બોધ પ્રભુનો સામટો,
બાર જાતની પ્રખદા ત્યાંય ભરાય જો;
દીસે તેમાં દેવીને વળી દેવતા,
ધન્ય ધન્ય વાણી પ્રભુની ઉચ્ચરાયજો
એક અરિહંત—૬

બૂઝયા કંઈક જનો મૂકી દીધું બધું,
છોડી નીકળ્યા છે ઘરબાર જો;
દીક્ષા લીધી પ્રભુની પાસે પ્રેમથી,
જાણીને સંસાર સદાય અસાર જો.
એક અરિહંત—૭

મુશળધારા વૃષ્ટિ જેમ પડે વળી,
તેવી દેશના પ્રભુની છે તે વાર જો,
કંઈક રાય રાણાએ મૂકી રાજને,
સાધી લીધો સાધ તણો શણગાર જો.
એક અરિહંત—૮

અતિ અપરાધી દીસું છું હું તો વળી
દોષ ક્ષમાના છો પ્રભુજી કરનાર જો,
કિંકરપર કરુણા પ્રભુજી આજે કરો,
હમેશાં કષ્ટોના છો હરનાર જો
એક અરિહંત—૯

સંવત ઓગણીસો પાંસઠની સાલમાં,
ફાગણ માસે ગુણ ગાવાની હામ જો,
અમરેલીમાં આનંદ મુજને ઉલ્લસિયો,
ઉપાશ્રય પાસે મારો મુકામજો
એક અરિહંત—૧૦

ગુરુ મુજ સ્વામી દેવજી જે સ્વર્ગે ગયા,
સંઘાડા ગોંડળના જે શીરતાજ જો;

બોધ દઇને મુજને જેણે બૂઝવ્યો,
કર્મ બોધ સમજાવી રાખી લાજ જો
એક અરિહંત—૧૧

મુનિ જાદવજી જેના શિષ્ય હતા વળી,
તેણે પણ મુજને દીધો સદ્‌બોધજો;
શામજી કહે સમરુ ઉપકાર સદા વળી,
વળી નહીં કદીએ રાખું હું વિરોધજો
એક અરિહંત—૧૨



## નરસા શ્રાવક વિષે.

શાણા શ્રાવક થઇને ડોલે, મુખેથી સત્ય વચન નવિ બોલે,
મમ્મા ચચ્ચાની ગાળ દિયે, ને આળ અનાહૂત બોલે,
નિંદા કરતા નવરો ન થાયે, એ તો બેઠો ગપોડા ફોલે. શા—૧
છિદ્રગ્રાહી છળ તાકતો હીંડે, ને મર્મ પરાયા ખોલે;
દગલબાજી કરે રાજી થઈ, પાજી ત્રાજવે ઓછું તોળે શા—૨
અવગુણરુપી આળો દેખી, તિહાં કાગડો થઇને ડોલે;
અગડ લઇ એકે પાળે નહિ, એ તો ચલાવે પાને પોલે શા—૩
મુખે બાંધી મુહપતિ લજાવી, ને ધર્મ લજાવ્યો ઢોલે;
ખોડાજી કહે માતતાતને લજાવ્યાં, ને ગુરુને લજાવ્યા ગોલે શા—૪

*

## છેલાઇ વિષે.

### ઝુલણા છંદ

ટાપટીપ કરી શિર પાઘ ધરી; ઘાટ ઠાઠ અચ્છીપેરે લાવતા હે;
ઝીણા ઉજળાં કપડાં ઓઢણેકુ, પાય જુતિયોબી ચમકાવતા હે;
કરી અમલ લોચન લાલ કીયે, મુખે પાનકી બીડીમાં ચાવતા હે;
ખોડીદાસ કહે ખબરદાર બંદા, તેરા કાળ અચાનક આવતા હે ૧

## કર્મની રેખ ન ટળવા વિષે.

(સવૈયા)

એકકું પુત કપુત કુલંછન. એકકું નારી મહા વઢકારી;
બંધુસે વેર ભયો નર એકકું, મિત્ર વિછોહ ભયો દુઃખ ભારી.
આળ અચાનક આઇ ચડયો શિર, મિત્ર પુરાતન પ્રીત ઉતારી;
ચિત્તમેં નિત્ય સંતોષ ધરો. મિત કર્મકી રેખ ટળે નહિ ટાળી

બાળક માત વિજોગ મહા દુઃખ, નારી વિજોગ બુઢાપન ભારી;
સંપત્તિ પાય વિલાય તબે દુઃખ, થાય શરીર દુર્દ્દ અપારી.
ચિંતત આશ ફળે ન તબે દુઃખ, પુત ન એક અનેક દુલારી;
ચિત્તમેં નિત સતોષ ધરો, મિત કર્મકી રેખ ટળે નહિ ટાળી.



## ઉપદેશી [ દોહરા ]

જન્મ ધરે આ જગતમાં, તે નિશ્ચે જાનાર;
ભુવન ભલે ઊંચા ચણ્યા, છે અંતે પડનાર ૧

ખાતા ભોજન ભાવતા, રાતા માતા રૂપ;
જતા જોયા જમપુરમાં, ભાતા વગરના ભૂપ ૨

ધ્રૂજાવતા ધમધમ ધરા, પડતાં જેના પાય;
એવા નર ઉપડી ગયા, જે જન્મ્યા તે જાય ૩

ક્રોડપતિ અબજોપતિ, ધરાપતિ મહાશય;
કરડી દાઢ છે કાળની, સહુને ચાવી જાય ૪

ત્રણ જણા ત્રણ લોકમાં, પંકાયા ધીરવીર,
રામ નેમ ને કૃષ્ણજી, રહ્યા નહીં તે સ્થિર ૫

બીડાય પુષ્પની પાંખડી, કળીઓ તે કરમાય,
ઉદય અસ્તના ચક્રમાં, જન્મ્યા સર્વ દળાય ૬

માટે ભલાઇ વાપરો, ભલા કરી લો કામ;
સ્મરણ કરો નવકારનું, મળે અવિચળ ધામ ૭

[સોરઠો]

જેની ન મળે જોડ, મહામંત્ર નવકાર છે;
વંદન ક્રોડાક્રોડ, આંબાજી એમ ઉચ્ચરે ૧



## બ્રહ્મચર્યની નવવાડ

[દોહરો]

પહેલે સ્ત્રી સંગ ન કીજીએ, બીજે ન કરીએ વાત,
ત્રીજે સ્ત્રીને આસને, બેસીએ બે ઘડી જાત. ૧
ચોથે રૂપ ન નિરખીએ, ન કરીએ નારીનો નેહ;
પાંચમે ભીતને આંતરે, સાધુ ન રહે તસ ગેહ ૨
છઠ્ઠે સુખ સંસારના, વલી વિલસ્યા હોય જેહ;
"સિદ્ધારથ સુત" એમ કહે, મુનિ ન સંભાળે તેહ ૩
સાતમે સરસ આહારની, લાલચ ન કરે લગાર;
આઠમી વાડે એમ કહ્યું, અધિક ન કરવો આહાર. ૪
વળી વિલેપન ન કરે, ન કરે શરીર શણગાર,
ત્રિકરણ શુદ્ધે આરાધતાં, પામીએ ભવનો પાર. ૫



## શ્રાવકના એકવીસ ગુણ

સરસ્વતી ચરણ નમાવું શીશ, શ્રાવકના ગુણ કહું એકવીસ;
પહેલે બોલે લજ્જા ધરે, બીજે બોલે દયા આદરે.
આનંદકારી પ્રસન્ન ચિત્ત, આગમ વચન વિશ્વાસે નિત્ય;
ઢાંકે વળી પરાયા દોષ, પર ઉપકારી સજે સંતોષ.

સૌમ્ય નજર, સમદૃષ્ટિ જુએ, અવગુણ ઢાંકીને ગુણ લીએ;
બોલે મધુર વચન જન ઈષ્ટ, દીર્ઘ વિચારી હોય ગરીષ્ટ.
ચાલે નિત્ય ભલી પરે સદા, નિર્મળ બુદ્ધિ વસાવે હૃદા;
કીધો ગુણ ન વિસારે જેહ, દયા ધર્મ લઇ લીનો તેહ.
નહીં દીન નહીં મુખ અહંકાર, નહીં લોપે કુળનો આચાર;
વદે જીન દર્શન સંજતિ, ન ચળે કૃષ્ણ પરે સમકિતી.
પાપકર્મનો મારગ તજે, જિનની આજ્ઞા મનમાં ભજે;
એ એકવીસ ગુણ પ્રમાણ, ધન્ય શ્રાવક તેહ સુજાણ.

*

## શ્રાવકના એકવીસ ગુણો.

ધર્મ રત્નને લાયક સહુ શ્રાવક! સુણો,
ધર્મ વિના ઉત્તમ ભવ એળે જાયજો;
પણ ગુણવિણ ન પમાએ ધર્મની યોગ્યતા,
અંક વિના જેમ મીંડા વ્યર્થ મનાયજો
ધર્મરત્નના ધારક સહુ શ્રાવક! સુણો ધર્મ—૧

૧ ક્ષુદ્રપણું તજી ગંભીરતા અતિ આદરો,
૨ શુભ સંઘયણી સમર્થ રૂપ નિધાન જો;
૩ સૌમ્ય પ્રકૃતિ પાપ કર્મ વર્તે નહીં,
૪ જન વિરુદ્ધ ન સેવે જન પ્રિયવાન જો ધર્મ—૨

૫ મલિનભાવ તજી અક્રૂર ગુણ અંગીકરે,
૬ ઇહ પરલોકે પાપથી ભીરુ જેહ જો;
૭ અશઠપણું ગ્રહી પરને નવી વંચે, કદા,
૮ પર ઉપકાર કરે સુદાક્ષિણ્ય તેહ જો. ધર્મ—૩

૯ અંગીકૃત ન તજે, તજે અનિષ્ટ લજ્જાળુઓ,
૧૦ કરે દયાલુ દયાધર્મનાં કામ જો;

૧૧ ધર્મ પરમ અવિતત્થ લઇ મધ્યસ્થ ગુણ ધરે,
૧૨ ગુણરાગી ગુણ સગ્રહે જે અભિરામ જો. ધર્મ–૪

૧૩ ધર્માર્થી સત્ય કથક અશુદ્ધ કથા તજે,
૧૪ ધર્મશીલ સુપક્ષ જાસ પરિવાર જો,
૧૫ દીર્ઘદર્શી થઇ કાર્ય વિચારીને કરે,
૧૬ ગુણ દોષોનો વિશેષજ્ઞ ગુણ ધારજો ધર્મ–૫

૧૭ વૃદ્ધ સગતથી પરિણત બુદ્ધિ સંપજે,
૧૮ વિનયવંત નિયમા પામે સુજ્ઞાન જો;
૧૯ તત્ત્વબુદ્ધિનો જાણ કૃતજ્ઞ તે કહ્યો,
૨૦ ધર્મબોધ દે પર–ઉપકારી સુજાણ જો ધર્મ–૬

૨૧ અલ્પ પ્રયાસે સમજે ધર્મના તત્ત્વને,
લબ્ધલક્ષ ગુણ ઉત્તમ જાણો એહ જો;
એ એકવીસ ગુણ અંગીકૃત કરતાં થકા,
વ્યાલેંદુ કહે ધર્મરત્ન લહે તેહ જો. ધર્મ–૭



## છેલ્લી શીખ

શ્રદ્ધાવંત સુસજ્જન સ્નેહે સાંભળો,
ઉચ્ચકોટિનું જીવન કરવા આજજો,
મહાપુરુષોનાં વચનો દુર્ગતિ દુઃખનાં,
ખાડામાંથી કાઢી આપે સહાય જો. શ્રદ્ધા–૧

સદ્બોધ સાંભળી સમજો ધારો હૃદયમાં,
વર્તનમાં મૂક્યે જીવન શુદ્ધ હોય જો;
ચાખ્યા વિણ સાકરનો સ્વાદ આવે નહીં,
શ્રવણ તણું ફલ તેમને મેળવે કોયજો. શ્રદ્ધા–૨

કુટુંબ–કલેશને નરસી સોબત નવ કરો;
સત્ય નિષ્ઠાથી પાળો સત્ય સ્વધર્મ જો,

ધર્મ સંસ્કાર પાડયા વિણુ જીવન કોઈનું,
ઉન્નત ન બને ન ટળે મિથ્યા ભ્રમ જો. શ્રદ્ધા-૩

પત્થર સમ ગણજો પરધનને સર્વદા,
પરસ્ત્રીને ભગિની માતા સમ જાણજો;
આ શિક્ષા વચનોને ક્ષણુ નવિ ભૂલશો,
પ્રમાણિકપણાનું મળશે તમને સ્થાનજો. શ્રદ્ધા-૪

બીજાઓની દુષ્ટતા ભાળીને તમે,
દુષ્ટ ન બનશો પણ બનજો ગુણવાન જો;
જેવું કરશો તેવું ફળ તમે પામશો.
કુદરતના નિયમોનું રાખજો ધ્યાન જો. શ્રદ્ધા-૫

પ્રાણુ જતાં પણ સત્ય ધર્મ નવ છોડશો,
પ્રાણુ તો બીજીવાર પામશો કયાંય જો;
પણ સત્યધર્મ ફરી મેળવવો મુશ્કેલ છે,
વ્યાલેંદુની શિક્ષા એ સુખદાય જો. શ્રદ્ધા-૬



## માર્ગાનુસારીના પાંત્રીસ બોલ

૧ ન્યાય થકી ધન સંપાદન કરવું સદા;
૨ શિષ્ટાચાર પ્રશંસા કરવી નિત્ય જો.
૩ સ્વગોત્રી સાથે સગપણ કરવું નહીં;
૪ પાપ ભીરુ થઇ વર્તે મારગ સત્ય જો.
માર્ગાનુસારી શુદ્ધ શ્રાવક સુણો-૧

૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવું;
૬ કોઇના અવર્ણવાદ ન બોલવા મુખજો.
૭ અતિગુપ્ત અતિદ્વારનું થાનક વર્જવું;
૮ શુભ પડોશમાં વસતાં થાએ સુખ જો. મા-૨

૯ સારા જનની સોબતમાં વસવું સદા;
૧૦ વિનયે માતપિતાની કરવી સેવ જો.
૧૧ ભયવાળા સ્થાનકમાં કદી વસવું નહીં;
૧૨ નિંદિત કાર્યની તજવી માઠી ટેવ જો. મા–૩

૧૩ આવકને અનુસારે વ્યય કરતો રહે;
૧૪ વિત્ત અનુસારે ધારે સાદો વેષ જો.
૧૫ આઠ ગુણો બુદ્ધિનાં ઉરમાં ધારવાં;
૧૬ અજીર્ણે નવિ ભોજન કરવું વિશેષ જો. મા–૪

૧૭ સાત્વિક રુચિ અનુસરે અન્ન આરોગવું;
૧૮ અબાધિત ત્રણ વર્ગો સાધવા પૂર્ણ જો
૧૯ ગુણીજનની ભકિત કરવી રૂડી પરે;
૨૦ અસત્ કદાગ્રહને તજવો કરી ચૂર્ણ જો. મા–૫

૨૧ પક્ષપાત સૌજન્ય તણો કરવો મને;
૨૨ નિષિદ્ધ દેશે નવિ કરવો વ્યવહાર જો.
૨૩ કાર્યારંભ સ્વશકિત અનુસારે કરે;
૨૪ અભ્યુત્થાન કરવું જ્ઞાનીનું ઉદાર જો. મા–૬

૨૫ પરિજનનું પોષણ કરવું પ્રેમે કરી;
૨૬ વિશાળ દૃષ્ટિએ પૂર્વાપર વિચારજો.
૨૭ સ્વપર કૃત્યાકૃત્યનું અંતર જાણવું;
૨૮ ભૂલવો નહિ અન્યજનનો કૃત ઉપકાર જો. મા–૭

૨૯ જનવલ્લભ થવાનાં સદ્‌ગુણ આચરો;
૩૦ લજ્જાવંત બનો મતિવંત સુસંત જો.
૩૧ દયાવંત થઈ આર્ય કાર્ય કરવાં સદા;
૩૨ સૌમ્ય પ્રકૃતિ રાખવી હૃદયે અનંત જો. મા–૮

૩૩ પર–ઉપકારમાં સત્વર અંતર જોડવું;
૩૪ અંતરંગ છ શત્રુ કરવા દૂર જો.
૩૫ વિજય મેળવો ઇંદ્રિય ઉપર સર્વદા,
દેશવ્રતી થવાના ગુણ એ ધૂરજો મા–૯

અહો અણુવ્રતી આ ઉત્તમ શિક્ષા અનુસરો,
શુભ આચારે ધર્મ વૃદ્ધિગત થાય જો;
વ્યોમે હું ઋષિ નિધિ સોમ અબ્દ અર્જુનપૂરે,
બ્યાલેંદુ કહે સદ્‌ગુરુની સુપસાય જો. મા-૧૦



## પાંચ ગતિમાં જવાનાં કારણો

[ અરણુક મુનિવર ચાલ્યા ગોચરી ] એ દેશી.

આરંભ કરતાં રે જીવ શંકે નહીં, ધન મેલણ તૃષ્ણા અપારોજી,
ઘાત કરે રે પંચેંદ્રિય જીવની, વળી મદ માંસનો કરે આહારોજી,
એ ચાર પ્રકારે રે જીવ જાય નરકમાં.-૧

કૂડ કપટને રે ગૂઢ માયા કરી, વળી બોલે મુસાવાયોજી;
કૂડાં તોલાં રે કૂડાં માપલાં, વળી ખોટા લેખ લખાયોજી;
એ ચાર પ્રકારે રે જીવ જાય તિર્યંચમાં.-૨

સરળ સ્વભાવી રે ભદ્રિક પરિણામથી, વળી વિનયતણો ગુણ આયજી;
દયા ભાવ રે રાખે દિલમાં, વળી મત્સર નહીં ઘટમાંયજી,
એ ચાર પ્રકારે રે જીવ જાય મનુષ્યમાં ૩

સરાગપણાથી રે પાળે સાધુ પણુ, વળી શ્રાવકનાં વ્રત બારોજી,
અજ્ઞાન કષ્ટ રે કરે વિવિધ પરે, વળી અકામ નિર્જરા બહુ વારોજી;
એ ચાર પ્રકારે રે જીવ જાય દેવમાં. ૪

જ્ઞાનથી જાણે રે જીવ અજીવને, વળી શ્રદ્ધા સમકિત આવેજી;
ચારિત્રથી રોકે રે નવાં કર્મ આવતાં, તપે પૂર્વલાં કર્મ ખપાવેજી;
એ ચાર પ્રકારે રે જીવ જાય મોક્ષમાં. ૫



# જનની

મીઠાં મધુને મીઠા મેહુલા રે લોલ, એથી મીઠી તે મારી માત રે,
જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ.—ટેક.

પ્રભુના એ પ્રેમ તણી પૂતલી રે લોલ, જગથી જુદેરી એની જાત રે જનનીની૦
અમીની ભરેલ એની આંખડી રે લોલ,
વ્હાલના ભરેલ એનાં વેણુ રે. જનનીની૦

હાથ ગુથેલ એના હીરનાં રે લોલ,
હૈયું હેમંત કેરી હેલ રે. જનનીની૦

દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ,
શશીએ સિંચેલ એની સોડય રે. જનનીની૦

જગનો આધાર એની આંગળી રે લોલ,
કાળજામાં કૈંક ભર્યા કોડ રે જનનીની૦

ચિત્તડું ચડેલ એનું ચાકડે રે લોલ,
પળનાં બાધેલ એનાં પ્રાણુ રે. જનનીની૦

મૂંગી આશિષ ઉરે મલકતી રે લોલ,
લેતા ખૂટે ન એની લ્હાણુ રે. જનનીની૦

ધરણી માતા એ હશે ધ્રૂજતી રે લોલ,
અચળા અમુક એક માય રે જનનીની૦

ગંગાના નીર તો વધે–ઘટે રે લોલ,
સરખો એ પ્રેમનો પ્રવાહ રે. જનનીની૦

વરસે ઘડીક વ્યોમ વાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે જનનીની૦

ચળકની ચંદાની દીસે ચાંદની રે લોલ,
એનો નહીં આથમે ઉજાશ રે
જનનીની જોડ સખી ! નહિ જડે રે લોલ

— દામોદર ખુ. બોટાદકર

## નામ વિષે.

ધનજી ઉઘાડે પાય, ભૂપ ભીખંતો દીઠો,
શૂરો નાસી જાય, બોલતો કડવું મીઠો.
વ્યાજ ભરે રણછોડ, કામ કલ્યાણ જ કરતો;
અવિચળ ચળ્યા અપાર, દીઠો અજરામર મરતો;
હીરા, માણેક, મોતિયો, રતનીયો, કથીર દેખે નહીં,
કવિ શામળ કહે સંસારમાં, કારણ નામ રહ્યું નહીં. !

દીઠા અમર મહંત, નાના કાંઇ દીઠા ઘરડા,
નાગો પહેરે વસ્ત્ર, વાઘ સિંહ કુતરે કરડયા,
પર્વત ફરે પરદેશ, દીઠો મંગળને દુઃખિયો,
સંતોષી અદકું ખાય, કાસદું કરે છે સુખિયો.
દયાચંદમાં દયા નહીં, ખુશાલ કહીં રોતો ફરે,
શામળ કહે નામ પનોતીયો, કંઇ લાખ કુંવારા મરે,

કુબેર નામ કહેવાય, ખજાને દીઠા ખાલી;
કરે ધર્મો બહુ પાપ, ન્યાલ આવે ઘર ઘાલી,
વ્હાલો રાખે વેર, ઝેર જેવો તે મીઠો,
જોગી કરે વેપાર, ભોગી ભીખંતો દીઠો,
ઘેલો જાયે છેતરી, બળિયોજી હારી જશે,
રૂડા કાંઇ ભૂંડા કહું, શામળ કહે નામે શું થશે ?

હાથી નામ કહેવાય, બીયે ઉંદરને સાદે,
સૂરજ હોય કાળો, શ્યામહો સુંદર ભાસે,
રૂપો હોય કુરૂપ, ભૂપણનાં દૂષણ ઝાઝાં
કૃપાલ રાખે કૂડ, ભૂપત વગાડે વાજાં,
હેમો ન દેખે હેમ, કલંક નિર્મળ શિર ચઢે,
ફોગટ ફરે કંઇ જોઇતા, શામળ નામને શું અડે ?



## વાડો વાળીને બેઠારે.

(રાગ : ધીરાના પદનો)

વાડો વાળીને બેઠારે, પોતાનો પંથ કરવાને;
નવા ખેલ ઊઠાવે રે, ઉપાય ઉદર ભરવાને—વાડો વાળીને.

અજાનો વાડો, કુકડીનો વાડો, ગાયનો વાડો વળી ભેંસોનો વાડો;
અખંધ સવારી બંધમાં નાવે, મને વાઘનો વાડો દેખાડો;
દિવસને દહાડો રે, અગમ ઠામ કરવાને.—વાડો વાળીને.

રામાનંદીને નીમાનંદી, વલ્લભ સેજાનંદ સમજાવે,
કબીર પથીને તારજ તુંબી, ભણી ભણીને ભૂલાવે,
ગુરુ થઇને ગાજેરે, પારકું ધન હરવાને—વાડો વાળીને.

પ્રીત કરીને પ્રેત પૂજાવે, પિત્તળને પાષાણ,
વૈશ્ય સેવાને કબર પૂજાવે, એમાં કોણ કરશે કલ્યાણ?
તીર્થ વ્રતે ડોલે રે, અફળાઇ મરવાને—વાડો વાળીને.

સિંહરાયથી ડરે સૌ દુનિયા, સિંહને ડર નહીં કોનો સંબંધ.
સોહમ્ શબ્દ સચ્ચિદાનંદ સ્વામી એવો અખંડ આત્મા બ્રહ્મ,
ધીર શૂર વીરા રે આત્મધ્યાન ધરવાને.—વાડો વાળીને.



## શરણાઇવાળો.

એક શરણાઈવાળો સાત વર્ષ સુધી શીખી,
રાગ રાગણી વગાડવામાં વખણાણો છે;
એકને જ જાચું એવી ટેક છેક રાખી એક,
શેઠને રીઝવી મોજ લેવાને મંડાણો છે;
કહે દલપત પછી બોલ્યો તે કંજુસ શેઠ,
ગાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે.
પોલું છે તે બોલ્યું તેમાં કરી તે શી કારીગરી.
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

*

## નમેલી ડોશી.

કેડથી નમેલી ડોશી દેખીને જુવાન નર
કહે શું શોધો છો ? કઇ ચીજ અછતી રહી ?
કહે ડોશી બાળપણું, ખબર વિના મેં ખોયું.
જુવાનીમાં દીવાની તારા જેવી ગતિ રહી !
છવાઇ જરાની છાયા, કાયાના વિંખાયા બંધ,
ગાયા ન ગોવિંદ રાયા, માયામાં મતિ રહી;
ઝૂકી ઝૂકી ડોકી વાંકી, રાખી દલપતરામ,
જોતી હું ફરૂં છું જે જુવાની કયાં જતી રહી.



## નાણાનું જાપ જપનાર.

જીવડા જપે નાણું રે નાણુ રે ઓચિંતાનુ આવશે મોતનું ટાણું;
નાણા કમાવા દાણા લીએ, ભરે કોઠાર કોઠીયું ને ખાણું;
કીડી મકોડી ધનેડા જેવા ઘણાં જીવોનુ વાળે છે ઘાણું, જીવડા. ૧
ભરવાડ રબારી વેચે બહુ બોકડાને રોકડું લેવા નાણું,
જીવતાં જીવડાં કસાઇ ઘેર કાપવા આપવા જાય છે ટાણું. ૨
જર કારણુ કરે કસબણનો ધંધો કઇક કરે છે છાનું છીનાળું,
દમડા કારણ દીકરાને વેચે જુઓ જુઓ જગતમાં નાણું. ૩
બાવા અતીત ભાટ બ્રાહ્મણની થાપણ ઓળવી ફૂંકે દીવાળું,
અરધી રાત્રે મોત ઓરું આવે ચોર ખાતર પાડી લેવા ટાણું. ૪
લેતાં દેતાં ધન સાચવતા સુખ વળવા ન દે વધારો,
વ્હાલા માણસમા વેર કરાવે એ છે કાળાં કાવતરાં વાળું. ૫
દોહલી વેળાએ ડમડાળ ખરચે ભીડી બેઠા પટારાને તાળું,
દુર્લભ કહે દમ જાશે તારી સાથે ગાજે છે ગેબી ત્રાંબાળું. ૬

*

## અનિત્ય સાહેબી.

હાયવોય હૈયા કુટાદે મેલી બાયડી છોકરાં નથી કોઇનાં બેલી,
કર્મના ઉકેરા કાયામાથી નીકલે ત્યારે પીડા શકે ન કોઇ ઝેલી;
હીરામાણેકને હજીરા ભર્યા મેલી મૂકી મરવું રૂપીઆની થેલી. ૧
ઠામૂકો કાલો ઠાલો થઇ બેસ માને, પાપના પલીતાને મેલી,
ધનોત પનોત કાયા ફાની થઇ જાશે, તારી માનવ મુસાફરી છે છેલી, ૨
સતમારગે ધન સંપાદન કર, નથી કેતું કોઇ ધંધો દે મેલી,
પેટનું કર્યા પછી શેઠને સમરલે, ભૂળગી પડે ન મુશ્કેલી. ૩
પાંચ આંગળીએ પરમારથ અર્થે, નથી વાપરતો પાઇ કે અધેલી,
દુર્લભ કહે દાવ આધે જેમ, જીવ દાદરો દેશે ઠેલી હાય. ૪



## જ્યાં સાસુ-વહુનો મેળ હશે.

ઘર સ્વર્ગ થકી ચઢિયાતું થશે, જ્યાં સાસુ વહુનો મેળ હશે;
રિદ્ધિ સિદ્ધિ આવી ત્યા વસશે, જ્યાં સાસુ વહુનો મેળ હશે. ૧
પુત્રી સમ માને પુત્રવધૂ, ભેગું થાતું ત્યાં સુખ બધું;
આંખોની કીકી ત્યાં હસશે, જ્યા સાસુ વહુનો મેળ હશે. ૨
સુખ દુઃખમા પરસ્પર ભાગી, એ દિલમા છે જ્યોતિ જાગી,
એ એક બીજા સાથી બનશે, જ્યા સાસુ વહુનો મેળ હશે. ૩
સંસ્કારો પડશે બાળકમાં, નહીં ઇર્ષા રોગ કદી નખમાં,
સાજાં નરવાં જગમાં જીવશે, જ્યાં સાસુ વહુનો મેળ હશે. ૪
'પુનિત' આ વિશ્વે થઇને, પહોંચે પ્રભુ ચરણોમા જઇને,
સૌને દાખલો લેવાનો મળશે, જ્યાં સાસુ વહુનો મેળ હશે. ૫



## પાપનું પ્રાયશ્ચિત્ત

લે. સંતબાલ

[ આર્યા ]

પરમાત્માને પ્રણમીને પાપ બધાંને પ્રતિક્રમું આજે,
મન વાણી કાયાથી દોષો નિંદી શુદ્ધ બનું આજે. ૧

[ ઉપજાતિ ]

પ્રમોદ જાગે ન ગુણીજનોમાં, મૈત્રી ન જામે જગ જંતુઓમાં,
દિલ દ્રવે ના જન દુઃખ દેખી, તે કષ્ટનું મૂળ મને જણાયે. ૨

કુબુદ્ધિથી હું વ્રતને ઉલ્લંઘ્યો, પ્રમાદથી મેં અતિચાર કીધો,
અરે ! અનાચાર ઘણાં કર્યાં મેં, નિંદ્યા બધા દોષને પ્રતિક્રમું છું. ૩

પંચેંદ્રિયો કે વિકલેન્દ્રિયોને, શાથી અરે ચિત્ત હણી દુભવ્યાં, ?
સંકલ્પ આજે સબળો કરીને, હિંસાથી મારા મનને નિવારૂં. ૪

જ્યા સૂક્ષ્મ જંતુ અધિકાં હણાયે, તે દોષનું કાર્ય ખરૂં ગણાયે,
વિવેક ને સંયમ આજ શીખી, તે દોષને હું ન કરૂં હવેથી. ૫

અરે! પાડોશી (કુટુંબી) જન લાગણીને, હા કર્મ વાણી મનથી દુભાવી,
તે સૂક્ષ્મ હિંસા પણ દોષપુંજ, દુષ્કર્મ તે આજ બધું પ્રજાળું. ૬

પ્રાણી જનોકો હણશો ન તેથી, હણાય દેહો ન હણાય દોષો;
શોધી હણો દોષ તણુંજ, મૂળ હિંસા થકી ચિત્ત તમે નિવારી. ૭

દેખાય આ વિશ્વતણાંજ પ્રાણી, સૌ ઈચ્છતા મિત્ર થવા ન વૈરી,
આત્મા બધા છે સ્વસમાનરૂપ, શાને હણે મૂઢ! વિવેક શૂન્ય! ૮

વ્યાપારમાં કે બહુ અન્ય સ્થાને, લોભી બની મેં સુવિચારશૂન્ય,
કીધા દગા કેક મૃષા પ્રપંચ તે, તે હણું આજ અસત્ય દોષ. ૯

છે સત્ય એ સૌ વ્રતનુંજ મૂળ, જ્યાં સત્ય ત્યાં જ્ઞાન સુશાન્તિ મૂળ,
તે સત્યમાં હું મન દેહ વાણી જોડીશ, એ નિશ્ચય આજ મારો. ૧૦

ખાધું પીધું વસ્ત્ર સજ્યાં મજાનાં આનંદ લૂંટયો ધનથી બીજાનાં,
કીધા બધા શોખ અરે નકામાં, તે સ્તેયના દોષ હવે નિવારૂં. ૧૧

સ્વાર્થી બની મેં ધન અલ્પ આપી, લીધું વધુ કાર્યે જ અન્ય પાસે,
રે રે અનર્થો બહુ સ્વાર્થ કાજે, છાજે ન તે દોષ હવે તજું છું. ૧૨

કીધી કુદ્રષ્ટિ પરદાર દેખી, સેવી પરસ્ત્રી વિષયાંધભાવે,
કીધા અરે સૃષ્ટિ વિરૂદ્ધ સંગો, દુષ્કર્મ તે મૂળ થકી પ્રજાળું. ૧૩

ભાર્યા સખા ને સતપ્રેમપાત્ર, સદ્દરત્નદાત્રી ન વિકારપાત્ર
માની સદા હું સહચારિણીથી, રાખીશ સુસ્નેહ ખરો હવેથી. ૧૪

વેચી સુતા વિત્ત લઈ બૂઢાને, કીધાં હશે મેં અણમેળ લગ્ન,
સ્વાર્થે ઠગ્યાં કૈંક સુદંપતિને, તે દોષની આજ કરૂં વિશુદ્ધિ. ૧૫

રાખી સદા સંયમ ઇંદ્રિયોનો, સો જીભના સ્વાદ હવે જીતીને,
વિકારને ભોગવિલાસ છોડી, સ્ત્રી માત્ર માનું જનની સમાન. ૧૬

ધને ધરામાં સુત કામિનીમાં, પદાર્થમાં રાગ મમત્વ પોષ્યું,
અધર્મમાં વ્યાકુળ ચિત્ત તેથી, સંસારમાં શાંતિ ન લેશ પામે. ૧૭

સંચેલ આ વસ્તુ ન શર્ણ આપે, મૂકી સિધાવ્યા નર કૈંક શાણા,
છે અલ્પ આયુ કર કર્મ સારૂં, હે આત્મા તું આ નરદેહ પામી. ૧૮

મળ્યું ઘણું તોય ન લોભ છૂટયો, વિદેશ આવી કરતાં કમાણી,
વ્યાપારમાં પાપ અનેક કીધાં, દુષ્કર્મ તે સર્વ હવે વિદારૂં. ૧૯

ખાવાપીવામાં ન મળે સીમા કૈં, કિંવા ગ્રહી ટેક કદી ન પાળું,
જરૂરિયાતો અધિક વધારી, તે દોષને આજ થકી નિવારૂં. ૨૦

અનિષ્ટ યોગે પ્રિયના વિયોગે, ચિંતા વિષે રોગ વિષે તથા જે,
પીડા અને શોક અનર્થ થાય, તેને હણું આત્મબળોથી આજે. ૨૧

વિશુદ્ધ સામાયિક પૌષધાદિ, અધ્યાત્મ ભાવે ન કર્યાં કદાપિ.
કીધાં વ્રતો આશા અનેરી રાખી, તે પાપને આજ હણું વિચારી. ૨૨

જે દ્રવ્ય વિદ્યા અધિકાર શકિત, પામ્યો પ્રજાની ભીડ ભાંગવાને,
તે સાધનોથી ન થયા સુકર્મ, તે દુઃખ મારા મનમાં ન માય ૨૩

કર્યાં ઉપાયો સુખ શાન્તિ સારૂ, તથાપિ દુઃખો જગમાં જણાયાં,
તે દુઃખનું મેં મૂળ આજ શોધ્યું, જ્યાં દુઃખ ત્યાં હું સુખનેજ માનું. ૨૪

આત્મા જરા મૃત્યુ થકી વિભિન્ન, વિજ્ઞાનરૂપે સુખ સિંધુલીન,
સાચું અરે આ સુખ છોડી મારૂં, દેહે ભમે શું મન તે નઠારૂં. ૨૫

છોને સજો ભૂષણ વસ્ત્ર ખાસ, સિંચો ભલે પુષ્પ તણી સુવાસ.
દુર્વાસપૂર્ણ પ્રતિરોજ થાય ત્યાં, મોહ શો રોગ ગૃહ ગણાય. ૨૬

પળે પળે આયુષ્ય અલ્પ થાય, સંધાય ના જીવન ચાલ્યું જાય,
મૂકી છતાં બાહ્ય સુખ સ્વમાર્ગે. વળે ન આત્મા મમ મૂઢ કેવો ૨૭

માતા પિતા મિત્ર સુપુત્ર પત્નિ, ન એ બધાં મૃત્યુ થકી નિવારે,
વિપત્તિ ને મૃત્યુ તણાજ કાળે, સદ્ધર્મ પુણ્ય શરણું જ આપે. ૨૮

રાગાદિ દોષ ઘનઘાતી કર્મ, મારી અધ્યાત્મ જ્યોતિ વળી, કેવળજ્ઞાનધારી;
ચોત્રીશ જે અતિશયો ધરીને વિલાસે, ને વિશ્વના જન હિતાર્થે, સુબોધ ભાષે; ૨૯

છે સૂર્ય કાન્તિ સમદેહ સુદીપ્યમાન, આકાર વર્ણ શુભ ચિન્હ, સુરમ્યસ્થાન;
ભંડાર તે ગુણતણા અરિહંતદેવ, તેની કરૂં મન અને, મુખેથી સુસેવ. ૩૦

[ માલિની ]

સકલ સુભગ વર્ણું દુઃખ સંસાર તીર્ણ
અચલ સુખસ્વરૂપું સિદ્ધિસ્થાન પ્રપન્ન,
વિગત સકલ કર્મ જ્યાં નથી જન્મધર્મ
જિનપતિ ગુણગાઉ તે તેજ સર્વજ્ઞના હું. ૩૧

[ વસંત તિલકા ]

છત્રીસ સદ્ગુણ ધરી સમભાવ યુક્ત,
જ્ઞાન ક્રિયાધર સુવાચક શાસ્ત્રપૂર્ણ;
સદ્બોધ દાન કરતા જગજંતુઓને,
આચાર્ય કીર્તિધરને મુજ વંદના હો. ૩૨-૩૩

[ વસંત તિલકા ]

પાખંડભંગ કરતાં અગિયાર અંગો,
શીખી સુયુદ્ધ કરતા નિજકર્મ સંગે;
શંકા નિવારી જનને નિજધર્મ સ્થાપે,
નિર્મોહી દાન્ત નમુ પાઠક સાધુજીને. ૩૪-૩૫

જ્યાં નિત્ય પાંચ સમિતિ ત્રણ ગુપ્તિભાન,
ને ત્યાગ, સંયમ, ક્રિયા, ધનનાં નિધાન;
જ્યાં ક્ષાન્તિ કોપ શમવા જલના સમાન,
તે ધ્યાન, પાપ વિકથા હણવા કૃપાણ ૩૬

સ્વાધ્યાયરક્ત દુરિતૌઘ વિદારનાર,
સંસાર પાર કરનાર સુધર્મધાર,
જે છે સુસંત ગુણવંત મહંત તેને,
કાયા વચન મન થકી નમું વારંવાર. ૩૭

[ અનુષ્ટુપ ]

દેવ ગુરુ તથા ધર્મ આરાધીને સુભાવથી,
કલ્યાણ ધ્યેયને સાધું, બીજી આશા કંઈ નહિ ૩૮

[ શાર્દૂલ ]

છેલ્લા શ્વાસ સુધી નિરંતર રહો,
આ સંયમી ભાવના;
અધ્યાત્મ સ્થિતિમાં વહો મુજ ઉરે,
કલ્યાણની સાધના;
આવે કાળ ભલે વિપદ્ શિર પડે,
ના દુઃખ કે વાસના;
થાજો પ્રાપ્ત સુધર્મ અંત સમયે,
એકે બીજી આશ ના. ૩૯



## સાધક સહચરી.

લે. સંતબાલ.

### (૧) સાધક વર્ગ.

પ્રતિમાસે કરે દાન જે દશલાખ ગાયનું;
તેનાથી સંયમી શ્રેષ્ટ ભલે આપે ન તે કશું. ૧

પે'લું જ્ઞાન દયા પશ્ચાત્ માની સૌ સંયમી રહે;
અજ્ઞાની જાણશે કયાંથી હિતાહિત વિવેક ને ? ૨

તેજ જ્ઞાનીજનો છે જે ન હણે કોઇ જીવને;
અહિંસા સમતા એ બે જ્ઞાનીનાં ખાસ લક્ષણો. ૩

હિંસા અસત્ય ને ચોરી અબ્રહ્મચર્ય સેવન;
ભોગલિપ્સા તથા લોભ સંયમી તે સદા તજે ૪

સંયમી જે ગૃહસ્થો તે ઉત્તમ કોઇ ભિક્ષુથી;
પણ સુસાધુનો ત્યાગ ગૃહસ્થોથી ચડે સદા. ૫

ગૃહવાસે રહીનેય વિવેકી સંયમી જાન;
અશુદ્ધ દેહને ત્યાગી સાધશે સ્વર્ગ લોકને. ૬

મહા તળાવને જેમ આવ રોકી ઉલેચતા;
સૂર્યના તાપથી પાણી શોષાશે ક્રમથી બધું. ૭

તેમ સંયમથી પાપો રોકાતાં સંયમી તણાં;
કરોડો ભવથી સચ્યાં તપથી જીર્ણ તે થશે. ૮

રુક્ષવૃત્તિ સુસંતુષ્ટ અલ્પેચ્છુ સંયમીજન;
કરે ના તે કદી ક્રોધ જિન ધર્મે રતિ ધરી. ૯

બ્રહ્મચર્ય, દયા, લજ્જા ચોથે સ્થાને સુસંયમ;
એ વિશુદ્ધિ તણાં સ્થાન છે આત્માર્થી મુમુક્ષુનાં. ૧૦

નિર્મમ, નિરહંકારી નિઃસગી, ત્યકત ગૌરવ;
સમતા સર્વ જીવોમાં ધરે છે તે મહામુનિ ૧૧

સંચય ન કરે સાધુ સંયમી અણુ માત્રનો;
નિઃસ્વાર્થી ને અનાસકત અને તે જગવલ્લભ ૧૨

આર્તતા રૌદ્રતા છોડી ધરે જે ધ્યાનને મુનિ;
જ્ઞાનીઓએ કહ્યું ધ્યાન ધર્મ કે શુકલ તે ખરૂં. ૧૩

કોઇને જે ન ધિક્કારે ન કરે કલેશની કથા;
મિત્રતા સર્વથી રાખે જ્ઞાનનો મદ ના કરે. ૧૪

અચપલ અને નમ્ર નિર્માયી અકુતૂહલી,
છૂપાવી પાપ ના રાખે ન કોપે મિત્ર સૌ ગણી. ૧૫

અપ્રિય મિત્રનું શ્રેય ગુપ્ત રીતે સમાચરે;
ક્રીડા ને કલેશનો ત્યાગી બુદ્ધિમાન કુલીન તે ૧૬

લજ્જાયુકત તથા શ્રેષ્ટ જિતેન્દ્રિય સદા રહે;
પંદર લક્ષણોથી જે યુકત તે સુવિનીત છે ૧૭

બ્હીને ભાગી જતાં દૂરે મૃગલા જેમ સિંહથી;
તેમ ધર્મિષ્ટ મેધાવી સાધકો પાપથી ડરે ૧૮

ધર્મ કાજે ક્ષુધા, ઠંડી, તૃષા, તથા ભય;
સહે તે દુઃખને માની દેહદુઃખે મહાફળ ૧૯

નિજ ઘર બળે જ્યારે ત્યારે તે ઘરનો ધણી;
મૂલ્યવાન પદાર્થોને સૌથી પ્રથમ કાઢશે. ૨૦

જરા ને મૃત્યુથી તેમ આ બધું સળગે જગત,
તેમાંથી સત્ત્વ આત્માનું ઉગારી લે સુસાધક. ૨૧

અગ્નિહોત્રી નમી હોમે અગ્નિ મંત્ર આહુતિ;
તેમ ગુરુ તણી ભકિત પૂર્ણ જ્ઞાની કરે મુનિ. ૨૨

જેનાથી ધર્મશિક્ષા લે વિનય તે તણો કરે;
કૃતાંજલિ, શિરે વંદે વાણી ને મન કર્મથી. ૨૩

નિઃશાંત મિત્રભાવેથી જ્ઞાની જન થકી સદા;
શીખી લે અર્થ વિજ્ઞાન અર્થહીન તજી બધું. ૨૪

જિનાજ્ઞા આચરે ભાવે તે માંહે અનુરક્ત જે;
સાધુ પવિત્ર અક્રોધી તે પામે ભવપારને. ૨૫

જે રસાસક્ત દુ:શીલ નરકાવાસ તે જશે;
ભિક્ષુ હો કે ગૃહસ્થી હો સ્વર્ગ પામે સુસંયમી. ૨૬

બ્રહ્મચર્ય ક્ષમા જેને પ્રિય છે તપ, સંયમ;
પ્રાણાંતે સાધકો તે તો પામે દિવ્યગતિ શિવ. ૨૭

નિદ્રાનો શોખ ના રાખે તજે હાંસી મજાકને;
રમે ન ગુપ્ત વાતોમાં સ્વાધ્યાયરક્ત સાધક ૨૮

નિંદે ન અન્યને કિંવા પ્રશંસે નિજને નહીં;
તપને બળ વિદ્યાનું અભિમાન ધરે નહીં ૨૯

દુર્જય કામભોગોને નિશ્ચે ત્યાગે સુસાધક;
સર્વ શંકા તણાં સ્થાનો તપસ્વી તે વળી તજે. ૩૦

બુદ્ધોની શત્રુતા જેવું વાણી કે કર્મથી કંઇ;
પ્રગટ ગુપ્ત રૂપે વા કદાપિ તે કરે નહીં. ૩૧

કરે ન કોપ શિક્ષાથી ક્ષમા રાખે સુપંડિત;
ક્ષુદ્રોના સંગને છોડી ક્રીડા હાસ્ય તજે સદા. ૩૨

કદી ચંડાલનાં કર્મો ક્રોધાદિક કરે નહીં;
બહુ પ્રલાપ છોડીને એકાંત ધ્યાનમાં રહે. ૩૩

કરી ચંડાલનું કર્મ કદી છુપાવશે નહીં;
ગુરુની સન્મુખે સર્વ સ્વ દોષાદોષ દાખવે. ૩૪

થતાં અધર્મનું કર્મ જાણતાં કે અજાણતાં;
પ્રાયશ્ચિત્તે થઇ શુદ્ધ બીજું પાપ કરે નહીં. ૩૫

ભૂલથી દોષને સેવી છૂપાવે ગુરુથી નહીં;
શુદ્ધ હૃદય તે રાખે અનાસક્ત જિતેન્દ્રિય. ૩૬

સડેલી કૂતરી જેમ તિરસ્કારાય સર્વથી;
દુ:શીલ શત્રુ જેવા તે તેવી પામે તિરસ્કૃતિ. ૩૭

દાવાગ્નિથી બળે જ્યારે વનમાં અન્ય જંતુઓ;
મોજ માણે બીજાં પ્રાણી વશ્ય જે રાગદ્વેષને ૩૮

કામ ને ભોગમાં રકત મૂઢ તેવાજ માનવો;
બળતું આ નથી જોતા રાગ દ્વેષાગ્નિથી જગત. ૩૯

ગુમાની બાળ માયાવી દુર્વાદી ક્રોધી ને શઠ;
ભવાબ્ધિમા વહે તે તો કાષ્ટ જેમ પ્રવાહમાં ૪૦

દેવલોક સમી દીક્ષા લાગે મીઠી મહર્ષિને;
સંયમ શકિત હીણાને મહા નરક સદૃશ. ૪૧

ધાન્યની ટોપલી છોડી વિષ્ટાને ભૂંડ ખાય છે,
તેમ સુશીલતા છોડી મૂઢ કુશીલમાં રમે. ૪૨

સ્વાર્થમાં રકત ને લુબ્ધ જે બહુ પાપને કરે;
અસંતુષ્ટ સદા ભ્રાંત તે નિર્વાણ ન પામશે. ૪૩

કીધુ શું મેં ? ન શુ કીધું ? શકય તે શું ન આચર્યું;
ભૂલ્યો કયાં ને થયું પાપ ફરી શાથી નહીં બને. ૪૪

બીજા માને મને ધર્મી હું કેવો આત્મવચક !
પે'લે કે પાછલે પોરે રાત્રિએ એમ ચિંતવે, ૪૫



## આત્મવર્ગ

જ્ઞાન, દર્શન, ચારિત્ર તપ ને વીર્ય સાધનો;
ઉપયોગ સદાવર્તી આત્માના એજ લક્ષણો ૧

અમૂર્ત ભાવથી આત્મા ઇંદ્રિયોથી અતીત છે;
નિત્ય છતા સ્વદોષોથી તેને છે ભવબંધનો. ૨

આત્મા કર્તા તથા ભોકતા કર્મથી સુખ દુઃખનો;
શત્રુ જેવો કુકર્મોથી સુકર્મોથી સખા સમો ૩

નંદનવન શો આત્મા કામધેનુ સમો પુન;
વૈતરણી નદી જેવો આત્મા આ કૂટશાલ્મલી ૪

દમવા યોગ્ય આત્મા છે આત્મા દુર્દમ્ય છે ખરો,
દમો આત્મા સુખી થવા લોકમા પરલોકમાં. ૫

સંયમ ને તપશ્ચર્યાથી આત્માને દમવો ભલો;
દમાશે નહીં તો બીજાં વધ ને બંધનોથી તે. ૬

મહા સંગ્રામમાં જીતે જે યોદ્ધો દસ લાખને;
તેથી શ્રેષ્ટ દુરાત્માનો વિજેતા જય મેળવે ૭

ગળાનો કાપનારો યે શત્રુ બુરુ કરે ન જે;
દુર્બુદ્ધિ તે દુરાત્માની પોતામાં રહીને કરે. ૮

લડો સૌ આત્મસંગ્રામે બીજા સંગ્રામ શા કરો!
શુદ્ધાત્માથી દુરાત્માને જીતીને સુખ મેળવો. ૯



## ધર્મમાર્ગ

ધર્મ મંગલ ઉત્કૃષ્ટ અહિંસા તપ સંયમ;
દેવો પણ નમે તેને જેનું ધર્મે સદા મન, ૧

પ્રાણીહિંસા, મૃષાવાદ મૈથુન ને પરિગ્રહ;
અદત્ત ને નિશાભોજ્ય ત્યાગે ધર્મિષ્ટ તે બને ૨

આજ ધર્મ ખરો નિત્ય શાશ્વતો નિજ વર્ણવે;
મુક્તિ પામ્યા ઘણા એથી બીજાયે મુક્તિ પામશે. ૩

સરળ શુદ્ધ છે જેનું ચિત્ત ત્યાં ધર્મની સ્થિતિ;
ઘી સિંચ્યા અગ્નિની પેઠે શુદ્ધ નિર્વાણ પામશે ૪

મનુદેહ મળે તોયે ધર્મની શ્રુતિ દુર્લભ;
જે ધર્મ શ્રુતિથી પામે અહિંસા તપ ને ક્ષમા. ૫

મનો રમ્ય મળે ભોગો સંપત્તિ દેવની મળે,
પુત્ર, મિત્રો મળે તોયે એક ધર્મ ન સાંપડે. ૬
પ્રવાસી આવી માર્ગે જાય ભાતું લીધા વિના;
જઇને થાય તે દુ:ખી પીડા પામી ક્ષુધા થકી. ૭
આચર્યા વિણ સદ્ધર્મ જે જાયે પરલોકમાં;
દુ:ખી તે જઇને થાયે વ્યાધિ–રોગથી પીડિત. ૮
પીધેલું ઝેર ને શસ્ત્ર પકડેલું કુરીતિથી;
હણે, માલિકને તેમ વિષયાપન્ન ધર્મ તે. ૯
સડે છે ઘોર દુ:ખોમાં જે નરો પાપ આચરે;
સંપત્તિ સ્વર્ગની પામે જે નરો ધર્મ આચરે. ૧૦
સ્વજેવા સર્વ જીવોને દેખે સમાન દૃષ્ટિથી;
પાપ પ્રવાહ રોકીને દાન્ત પાપ ન બાંધશે. ૧૧
ચાલતાં, બોલતાં, ખાતાં સૂતાં કે બેસતાં વળી;
જાગ્રતિ વર્તતી જેની તેને પાપ ન પીડશે. ૧૨



## વિકાસ વર્ગ.

મૂળથી થડ વૃક્ષોનાં ડાળીઓ થડથી ઉગે;
ડાળીથી ડાંખળીઓ ને પાન, ફૂલ તથા ફળ. ૧
વિનય ધર્મનું મૂળ ક્રમથી મોક્ષને ફળે;
કીર્તિ જ્ઞાન પ્રશંસા ને કલ્યાણ પ્રાપ્તિ તે થકી. ૨
જ્ઞાન શ્રવણથી જન્મે વિજ્ઞાન જ્ઞાનથી ઉગે;
વિજ્ઞાને પાપનો ત્યાગ સંયમ પાપ ત્યાગથી. ૩
સંયમે પાપનો રોધ ને તેથી તપ સંભવે;
તપથી કર્મનો નાશ અક્રિય આત્મા મુક્તિ ને ૪



## વ્રત વિચાર વર્ગ.

વિષય, વિકથા, નિંદા કષાય, મદ પાંચ એ;
વેરી રુપ પ્રમાદો જે ભમાવે ભવચક્રમાં. ૧

નિત્ય આળસને ત્યાગી મન વાણી તથા ક્રિયા;
જે જોડે સાધુના ધર્મ તે યોગી મુક્તિ મેળવે. ૨

પોતાના સ્વાર્થના કાજે હણાયે બહુ જંતુઓ;
નથી કલ્યાણ તેમાં કેં પોતાનુ કે પારકું. ૩

વ્રતોમાં સર્વથી શ્રેષ્ટ અહિંસા વીર વર્ણવે;
સર્વ જીવો દયા પાળો દયાનુ મૂળ સંયમે. ૪

જીવવા ઇચ્છતાં પ્રાણી ન ઇચ્છે કોઇ મૃત્યુને;
તેથી પ્રાણી તણી હિંસા ત્યજે નિર્ગ્રંથ સાધકો. ૫

લોકમાં જેટલા પ્રાણી સ્થાવર અથવા ત્રસ;
જાણીને કે ન જાણીને હણાવે કે હણે નહિ. ૬

આ લોકમાં મૃષાવાદ નિંદ્યો છે સર્વ સાધુએ;
અશ્રદ્ધા લોકમાં વ્યાપે મૃષા તેથી સહુ તજો, ૭

પોતા માટે પરાર્થે વા ક્રોધથી ભયથી તથા,
કદી હિંસા ભરી ભાષા વદાવે કે વદે નહીં. ૮

બે બોલનારની વચ્ચે બોલાવ્યા વિણુ ના વદે;
પૂઠે નિંદા સદા ત્યાગી માયા અસત્યને તજે. ૯

કાઢયે લોખંડના કાંટા ક્ષણિક દુઃખ ઊપજે;
કટુ વાણી તણા કાંટા જન્માવે વૈર ને ભય. ૧૦

અશ્રદ્ધા ઊપજે જેથી શીઘ્ર કોપે બીજો જન;
તેવી દૂષિત ભાષાને ન વદે સાધુ સર્વથા. ૧૧

પરિમિત અસંદિગ્ધ સંપૂર્ણ વ્યકત ને સ્ફુટ;
પરિચિત અનુદ્વેગી ભાષાને સંયમી વદે, ૧૨

નિર્જીવ જીવતી કિંવા વસ્તુ હો અલ્પ કે બહુ;
દાતણની સળી માત્ર આજ્ઞા આપ્યા વિના કદી. ૧૩

નહીં ગ્રહે સ્વયં કિંવા ગ્રહાવે અન્યથી નહીં;
અદત્ત જે ગ્રહે તેને અનુમોદે ન સંયમી. ૧૪

વસ્ત્ર પાત્ર તથા જે કૈ રજોહરણ કંબલ;
સાધુ સંયમ રક્ષાર્થે રાખે કિંવા ભલે સજે. ૧૫

ન પરિગ્રહ તે કીધો જ્ઞાતપુત્ર મહર્ષિએ;
તે પરિગ્રહ મૂર્છામાં માને છે લોકના પ્રભુ ૧૬

પ્રાયશ્ચિત્ત તથા સેવા સ્વાધ્યાય ને વિનીતતા;
કાયવ્યુત્સર્ગ ને ધ્યાન એ આભ્યંતર છે તપ ૧૭

કાયકલેશ રસ ત્યાગ વૃત્તિ–રોધ ઉણોદરી;
પૂર્ણોપવાસ એકાંત કહ્યું છે બાહ્ય તે તપ. ૧૮

આંતરિક તથા બાહ્ય આચરે તપ જે મુનિ;
વિવેકી શીઘ્ર તે સાધુ કર્મથી મુકત થાય છે. ૧૯

તપના બાણથી વીંધે જે સાધુ કર્મકંચુકો;
તે સાધુ બંધનો કાપી સર્વથા મુકત થાય છે. ૨૦

❀

## બ્રહ્મચર્ય વર્ગ

અબ્રહ્મચર્ય છે ઘોર દુષ્ટ પ્રમાદનું ગૃહ,
મુનિઓ તે નહિ ઇચ્છે સાવધાન રહી સદા. ૧

મૂળ એ છે અધર્મોનું પાત્ર છે મહાદોષનું;
મૈથુન સંગને તેથી નિર્ગ્રન્થો સર્વથા તજે ૨

વિભૂષા સ્ત્રી તણો સંગ રસાળાં સ્વાદુ ભોજન;
કરાલ ઝેરના જેવાં તે આત્માર્થી મુમુક્ષુને. ૩

જેમ કુકકુટ બચ્ચાંને બિલાડીનો સદા ભય;
તેમ છે બ્રહ્મચારીને સ્ત્રીના સંસર્ગનો ભય. ૪

ન સેવવા બહુ સ્વાદો જે કરે દીપ્ત ઇંદ્રિયો;
વિકારો પીડશે જેમ પક્ષીઓ ફળ સ્વાદુને. ૫

શ્રૃંગાર ચિત્ર ભીંતોનાં તથા સૌંદર્ય સ્ત્રીતણું,
વિકારી દ્રષ્ટિથી કો દી બ્રહ્મચારી જુએ નહીં. ૬

સ્ત્રીઓનાં અંગ પ્રત્યંગ ચારુ વેણુ નિરીક્ષણ;
ન દેખે ચિંતવે સાધુ કામ રાગ વિવર્ધક. ૭

સ્ત્રીનાં સ્તનિક ને ગીત હાસ્ય કન્દન કૂજિત;
આંખ કે કાનથી તેને બ્રહ્મચારી ન ભોગવે. ૮



## શુદ્ધિવર્ગ.

જીવ છે જ્યોતિનું સ્થાન તપ શાશ્વત જ્યોતિ છે;
સત્કર્મ કડછી રૂપ શરીર યજ્ઞ વેદિકા. ૧

કુકર્મ લાકડાં રૂપે સંયમ શાંતિ મંત્ર છે;
એવો યજ્ઞ કરો ભાવે જે પ્રશંસ્યો મહર્ષિએ. ૨

ધર્મ છે જળનો કુંડ બ્રહ્મચર્ય સુતીર્થ છે;
તેમાં નાહ્યે જશે દોષો શાંતિ ને શુદ્ધ પામશે. ૩



## શ્રમણવર્ગ.

દુરાત્મા છે મહાશત્રુ કષાયો ઇંદ્રિયો વળી;
જીતી તેને યથા ન્યાયે વિહરે તે મહામુનિ. ૧

ભવ તૃષ્ણા લતા ભુંડી ભીષણ ફળને ફળે;
છેદીને મૂળથી તેને વિહરે તે મહામુનિ. ૨

પૂજા સત્કાર ને સેવા કીર્તિ સન્માન અર્ચન;
થાઓ કિંવા ન થાઓ તે વાંચ્છા સેવે ન સાધકો. ૩

અવ્યગ્રહ ચિત્તને રાખી પ્રશસ્ત સંયમી સદા;
આક્રોશ વધ ને કષ્ટો સહે ધૈર્યથી સાધુ તે. ૪

વસ્ત્ર, ગંધ, અલંકારો સ્ત્રીઓ ને શયનાસનો;
પરાધીનપણે ત્યાગે તેથી ત્યાગી ન તે બને. ૫

સુંદર પ્રિય ભોગોને જે પામી અળગા કરે;
સ્વાધીન પ્રાપ્ત ભોગોને ત્યાગી તે ત્યાગી છે ખરો. ૬

પશુ, નર તથા દેવો લોકમા દુ.ખ જે સહે;
તે જન્મ્યું કામ તૃષ્ણાથી તે આસકિત તજે મુનિ. ૭

વૃક્ષ પુષ્પો વિષે જેમ પીએ છે ભમરો રસ;
પુષ્પને કષ્ટ ન આપે પોતાને પોષવા છતાં. ૮

તેમ તપસ્વી ને ત્યાગી સાધુઓ લોકને વિષે;
દત્તભિક્ષા ગવેષીને ભમરા જેમ નિર્વહે. ૯

ધર્મ બાગે ફરે ભિક્ષુ ધીર ને ધર્મ સારથી;
ધર્મમાં રકત દાન્તાત્મા બ્રહ્મચર્ય સમાહિત. ૧૦

લાભ કે હાનીમાં નિંદા સ્તુતિમા મૃત્યુમાં તથા,
સુખ કે દુઃખમા જીવી સાધુ રાખે સમાનતા ૧૧

આતંક મૃગને જ્યારે થાયે મહા અરણ્યમાં;
ચિકિત્સા કો કરે તેની વૃક્ષના મૂળમા જઇ ? ૧૨

લાવી કોણ દવા આપે કે પૂછે સુખ કે દુ.ખને;
તેને દે કોણ લાવીને ખાન પાન કહો તમે ? ૧૩

નિરોગી તે બને જ્યારે ત્યારે જાય અરણ્યમાં;
લીલા ઘાસ અને પાણી શોધે છે ભોજનાર્થ તે ૧૪

ખાઈ પી ઘાસ અને પાણી લીલાં વને સરોવરે;
ચરીને મૃગચર્યાને પોતાનું સ્થાન પામતો ૧૫

રાગ દ્વેષ હણે તેમ સંયમી રહી એકલો;
મૃગચર્યા કરી તેમ પાંમે આત્માવિકાસને ૧૬

મોક્ષ સાધન હેતુથી ધારતો સાધુ દેહને;
આ ભિક્ષાવૃત્તિ નિષ્પાપી તે સારૂ વર્ણવી જિને. ૧૭

સમયે જાય ભિક્ષાર્થે ને પાછો સમયે ફરે;
કાળને ઓળખી કાર્ય કરે ભિક્ષુ વિચક્ષણ. ૧૮

તપસ્વી, સંયમી ત્યાગી સરલ ને સહિષ્ણુ જે;
સાધુ સંકટને વેઠે તેને સુલભ સદ્ગતિ. ૧૯

જેમ ગોવાળ ગાયોનો રખેવાળ ન માલિક;
રક્ષે ભંડાર ભંડારી કિંતુ ન દ્રવ્યનો ધણી. ૨૦

તેમ જ માનવી કોઇ સજીને સ્વાંગ સાધુનો;
સંયમને ન પાળે તો ન તે શ્રામણ્યનો ધણી. ૨૧

કરે કલહ જે ભિક્ષુ વાણી દારૂણ જે વદે;
હણાયે સાધુતા તેની તેવું કરે ન પંડિત ૨૨

સાંભળે બહુ કાનોથી દેખતો આંખથી ઘણું;
દેખેલું સાંભળેલું સૌ ભિક્ષુ બોલે નહીં કદી. ૨૩

જોયેલુ સાંભળેલું તે જે પીડા પરને કરે;
તેવું કં ના વદે ભિક્ષુ ગૃહસ્થાચારને તજે, ૨૪

દેહ સૌંદર્ય વૃત્તિથી બાંધતો કર્મ ચીકણા;
તે સાધુ કર્મના ભારે ડૂબે સંસાર સાગરે. ૨૫



## કર્મવર્ગ.

કર્મ પાશે કરી મૂઢ અત્યત દુઃખ વેઠતાં,
એવા જીવો હણાયે છે અમાનુષાદિ યોનિમાં. ૧

એકદા દેવલોકોમાં નરકોમાંય એકદા;
એકદા આસુરી કાયા પામે જીવ સ્વકર્મથી. ૨

કર્મના પડળો કાપે ભોગવે ક્રમથી પુન;
ત્યારે તે શુદ્ધિને પામી પામે માનવદેહને. ૩

સૂકેલાં મૂળિયાંવાળાં વૃક્ષો સિંચ્યાં ફળે નહીં;
તેમ ફળે નહીં કર્મો મોહનીય બળ્યા પછી. ૪

હિંસક મૂર્ખ ને જૂઠો માયાવી, ચાડિયો, શઠ;
માંસ ને મદિરા મસ્ત તે તેમાં મોજ માણતો ૫

જે રકત ધન, માયામાં મત્ત છે કર્મ વાણીથી;
અણુસિંચું દ્વિધા માટી સચે તે તેમ પાપને ૬

બને છે ભોગથી રોગી ત્યારે કલ્પાંત તે કરે;
દેખી ફળ સ્વકર્મોનાં બીએ છે પરલોકથી. ૭

ઝલાયો ચોર ચોરંતા પામે દુઃખ સ્વકર્મથી;
તે કર્મ તણી મુકિત ન થાયે ભોગવ્યા વિના. ૮

સુત, તાત, સખા, બંધુ કર્મભાગી બને નહીં;
એકાકી જીવ ભોકતા છે કર્તાને કર્મ ઓળખે. ૯



## વિશ્વવર્ગ.

જન્મ દુઃખ, જરા દુઃખ રોગ ને મૃત્યુ એ દુઃખ;
અહો છે દુઃખી સંસાર જ્યાં પામે દુઃખ જંતુઓ ૧

શરીર એક છે નૌકા તેનો છે જીવ નાવિક;
સમુદ્રરૂપ સંસાર જે તરે તે મહાજન ૨

અજ્ઞાની જેટલાં લોકો તે સર્વે દુઃખપાત્ર છે,
મૂઢો અનંત સંસારે જન્મ મૃત્યુ વિષે ભમે. ૩

ઝેર ખાઇ મરે કોઈ મરે કો જળમાં ડુબી;
શસ્ત્રનો ઝાટકો ખાઇ મરે કો અગ્નિમાં બળી. ૪
અનાચારી દુરાચારી અકાળ મૃત્યુ જે કરે;
તે ફરે જન્મના ફેરા તોયે પાર ન પામતો. ૫



## વેરી વર્ગ.

રાગ ને દ્વેષ કર્મોનાં બીજ કર્મ છે મોહનું;
જન્મ મૃત્યુ રૂપી દુઃખ તેનું યે મૂળ કર્મ છે. ૧
રાગ ને દ્વેષ બે પાપી પાપકર્મ પ્રવર્તકો;
તે સદા ભિક્ષુ કે જે ન ભમે ભવચક્રમાં. ૨
ખગને પ્રસવે ઇંડું ઇંડાંને પ્રસવે ખગ,
તેમ મોહ થકી તૃષ્ણા તૃષ્ણાથી મોહ જન્મતો. ૩
ક્રોધ, માન તથા માયા લોભ છે પાપ વર્ધક;
વમે તે ચાર દોષોને આત્મ કલ્યાણ ઈચ્છુક. ૪
હેત પ્રીત હણે ક્રોધ માન વિનયને હણે;
મિત્રતાને હણે માયા લોભ તો સર્વને હણે. ૫
શ્રુત શીલ તપશ્ચર્યા રૂપી પાણીની ધારથી;
અગ્નિ તુલ્ય કષાયો જે કરીને ન દઝાડતાં. ૬
પૂર્ણ જ્ઞાન પ્રકાશતાં અજ્ઞાન મોહ વર્જતાં;
રાગદ્વેષ જતાં પામે એકાંત સુખ મુક્તિનું. ૭

*

## પાપશ્રમણ વર્ગ.

જે કોઇ થઇને સાધુ નિદ્રાશીલ રહે બહુ;
ખાઇ પીને સુખે પોઢે પાપ સાધુ ગણાયતે. ૧

દહીં દૂધ તથા બીજા રસીલાં ભોજનો ભજે;
તપમાં પ્રીતિ ના ધારે પાપ સાધુ ગણાય તે. ૨

આચાર્યાધ્યાપકો જેણે વિનય જ્ઞાન શીખવ્યાં;
તેમની જે કરે નિંદા પાપ સાધુ ગણાય તે. ૩

સ્વપ્નજ્ઞાન તથા જ્યોતિષ અંગવિદ્યા પ્રયોગથી;
આજીવિકા ચલાવે જે તે સાધુ સાધુ ના કદી ૪

માયાવી બહુ વાચાલ લુબ્ધ માની, અસંયમી;
સ્વાર્થી અસ્નેહનું પાત્ર પાપ સાધુ ગણાય તે. ૫

વિવાદને ઉછેરે છે અધર્મી આત્મવંચક;
યુદ્ધ ને કલેશમાં રક્ત પાપ સાધુ ગણાય તે ૬

મહાવ્રતો ગ્રહી સાધુ પાળે નહીં પ્રસાદથી;
અનિગ્રહ રસાસક્ત તેના બંધન ના ત્રૂટે. ૭

જટા, મુંડન, નગ્નત્વ ચર્મ વલ્કલ છો સજે;
બાહ્ય વેશ બચાવે ના દુઃશીલ સાધુને કદી. ૮

જ્યારે અશક્તિથી સાધુ ઇંદ્રની જેમ પૃથ્વીમાં,
સર્વ ધર્મ થકી ભ્રષ્ટ થતાં પસ્તાય છે પછી ૯

અનાર્ય ભિક્ષુ કો જ્યારે ભોગાર્થે ધર્મને ત્યજે;
ત્યારે તે બાલવત્ મૂર્ખ ન જાણતો ભવિષ્યને ૧૦

ઘેરાઇ પુત્ર દારાથી ફસે જે મોહજાળમાં;
પંકમાં નાગની પેઠે પુનઃ પસ્તાય છે પછી ૧૧



## જાતિ વર્ગ.

બ્રાહ્મણ કર્મથી થાયે થાયે ક્ષત્રિય કર્મથી;
વૈશ્ય કર્મ થકી થાયે થાયે શુદ્ર સ્વકર્મથી ૧

પ્રભાવ તપનો સાચો જાતિની ન વિશેષતા,
ચંડાલ જાતિમાં જન્મી હરિકેષ થયા ઋષિ ૨

જેમ પાણી વિષે જન્મી પદ્મ લેપાય ના જલે,
તેમ અલિપ્ત કામોથી રહે તેને ગણું બ્રાહ્મણ ૩

સુવર્ણ નિર્મળું થાય જેમ અગ્નિ વિષે તપી,
રાગદ્વેષ તજી તેમ શુદ્ધ થાયે સુબ્રાહ્મણ. ૪

જ્ઞાતિ ને બંધુઓ કેરા પૂર્વ સંબંધને તજી;
ન ભોગોમાં ફરી ચોટે તેને બ્રાહ્મણ હું વદું. ૫

ક્રોધ, માન, મૃષા હિંસા અદત્ત ને પરિગ્રહ,
ધરે તે બ્રાહ્મણો શાના ? જાતિ ને જ્ઞાન હો ભલે. ૬

ન સાધુ કેશ ચૂંટયેથી ન ૐ ઉચ્ચાર કર્યેથી દ્વિજ,
ન મુનિ વનવાસેથી વલ્કલોથી ન તાપસ ૭

સમતાથી બને સાધુ બ્રાહ્મણ બ્રહ્મચર્યથી,
તપસ્વી તપથી થાયે જ્ઞાનથી મુનિપુંગવ ૮



## શિક્ષા વર્ગ.

જેને છે મૃત્યુથી મૈત્રી જે જાણે મરવું નથી;
મૃત્યુથી જે છુટી ભાગે તે સૂએ સુખથી ભલે. ૧

આ મારૂં આ નથી મારૂં આ કર્યું મેં, ન આ કર્યું;
જલ્પતા એમ જીવોને હરે કાળ પ્રમાદ શો ! ૨

જરા જ્યાં સુધી ના પીડે જ્યાં સુધી વ્યાધિ ના વધે;
થઇ ઇંદ્રિય હાનિ ના ત્યાં સુધી ધર્મ આચરે. ૩

જનો જાગે, ન જાગ્યા તો પછી સદ્બોધ દુર્લભ;
વીતેલો કાળ નહીં આવે પુનઃનરદેહ દુર્લભ ૪

માનવી દેહની પ્રાપ્તિ દુર્લભ આર્યતા વળી;
ઘણા મ્લેચ્છો ભમે મૂઢ માટે પ્રમાદ ના કરો. ૫

વહી જે જાય છે રાત્રિ તે પાછી ફરતી નથી;
અધર્મ કરનારની જાયે નિષ્ફળે રાત્રિઓ. ૬

કુશાગ્રે ઓસનું બિંદુ સ્વલ્પ કાળ ટકી રહે;
જીવન તેવું મનુષ્યોનું ક્ષણે પ્રમાદ ના કરો. ૭

ઢગ સુવર્ણ રૂપાના હો કૈલાસ સમા ભલે,
ન છીપે લુબ્ધની તૃષ્ણા નભ્ર જેવી અનંત જે. ૮

સાહસિક અને ભીમ દુષ્ટ ઘોડા સમું મન;
દોડે તે વશ થાયે છે ધર્મ શિક્ષા લગામથી. ૯

સર્વે ગીતો વિલાપો છે સર્વે નૃત્યો વિટંબના,
સર્વે આભૂષણો બોજો કામના સૌ દુઃખાવહ. ૧૦

જે જાણે ધ્રુવ આત્માને જાણે અધ્રુવ જીવન;
આયુને અલ્પ માને તે નિવૃત્ત ભોગથી બને. ૧૧

ફળો કિંપાકનાં મીઠાં પરિણામે ન સુંદર;
ભોગવ્યા ભોગનું તેમ પરિણામ ન સુંદર. ૧૨

છે કર્મ લેપ ભોગોમા લેપાયે ન અભોગી કો ?;
ભોગી ભમે ભવાબ્ધિમાં અભોગી મુક્ત થાય છે. ૧૩

ચાર શ્રેષ્ટાંગની પ્રાપ્તિ દુર્લભ જીવને કહી;
મનુષ્યત્વ, શ્રુતિ, શ્રદ્ધા ચોથી સંયમમાં ગતિ ૧૪

લઇ જે કુળમાં જન્મ વસે જે સ્થાનને વિષે;
મારૂં તારૂં કરે મૂર્ખ, મમતા તે તણી ધરી. ૧૫

દ્રવ્ય, સહોદરો સર્વે પ્રાણરૂપ થતાં નથી;
તેમ જાણી જનો વર્તે કર્મથી મુકત થાય તે ૧૬

જેમ કો કોડીને કાજે સોના મ્હોર ગુમાવતો;
મૂર્ખ રોગી મરે જેમ અપથ્ય ફળ ખાઇને. ૧૭

જે કર્મભારથી મૂઢ અજ્ઞાની અંધ તે જનો;
સંતપુરુષો તણી શિક્ષા સુણીને આચરે નહીં. ૧૮

નિવૃત્તિ ને પ્રવૃત્તિ બે વૃત્તિઓ સર્વ જીવને;
પ્રવૃત્તિ સંયમે રાખો ને નિવૃત્તિ અસંયમે. ૧૯



## શ્રી અજિત જિન સ્તવન.

પંથડો નિહાળું રે બીજા જિન તણોરે, અજીત અજીત ગુણધામ;
તેં જે જીત્યારે તેણે હું જીતીઓરે, પુરુષ કીશ્યું મુજ નામ.—પં ૧

ચર્મ નયનથીરે મારગ જોવંતારે. ભૂલ્યો સકળ સંસાર;
જે નયને કરી મારગ જોઇયેરે, નયન તે દિવ્ય વિચાર.—પં. ૨

પરંપરાએરે જગ જોતો ફરેરે, અંધો અંધ પલાય;
વસ્તુ વિચારે જો આગમે કરીરે, ચરણ ધરણ નહિ ઠાય.—પં. ૩

તર્ક વિચારેરે વાદ પરંપરારે, પાર ન પહોંચે કોઇ;
અભિમતે વસ્તુ વસ્તુગતે કહેરે, તે વિરલા જગ જોય.—પં. ૪

વસ્તુ વિચારે રે દિવ્ય નયન તણો રે, વિરહ પડયો નિરધાર;
તરતમ જોગેરે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર.—પં. ૫

કાળ લબ્ધિ લહી પંથ નિહાળશું રે, એ આશા અવિલંબ;
એ જન જીવેરે જિનજી જાણજો રે, આનંદ ઘન મત અંબ.—પં. ૬

શ્રી આનંદઘનજી મહાત્મા.



## સંવેગ ભાવના.

અનુવાદકઃ શ્રીયુત સુખલાલ જીવરાજ શાહ

હરિગીત

વિદ્યા ભણી પંડિત બન્યો સંસ્કૃત અને પ્રાકૃતમાં,
તત્ત્વ કંઇ લીધું નહીં વિદ્યા તણા મેં વેષમાં;

રહસ્ય કંઇ જોયું નહીં તે પાઠ ભણવામાં બધા,
વૈરાગ્ય અને સંવેગ એ રહસ્ય છે સાચું સદા. ૧

આ જગત તો રાચી રહ્યું બની મૂઢ માયામાં અરે !
તે ભટકતું દિશ દિશ છોડી સ્થિરતા બંધુ ખરે !
નહીં જંપ જરીએ પામતું આકુલ ને વ્યાકુલ બને,
સમજાય નહીં કયાં દોડતું કયા હેતુને આશ્રય ગણે ? ૨

પામ્યો કદિ સદ્‌ભાગ્યથી શાસન રૂડું જૈન ધર્મનું,
શું ઇંદ્રિય મુજને કરે શીદ ખેલ ચેતનના રમું;
પ્રમાદ હું શાને કરૂં વિકલ્પ હું શાને કરૂં,
ભયભીત હું શાને બનું વિલાપ હું શાને કરૂં ? ૩

હું વિષયને છોડું નહીં તો રોષ કોના પર કરૂં ?
કરી ખ્યાલ મારા આત્મનો હું રોષ આત્માપર કરૂં;
પંડિત બન્યો પુરો પરંતુ અનુભવ નહીં આદરૂં,
વાણી વડે તો બોધ પરને કયમ કરી આપી શકું ? ૪

વૈરાગ્યની જે વાતને દિન રાત કરતાં વાણીથી,
અલ્પ પણ રાખે નહીં જે ભેદ મન વ્યાપારથી;
આ દિલમાં રહેતી દયા તે પામરોના કૃત્યની;
પણ હા શી દશા થશે તે જગતના જીવો તણી ? ૫

હું શું કરૂં, હું જાઉં કયાં, કયાં સ્થિર બની ઊભો રહું ?
શું સાંભળુ ? આ કાનથી સંસાર ભયથી ચુકત હું;
સંસારના તો ભય વડે, મન મારૂં આ મુંઝાય છે,
ને દુષ્ટ મન વ્યાપારથી વ્યાકુલ બહુ તે થાય છે. ૬

એ ખેદ નિષ્ફલ છોડીને મુજ ચિત્તને હું બાંધતો,
મુજ ચિત્તને બાંધ્યા પછી પ્રયત્ન ધર્મે રાખતો;
પ્રયત્ન જો રાખું નહીં તો દુર્દશાને પામતો,
કર્મો તણા હું કાયદા નહીં તોડવા સમર્થ તો. ૭

જૈન કેરૂં તત્ત્વ જો સમજાય છે સાચું તને,
તેની શ્રદ્ધા તું રાખજે તન્મય બનાવી દિલને;
વાણી મન કાયા થકી શુભ ભાવનાને રાખીને,
બહુ પાળવું વિચારવું અનુમોદવું તે સત્યને. ૮

સંસારની મોહ જાલને જે કંચુકીવત્ ત્યાગતા,
ચિત્તને સદા શુદ્ધ આત્મમાં શુભ ભાવનાથી જોડતા;
તે સિંચતા શરીરને અમૃત કેરા સાગરે,
અમોઘ એ સાગરમાંહી સ્વ આત્મને રસબસ કરે. ૯

અનિત્યતા સંસારની જાણ્યા છતાં જે ઊંઘતા,
અહોરાત્ર મન વ્યાપારમાં મોંઘા સમયને ગાળતા;
અગ્નિ વડે બળતા બિચારા ગૃહમાંહી તે બેસતા,
નિર્ભય બનીને પોઢતા વિસારીને અનિત્યતા. ૧૦

તું ઊંઘ નહીં નિરાંતથી નિર્ભય બની સંસારથી,
નિહાળ મા તુજ કૃત્યને ગતાનુગતિક બની;
ઊંડા કુવામાં અંધને તુ જોઈને બંધુ અરે!
તું આંખને ધરવા છતાં પડશે કુવામાં શું ખરે? ૧૧

જે સુરિઓના વૃંદમાં છે રત્નસિંહ શૂરા ઘણા,
તે સૂરિએ રૂડી રચી, સંવેગની આ ભાવના;
આ ભાવના રૂડી રચી નિજ આત્મને જગાડવા,
આત્મા તણા ઉપકારમાં નિજ આત્મને અનુશાસવા, ૧૨



## શ્રી ગૌતમ કુલક.

રાગ ઈન્દ્રવજ્રા વૃત્ત

લુદ્ધા નરા અત્થપરા હવંતિ, મૂઢા નરા કામ પરા હવંતી
બુદ્ધા નરા ખંતિ પરા હવંતિ, મિસ્સા નરા તિન્નિવિઆયરંતિ....૧

અર્થ :– લોભી માણસો પૈસો મેળવવામાં તત્પર હોય છે, મોહમાં ફસાયેલા માણસો ઇન્દ્રિયોના વિલાસમાં તત્પર હોય છે, ડાહ્યા માણસો ક્ષમા રાખવામાંજ સાવધાન હોય છે ત્યારે મિશ્ર જીવો (સમકિતી અગર માર્ગાનુસારી શ્રાવક) ઉપરોક્ત ત્રણે બાબત યોગ્ય રીતે આચરે છે ૧

તે પંડિયા જે વિરયા વિરોહે, તે સાહૂણો જે સમય ચરંતિ;
તે સત્તિણો જે ન ચલંતિ ધમ્મં, તે બંધવા જે વસણે હવંતિ. ...૨

અર્થ :– જે ઈર્ષા, કુસંપ, વેર–ઝેર આદિ દુર્ગુણથી મુક્ત રહે તે પંડિત, જે સત્શાસ્ત્રને અનુસરીને વર્તે તે સાધુ, જે વીતરાગના ધર્મથી ચલાયમાન ન થાય તે સત્યવંત, અને દુઃખમાં જે પડખે ઊભા રહે તે બંધુ સમજવા ૨

કોહાભિભૂયા ન સુહં લહંતિ, માણંસિણો સોયપરા હવંતિ,
માયાવિણો હુંતિ પરસ્સપેસા, લુદ્ધા મહિચ્છા નરયં ઉવિંતિ.. ..૩

અર્થ :– ક્રોધી માણસો સુખ પ્રાપ્ત કરી શકતા નથી, અભિમાની માણસોને હંમેશાં પસ્તાવું પડે છે, માયા–કપટ કરનારને પરભવમાં સ્ત્રીવેદ કે તિર્યંચપણું પ્રાપ્ત થાય છે, અને લોભી માણસો તો નરક-ગતિને જ પ્રાપ્ત કરે છે. ૩

કોહો વિસં કિં? અમયં અહિંસા, માણો અરિં કિં? હિયમપ્પમાઓ;
માયા ભયં કિં? સરણં તુ સચ્ચં, લોહો દુહો કિં? સુહમાહ તુઠ્ઠી ..૪

અર્થ :– ઝેર કયું ? ક્રોધ, અમૃત શું ? અહિંસા, શત્રુ કોણ ! માન કે ગર્વ, હિત શું ? અપ્રમાદ, ભય શું ? માયા–કપટ, શરણ શું ? સત્ય, દુઃખ શું ? લોભ, સુખ શું ? સંતોષ. ૪

બુદ્ધિ અચંડં ભયએ વિણીય, કુદ્ધં કુસીલં ભયએ અકિત્તી,
સંભિન્ન ચિત્તં ભયએ અલચ્છી, સચ્ચે ઠિયં સંભયએ સિરીય ..૫

અર્થ :- શાંત તેમજ વિનીત માણુસને બુદ્ધિ અને જ્ઞાન પ્રાપ્ત થાય છે. ક્રોધી અને લંપટ માણુસની અપકીર્ત્તિ થાય છે, અસ્થિર મગજવાળાને- દરિદ્રતા અને બીજી વિપત્તિઓ આવી પડે છે, ત્યારે સત્ય માર્ગે ચાલનારા મનુષ્યોને હમેશાં લક્ષ્મી કે બીજાં સુખો પ્રાપ્ત થાય છે ૫.

(ઉપેન્દ્રવજ્રા વૃત્ત)

ચયંતિ મિત્તાણી નરં કયગ્ઘં. ચયતિ પાવાઇ મુણિં જયંતં;
ચયતિ સુકકાણિ સરાણિ હંસા, ચએઇ બુદ્ધિ કુવિય મણુસ્સં ....૬

અર્થ :- સૂકાઇ ગયેલા તળાવને જેમ હંસ છોડી દે છે, તેમ કૃતઘ્ની માણુસને મિત્રો છોડી દે છે, ક્રોધાયમાન થયેલા માણુસની બુદ્ધિ જેમ ચાલી જાય છે, તેમજ જિતેન્દ્રિય-જય પામતા મુનિઓનાં પાપ નાશ પામે છે ૬

(ઉપજાતિ વૃત્ત)

અરોઇ અત્થં કહિએ વિલાવો, અસપહારે કહિએ વિલાવો;
વિક્ખિત્ત ચિત્તે કહિએ વિલાવો, બહુ કુસીસે કહિએ વિલાવો....૭

અર્થ :- સાંભળનારને અરૂચિકર કહેવું એ વિલાપ કરવા બરાબર છે, જેની પાસે કાંઇ પણ નથી તેની પાસે કોઇ વસ્તુની માગણી કરવી એ વિલાપ કરવા બરોબર છે, અસ્થિર ચિત્તવાળા મનુષ્યને કાંઈપણ હિત શિક્ષા કહેવી તે પણ વિલાપ કરવા બરાબર છે તેમ ઘણા કુશિષ્યોને ઉપદેશ દેવો તે પણ વનમાં વિલાપ કરવા જેવું છે ૭

દુટ્ઠાહિવા દંડપરા હવતિ, વિજ્ઝાહરામંતપરા હવતિ;
મુક્ખાનરા કોવ પરા હવતિ, સુસાહૂણો તત્તપરા હવંતિ....૮

અર્થ :- દુષ્ટ રાજાઓ પ્રજાને દંડ દેવમાં તત્પર હોય, વિદ્યાધરો મંત્ર સાધવામાં તત્પર હોય, મૂર્ખ માણુસો ક્રોધ કરવામાં તત્પર હોય,

ત્યારે સતપુરુષો તત્વની-પરમાર્થની (કર્મથી મુક્ત થવા રૂપ આત્મ-સ્વરૂપની પ્રાપ્તિ) માટે તત્પર રહે છે ૮

સોહા ભવે ઉગ્ગતવસ્સ ખંતી, સમાહિજોગોપસમસ્સ સોહા,
નાણં સુઝાણં ચરણસ્સ સોહા, સીસસ્સ સોહાવિણએ પવિત્તી....૯

અર્થ :- ઉગ્ર તપશ્ચર્યા કરનાર તપસ્વીની શોભા શી ? ક્ષમા અને પ્રશમ ગુણની શોભા સમાધિયોગ છે, જ્ઞાન અને શુભ ધ્યાન એ સંયમની શોભા છે, અને વિનય એ શિષ્યની શોભા છે ૯

અભૂસણો સોહઇ બંભયારી, અકિંચણો સોહઈ દિક્ખધારી;
બુદ્ધિ જુઓ સોહઇ રાયમંતી, લજ્જા જુઓ સોહઇ એગપત્તી....૧૦

અર્થ :- ઘરેણાં વિનાનો બ્રહ્મચારી પુરુષ શોભે છે, બાહ્ય તથા આભ્યન્તર પરિગ્રહ રહિત એવો સાધુ શોભે છે, તીક્ષ્ણ બુદ્ધિવાળો એવો રાજાનો પ્રધાન શોભે છે તેમજ એકજ પત્નીવ્રતવાળો પુરુષ તથા પતિવ્રતા સ્ત્રી શોભે છે ૧૦

ઇન્દ્રવજ્રા વૃત્ત

અપ્પા અરીહોજ્જ-ણુવટ્ઠિયસ્સ, અપ્પા જસોસીલમઓનરસ્સ;
અપ્પા દુરપ્પા અણુવટ્ઠિયસ્સ, અપ્પાજિઅપ્પા સરણં ગઈય....૧૧

અર્થ :- જેના મન, વચન અને કાયાના યોગ અસ્થિર હોય, તેનો પોતાનોજ આત્મા શત્રુ છે, જેઓ શીલવ્રત છે તેઓનો આત્મા યશ પ્રાપ્ત કરે છે, ધર્મ કરણીમાં જેનું ચિત્ત અસ્થિર છે તેનો આત્મા દુરાત્મા કહેવાય છે, પરંતુ જેઓ ઇન્દ્રિયો અને મનને જીતે છે તે જિતાત્માજ સંસારના પ્રાણીઓને આધારભૂત છે. ૧૧

ઉપેન્દ્રવજ્રા વૃત્ત

ન ધમ્મ કજ્જા પરમત્થિ કજ્જં, ન પાણી હિંસા પરમં અકજ્જં;
ન પેમરાગા પરમત્થિ બંધો, ન બોહિલાભા પરમત્થિ લાભો....૧૨

અર્થ :- ધર્મના કાર્ય સરખું બીજું કોઇપણ શ્રેષ્ઠ કાર્ય નથી. અને જીવ હિંસા જેવું બીજું કોઇપણ અકાર્ય—પાપ નથી. પ્રેમ કે સ્નેહથી ઉત્કૃષ્ટ બીજો કોઇ બંધ નથી અને સમકિત રૂપ બોધિલાભ કરતાં વિશેષ બીજો કોઇપણ લાભ આત્માને મળતો નથી ૧૨

ન સેવિયવ્વા પમયાપરક્કા, ન સેવિયવ્વા પુરિસા અવિજ્જા,
ન સેવિયવ્વા અહિમાનહીણા, ન સેવિયવ્વા પિસુણા મણુસ્સા ....૧૩

અર્થ :- મનુષ્યોએ પરદારા સેવન કરવું ન જોઇએ તેમજ વિદ્યા વિનાના પુરુષની સેવા કરવી નહીં તેમજ અભિમાની અને નીચ વ્યકિતઓની સેવા કરવી નહીં. તેમજ ચાડીચુગલી કરનારની સોબત પણ કરવી નહીં ૧૩

ઇન્દ્રવજ્રા વૃત્ત

જે ધમ્મિ યા તે ખલુ સેવિયવ્વા। જે પંડિયા તે ખલુ પુચ્છિયવ્વા;
જે સાહૂણો તે અભિવંદિયવ્વા, જે નિમ્મમા તે પડિલાભિયવ્વા.....૧૪

અર્થ :- જે ધર્માત્મા હોય તેની અવશ્ય સેવા કરવી, જે પંડિત પુરુષો હોય તેમની પાસેથી શંકાના ખુલાસા મેળવવા, જે સાચા સાધુ—સંત પુરુષો હોય તેમને ભાવથી વંદન કરવું તેમજ જેણે મારાપણાનો ત્યાગ કર્યો છે એવા સંત પુરુષોને ઉત્કૃષ્ટ ભાવથી આહારાદિક ૧૪ પ્રકારની વસ્તુ અવશ્ય વહોરાવવી. ૧૪

ઉપજાતિવૃત્ત

પુત્તા ય સીસા ય સમં વિભત્તા, રિસીય દેવાય સમંવિભત્તા;
મુક્ખા તિરિક્ખાય સમં વિભત્તા. મુઆ દરિદ્દાય સમં વિભત્તા. ...૧૫

અર્થ :- પુત્રો અને શિષ્યો બંને સમાન જાણવા, ઋષિ, મુનિ તથા દેવો બંને સરખા જાણવા, તેમજ મૂર્ખ માણસ અને તિર્યંચ પશુઓ પણ સરખા સમજવા, વળી દરિદ્રી અને મુવેલા પણ સરખાજ છે. ૧૫

ઇન્દ્રવજ્રાવૃત્ત

સવ્વા કલા ધમ્મ કલા જિણાઇ, સવ્વા કહા ધમ્મ કહા જિણાઇ;
સવ્વં બલં ધમ્મબલં જિણાઇ, સવ્વં સુહં ધમ્મ સુહં જિણાઇ.....૧૬

અર્થ :– સર્વ કળાઓને ધર્મકળા જીતે છે, સર્વ કથાઓને એકજ ધર્મકથા જીતે છે બધાં બળને એકલું ધર્મબળ જીતી શકે છે, અને સર્વ સુખમાં ધર્મસુખ સૌથી શ્રેષ્ઠ છે સર્વ સુખોને તે જીતી શકે છે ૧૬

જૂએ પસત્તસ્સ ધણસ્સનાસો, મંસં પસત્તસ્સ દયાઇ નાસો;
મજ્જં પસત્તસ્સ જસસ્સનાસો, વેસાપસત્તસ્સ કુલસ્સનાસો.....૧૭

અર્થ :– જુગારી માણસોનાં ધનનો નાશ થાય છે, માંસાહારીના હ્રદયમાંથી દયા ચાલી જાય છે, દારૂ–પીનારની કીર્તિનો નાશ થાય છે, તેમજ વેશ્યાગમન કરનારના કુળનો નાશ થાય છે ૧૭

ઉપજાતિવૃત્ત

હિંસા પસત્તસ્સ સુધમ્મ નાસો, ચોરી–પસત્તસ્સ સરીર નાસો;
તહા પરત્થી સુપસત્ત યસ્સ, સવ્વસ્સ નાસો અહમા ગઇય....૧૮

અર્થ :– જીવહિંસા કરનારનો સાચો ધર્મ નાશ પામે છે. ચોરી કરનારનો તાડન. તર્જન, શૂળી, ફાંસી વગેરે શિક્ષાથી નાશ થાય છે તેમજ પરસ્ત્રીમાં આસક્ત થનાર પુરુષના સર્વ દ્રવ્યનો તેમજ ગુણોનો નાશ થાય છે, અને પરમ દુઃખરૂપ નરકગતિને પામે છે. ૧૮

ઇન્દ્રવજ્રાવૃત્ત

દાણં દરિદ્દસ્સ પહુસ્સ ખંતિ, ઇચ્છાનિરોહો ય સુહોઇયસ્સ;
તારુન્નએ ઇદિયનિગ્ગ હોય, ચત્તારિ એયાણિ સુદુક્કરાણિ....૧૯

અર્થ :– ઘણો ગરીબ માણસ થોડું પણ પોતાની શકિત મુજબ સુપાત્રને દાન આપે તો મહાફળને પ્રાપ્ત કરે, અતિ બળવાનને, પરાક્રમી માણુસને ક્ષમા–સહનશીલતા રાખવી દુષ્કર છે, અતિ સાધન સપન્નને ત્યાગભાવ સેવવો એ પણ દુષ્કર છે, તરુણાવસ્થામાં ઇન્દ્રિયો વશ રાખવી કઠણુ છે છતાં પણ જો તે ગુણો પ્રાપ્ત કરે તો આ ભવ તથા પરભવ બંને સુધારે. ૧૯

ઉપજાતિવૃત્ત

અસાસયં જીવિયમાહુલોએ, ધમ્મ ચરે સાહુ જિણોવઇદું;
ધમ્મોયતણં સરણં ગઇય, ધમ્મં નિસેવિત્તુ સુહં લહંતિ ....૨૦

અર્થ :– જીવન અસ્થિર છે, માટે શ્રી જિનેશ્વરોએ બતાવેલો માર્ગ મુમુક્ષુ જીવોએ આદરવો જોઇએ, ધર્મ એજ દુર્ગતિમાંથી મૂકાવનાર છે, ધર્મ એજ કર્મરૂપ ઉપદ્રવથી ભય પામેલાને આશરો આપનાર છે ઉત્તમ ગતિ પણ ધર્મથીજ મળે છે. આ ધર્મનુ આરાધન કરનાર જીવો મોક્ષનું સુખ મેળવે છે ૨૦



## શ્રી ભાવના કુલક

ઉપજાતિવૃત્ત

નિસાવિરામે પરિભાવયામિ, ગિહે પલિત્તે કિમહં સુયામિ;
ડજ્ઝંત મપ્પાણું સુવિક્ખયામિ, જં ધમ્મરહિઓ દિવસે ગમામિ,....૧

અર્થ :– રાત્રિના પાછલા ભાગમાં જાગૃત થઇને કોઇ ભવ્યાત્મા ભાવના ભાવે છે કે આ શરીરરૂપી ઘર ક્રોધાદિક કષાયોરૂપ અગ્નિ વડે સળગી રહ્યુ છે, તેમાં મારા આત્માને સળગતો જોઇ રહ્યો છુ. એટલે કે ધર્મ–અનુષ્ઠાન વગરનો હું દરેક દિવસો ગુમાવી રહ્યો છું;

ખરે! હું મોહ નિદ્રામાંજ સૂતો. આ સળગતા ઘરને પ્રત્યક્ષ જોયા પછી કાળ ગુમાવવો એ મને ઉચિત નથી ૧

ઇમસ્સ દેહસ્સ દુહાલયસ્સ, કિર જીવ! લુદ્ધો ઠાણુસ્સ કસ્સ?
અન્ન સરં કિંપિ અપિચ્છરસ્સ, જાયાવિઇ કૂવિયદદ્દુરસ્સ ...૨

અર્થ :– હે આત્મા! દુઃખના ઘરરૂપ એવા આ દેહને વિષે શા માટે તું લોભાઇ રહ્યો છું? તળાવ કે સમુદ્ર જેવાં બીજાં પાણીનાં સ્થાનને ન જોનાર માત્ર કૂવાના દેડકાની પેઠે કૂવાનેજ શ્રેષ્ઠ માનનારના જેવી મારી આ વૃત્તિ છે તે દુઃખરૂપ છે. ૨

માણુસ્સ જમ્મં તડલદ્ધએણું, જિણિંદ ધમ્મો ન કઓ ય જેણું;
તુટ્ટે ગુણે જહ બાણુક્ખએણું, લદ્ધં ગયં મજ્ઝ અવસ્સ તેણું.... ૩

અર્થ :– મનુષ્ય ભવરૂપ કિનારો પામ્યો છતાં મેં જિનેશ્વર ધર્મ જાણ્યો નહીં, અને ધર્મરૂપી દોરી તૂટવાની પેઠે આ અમૂલ્ય મનુષ્ય ભવ ખોઇ બેઠો ધનુષ્યની દોરી તૂટતાં બાણ જેમ ત્યાંજ પડી જાય છે તેમ હું આ સંસાર સમુદ્રમાં પડીને વારંવાર ગોથાં ખાઇશ. ૩

દુલ્લહે વિ લદ્ધે માણુસ્સજમ્મે, ચિંતામણિ તુલ્લ જિણિંદ ધમ્મે,
પુવ્વિલ્લએ કિંચિ વિ દુટ્ઠ કમ્મે, સુહાણ ઠાણુમ્મિ અણાયરામે ... ૪

અર્થ :– દુર્લભ એવો મનુષ્યનો ભવ મલ્યા છતાં તેમજ ચિન્તામણિ રત્ન કરતાં પણ અમૂલ્ય જિનેશ્વર પ્રભુનો ધર્મ પ્રાપ્ત થવા છતાં સત્તામાં રહેલા પૂર્વ સંચિત દુઃખદાયક કર્મોને નાશ કરવા માટે હું કાંઇપણ આચરણ કરતો નથી એથી ખરેખર ખેદ થાય છે. ૪

ચરણું ચરે ઉ જઇનોતરેસિ, ગિહત્થ ધમ્મં ન સમાયરેસિ;
સંવસ્સ ગમણે અટ્ઠં જલેસિ, પચ્છા ઘણું જીવ! વિઝૂરએસિ.....૫

અર્થ :– હે આત્મા! જો તું ગૃહસ્થ ધર્મ અંગીકાર કરી પાળતો નથી, તેમજ ચારિત્ર ગ્રહણ કરીને સંસારરૂપ સમુદ્રને પણ

તરતો નથી, તો ઘર બાળીને તીર્થ કરવા જેવું કામ કરનાર હે આત્મા! તને પાછળથી ઘણો પસ્તાવો થશે. ૫

વિસુદ્ધયં દંસણ નાણ સારં, ન ધારિયં સંજમસીલ ભારં,
સઢત્તણં તંપિય નામ ધારં, કહં ચ મે હોઇ ભવોહપારં ....૬

અર્થ :– નિર્મળ જ્ઞાન તથા નિર્મળ જ્ઞાનપૂર્વક દર્શન અને એવા જ્ઞાન, દર્શનપૂર્વક શીલ મેં પાળ્યું નહીં, તેમજ પાંચ આશ્રવોના ત્યાગરૂપ સંયમ પણ સ્વીકાર્યો નહીં. તેમજ શ્રાવક છતાં શ્રાવકપણાના ગુણો ધારણ કર્યા નહીં, હવે હું સંસાર સમુદ્રનો પાર કેમ પામીશ! ૬

દેવો જિણો સાહુગરૂપસત્થા, જીવાઈ તત્તાઈનવ પયત્થા;
મન્નંતિ જે કોઇ નરા કયત્થા, અચ્છંતુતા પંચ મહવ્વયત્થા ....૭

અર્થ :– રાગ દ્વેષ રહિત જિનેશ્વર દેવ, પારકાને પોતાના હિતને સાધનાર સાધુ જેવા ગુરુ, અને જીવાદિ નવતત્ત્વને તથા અહિંસા, સંજમ અને તપરૂપ ધર્મને જે માને છે, તેને ધન્ય છે, તો પછી પાંચ મહાવ્રત ધારણ કરી યથાર્થ સંયમ પાળનારનું તો કહેવું જ શું? ધન્ય છે તેમને. ૭

ધન્ના મુણિ જેચ્ચઈ ઊણુગેહ, તવેણુ ઉગ્ગેણુ દમંતિ દેહં;
નમન્નિયં પુત્ત કલત્ત નેહં, બહુ માણુસારં પણુમામિ તેહં.....૮

અર્થ :– ધન્ય છે તે મુનિઓને કે જેમણે ઘર છોડયું, ને સ્ત્રી પુત્રાદિકને વશ ન થયા, તેમજ ઉગ્ર તપ વડે પોતાની કાયાને દમી એવા બહુમાન કરવા યોગ્ય મુનિઓને હું વંદન કરૂં છું. ૮

માયા પિયા બંધવ સયણુવિંદં, લહુ જિઝયં ગેહ વાવારદંદં,
ઉમ્મૂલિયં મોહણુવલ્લિકંદં, પણુમામિતે સિચરણારવિંદં.....૯

અર્થ :– જેઓએ માતા, પિતા, બંધુઓ અને સ્વજનાદિ વર્ગને એકદમ છોડયો, ઘર સંબંધી દરેક વસ્તુઓને તિલાંજલિ આપી

અને મોહનવેલી સરખા મોહને જડમૂળથી છેદી નાખ્યો એવા મહાપુરુષોના ચરણકમળને હું પ્રણામ કરૂ છું ૯

પુવ્વિપિજેણો ગિહગુત્તિલીણા, ધિતુ વયંગુરુકુલ વાસલીણા,
અમુચ્છિયાડગિદ્ધ અદીયવયણા, કાલોચિયા જે પાલંતિજયણા ....૧૦

અર્થ :- જેઓ પૂર્વ ગૃહસ્થાશ્રમમાં રાચ્યા નહીં, અને દીક્ષા લીધા પછી ગુરુકુલ વાસમાં લીન થયા, તેમજ મૂર્છા રહિત, રસ ગૃદ્ધીપણા રહિત અને દીનતા રહિત થઇ, જે કાળે જે ક્રિયા કરવાની હોય તે કાળે તે ક્રિયા પાળે છે તેમને મારા વંદન હો ૧૦

સમિઇસમિયાતિ ગુત્તિ ગુત્તા, સજ્ઝાય ઝાણેસુ સયાણુરત્તા;
સંવેગ ચિત્તા વિસયે વિરત્તા, ન મોહ પકે મણુયંપિખુત્તા.... ૧૧

અર્થ :- જેઓ પાંચ સમિતિઓથી યુકત છે, ત્રણ ગુપ્તિઓથી ગુપ્ત ચપલા રહિત છે, સ્વાધ્યાય અને ધ્યાનમા સદા મગ્ન રહે છે, વૈરાગ્યવાળું જેઓનું ચિત્ત છે, શબ્દાદિ પાચ વિષયોથી જેઓ વિરકત છે તેમજ જેઓ મોહરૂપ કીચડમા જરાપણ ખૂચેલા નથી એવા મહામુનિવરોને મારા વંદન હો. ૧૧

ન મૂસિયા ઈંદિયતકકરેહિં, વિદ્ધા ન જે મકરજઝયસરેહિં;
ન ખુબ્ભિયા દુષ્ટ પરિસહેહિં, ન ગંજિયા કોહમાઇભડેહિં. ...૧૨

અર્થ :- ઇદ્રિયોરૂપ ચોરોથી જેઓ લુંટાયા નથી, કામબાણોથી જેઓ વિંધાયા નથી, દુઃખરૂપ પરિષહોમાં જેઓ ક્ષોભ પામતા નથી ક્રોધાદિક કષાયોરૂપ સુભટો જેમને હરાવી શકયા નથી એવા મહાત્માઓને મારા વંદન હો ૧૨.

અટ્ટાઇ રુદ્દાઇ પરિચ્ચયંતિ, ધમ્માઇ સુકકાઇં સમાયરંતિ,
ન વાઇ પાવાઇ ન બંધયંતિ, પુવ્વિલ્લયાઇં નિવિસોજ્ઝયતિ ....૧૩

અર્થ :- જેઓ આર્ત્તધ્યાન ને રૌદ્રધ્યાન ધરતા નથી પરંતુ ધર્મધ્યાન તથા શુકલ ધ્યાન ધરે છે, જેઓ નવાં પાપકર્મો બાંધતા નથી, પરંતુ સંચિત કર્મોનું શોધન કરે છે, એવા જ્ઞાનીઓને મારા વંદન હો ૧૩.

તે સિં નમો દુક્કર કારયાણં, મહવ્વએ દુચ્ચર ધારયાણં.
જિણા ગમે શુદ્ધપરૂવગાણં, વિશુદ્ધ કરણે ચરણે રયાણં ....૧૪

અર્થ :- દુઃખે પાળી શકાય એવા પાંચ મહાવ્રતોને ધારણ કરનારા, જિનાગમોને અનુસરી શુદ્ધ ઉપદેશ આપનારા, તેમજ વિશુદ્ધ ચરણ સિત્તેરી અને કરણ સિત્તેરીનું વહન કરનારા એવા દુષ્કર કાર્ય કરનારા સાધુ પુરુષોને મારા નમસ્કાર થાઓ. ૧૪

અહં તુ પુવ્વિં ગિહવાસલીણો, સુ સાહુ ધમ્મે વિમલે ન લીણો;
ઇન્હિં પુણો હંબલસત્તહીણો, ચિટ્ઠં જહાજલવિરહમ્મિ મીણો.....૧૫

અર્થ :- ખરે! હું ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી, પુત્ર તથા વિષય-સુખમાં લીન થયો પરંતુ નિર્દોષ સાધુધર્મ સ્વીકાર્યો નહીં, હવે તો રોગ અને વૃદ્ધાવસ્થાના કારણે શકિતહીન થઇ ગયો છું જેથી પાણી સૂકાઇ જતાં માછલું જેમ કાંઇ કરી શકતું નથી તેમ હું પણ શકિત વગરનો શું કરી શકું? ૧૫

જાણંતઓ ભોગ સુહં અણિચ્ચં, ઘોરે ભવે દુકખભર નિભિચ્છે;
ન લગ્ગઓ દુવિહે ધમ્મ કિચ્ચે, ઠિઓ અહં કૂડકવાડકિચ્ચે ....૧૬

અર્થ :- દુઃખથી ભરેલ અને તિરસ્કાર કરવા લાયક એવા આ સંસારને વિષે ભોગવાતા કામભોગના સુખો અનિત્ય જાણતાં છતાં તેને ત્યાગી હું ધર્મકરણીમાં જોડાયો નહીં, અને વિષયનો પ્રેમી એવો હું કૂડકપટ કરવારૂપ કૃત્યમાં ફસાઇ ગયો ૧૬.

આસાપિસાએણુ ધમ્મે વિમુકકો, મણો રહે સવ્વમણોવિથકકો;
કઓવરોહોવ્વ ગિહેનિલુકકો, ચિટ્ઠં જહાવાનરોડાલચુકકો ....૧૭

અર્થ : અનેક પિશાચરૂપ આશાઓથી પરવશ થઈ, આવા સર્વ મનોરથોમાં મશગૂલ થયો ને કોઇ જાણે આગ્રહ કરી રોકતું હોય તેમ ગૃહસ્થાશ્રમમાં પડયો રહ્યો જેથી ડાળ ચૂકેલા વાંદરાના જેવી મારી દશા થઇ. ૧૭.

અઇસં કિલિટ્ઠા વિસયા અણિટ્ઠા, કરંડએછુદ્ધ ભુયંગપુટ્ઠા;
મોહંધગારે વિઝડિત્તિ દટ્ઠા, અમ્હારિસાનેવ જગ્ગતિ મૂઢા ....૧૮

અર્થ :– વાદીના કંડિયાંમા પૂરાયેલા ભયંકર સર્પો અંધારામાં પણ સ્પર્શ થતા ડંખે છે ને ઝેરથી માણસને બેભાન કરે છે તેમ વિષય સુખો ભલે અજ્ઞાનથી સેવાય તો પણ આ ભવમાં રોગાદિક કષ્ટ ઉત્પન્ન કરે છે અને પરભવમાં દુર્ગતિ પ્રાપ્ત કરાવે છે, એવું જાણતાં છતાં મૂઢાત્મા મોહમાં પડયા રહે છે ૧૮.

ઈત્તો ખુમન્નિજ્જ અહં કયત્થો, જંપાવિઓ સિવપુરગમણ સત્થો;
જિણિંદ ભણિઓ ધમ્મોપસત્થો, સંસાર જલહિતરણે સમત્થો ....૧૯

અર્થ .– ખરેખર હવે હુ મારા આત્માને કૃતાર્થ થયો માનું છુ, કેમકે મોક્ષનગરે જતાં સહાયરૂપ અને સસાર સમુદ્રને તરવામાં સમર્થ એવો જિનેદ્ર પ્રભુએ ભાંખેલો ધર્મ મને પ્રાપ્ત થયો. ૧૯

ભત્તિભરોણામસિરો અણાહં, વિણ્ણત્તીયં પરમટ્ઠાણુકાહં;
પત્થેમિ વત્થુ અહં કિંપિ નાહ, ભવે ભવે દિતુસુબોહિલાભં ....૨૦

અર્થ :– હે પ્રભુ! આપ મારા નાથ હોઇ, હુ અનાથ નથી, ભકિતપૂર્ણ હૃદયથી હું આપને આત્મ કલ્યાણ માટે વિનતિ કરૂં છું તે સ્વીકારો હુ બીજી કોઇ વસ્તુની માગણી કરતો નથી. જે માગું છું તે એજ છે કે મને બોધિલાભ આપો. ૨૦

ખમાવણા સવ્વજિયા ખમાણું, આલોયણાએચઉસરણગમણું,
અણુસણું પચ્ચકખાણું ચકરણું, અંતંમિમેહુંજ્જ સમાહિમરણું.....૨૧

અર્થ :— મરણ સમયે હું સર્વ જીવોને ખમાવું, સર્વ જીવો મને ક્ષમા આપે, અને આલોચના પૂર્વક ચાર શરણ અંગીકાર કરૂં, સર્વ પાપ સ્થાનકના પચ્ચક્ખાણપૂર્વક અણસણ-સંથારો કરૂં અને છેવટે સમાધિભાવે મારૂં મરણ થાય, એજ હે પ્રભુ મારી પ્રાર્થના છે ૨૧

જે ભાવણાએ કુલયં પઠંતિ, એયસ્સ ચિત્તે પરિભાવયંતિ;
આણું જિણંદાણ સયાકુણંતિ, તેઅત્તિ નિવ્વાણ સુહં લહંતિ.....૨૨

અર્થ :— આ બધા કુલકને જે ભવ્યાત્માઓ ભણે છે અગર ભણશે તેમજ પોતાના હૃદયમાં જે ચિંતન કરે છે કે કરશે, અને જિનેશ્વર દેવની જેઓ આજ્ઞા પાળે છે અગર પાળશે તે જીવાત્માઓ શીઘ્ર મોક્ષનાં સુખ પામે છે અગર પામશે ૨૨



## શ્રી ગુણાનુરાગ કુલક.

[ આર્યાવૃત્ત ]

મૂળ-સયલકલ્લાણ નિલયં, નમિઊણતિત્થનાહ પય કમલં;
પરગુણ ગહણસરૂવં, ભણામિ સોહગ્ગસિરિ જણયં.....૧

અર્થ :— સકળ કલ્યાણના નિવાસરૂપ શાસન નાયક શ્રી મહાવીર પ્રભુના ચરણકમળને નમીને સૌભાગ્ય અને શોભાને ઉત્પન્ન કરનારા પારકે ગુણોને ગ્રહણ કરવાનું સ્વરૂપ હું-જિન હર્ષ ગણી આચાર્ય કહું છું. ૧

મૂળ:-ઉત્તમગુણાણુરાઓ નિવસઇ હિયયમિજસ્સ પુરિસસ્સ,
આતિત્થયરપયાઓ, ન દુલ્લહા તસ્સ રિદ્ધિઆ.....૨

અર્થ :- જે પુરુષના હૃદયમાં ઉત્તમ ગુણવાન જનો તરફ અનુરાગ-પ્રેમ વસતો હોય તે પુરુષને તિર્થંકર પદ સુધીની દરેક રિદ્ધિઓ મળવી દુર્લભ નથી. ૨

મૂળ:-તે ધન્ના તે પુન્ના, તેસુ પણામો હવિજ્જ મહ નિચ્ચં;
જે સિં ગુણાણુરાઓ, અકિત્તિમોહોઇ અ ણ વ ર યં ...૩

અર્થ:- તેઓજ વખાણવા લાયક છે, તેઓજ પુણ્યશાળી છે, અને તેઓના પ્રત્યે મારો હમેશ નમસ્કાર હો ! કે જેમને નિરંતર ખરેખરો અથાગ ગુણાનુરાગ-ગુણગ્રાહીપણું રહે છે. ૩

મૂળ:-કિં બહુણા ભણિએણં, કિંવા તવિએણં કિંવ દાણેણં;
ઇકકં ગુણાણુરાયં, સિક્ખઇ સુક્ખાણ કુલ ભવણં...૪

અર્થ :- બહુ ભણવાથી શું ? કે બહુ તપ કરવાથી શું ? અથવા બહુ દાન દેવાથી શું થનાર છે ? (જો વણગ્રાહીપણું ન હોય તો) ફકત એક ગુણાનુરાગજ શીખવા યોગ્ય છે કે જે સર્વ સુખનું ઉત્પત્તિ સ્થાન છે ૪

મૂળ:- જઇવિચરસિતવ - વિઉલં, પઢસિસુયં કરિસિવિવિહકટ્ઠાઇં;
ન ધરસિ ગુણાણુરાયં, પરે સુતા નિષ્ફલં સયલં.....૫

અર્થ:- જો કે તું ભારે તપ કરે છે, શાસ્ત્ર ભણે છે અને અનેક પ્રકારના કષ્ટ સહન કરે છે પરંતુ બીજાના ગુણો તરફ પ્રેમ રાખતો નથી તો એ બધું નિષ્ફળ સમજવું ૫

મૂળ:-સોઊણ ગુણુકકરિસં, અન્નસ્સ કરેસિ મચ્છરં જઇ વિ;
તા નૂણં સંસારે, પરા હવં સહસિ સવ્વત્થ. ...૬

અર્થ :– બીજાના ગુણોની પ્રશંસા સાંભળીને જો તું અદેખાઇ કરે છે તો તું નક્કી આ સંસારમાં સઘળા સ્થળે પરાભવ પામીશ ૬.

મૂળ:–ગુણવંતાણું નરાણું, ઇસાભરતિમિરપૂરિઓ ભણસિ;
જઇ કહવિ દોસ લેસં, તા ભમસિ ભવે અપારંમિ....૭.

અર્થ :– ગુણવંત પુરુષોની ઇર્ષ્યાના જોરરૂપ અંધારાથી આંધળો બનીને કોઇપણ રીતે લેશ માત્ર તેમના દોષ કાઢીશ તો અપાર સંસારમાં ભમીશ

મૂળ:–જં અબ્ભસેઇ જીવો, ગુણં ચ દોસં ચ ઇત્થ જમ્મંમિ;
તં પરલોએ પાવઇ, અબ્ભાસેણં પુણો તેણં.....૮

અર્થ :– જીવ આ જન્મમાં ગુણ કે દોષમાંથી જેનો અભ્યાસ પાડે તે અભ્યાસે કરીને ફરી પરલોકમાં પણ તેજ ગુણ–દોષ પ્રાપ્ત કરે. છે ૮.

મૂળ:–જો જંપઇ પર દોસે, ગુણસય ભરિઓ વિમચ્છર ભરેણં,
સો વિઉસાણુ મસારો, પલાલપુંજવ્વ પડિભાઇ.....૯
અર્થ :– કોઇ પુરુષ પોતે સેંકડો ગુણોથી ભરેલો હોય છતાં ગર્વના આવેશથી પરાયા દોષ બોલે તો તે વિદ્વાન્ માણસોમાં પરાળના પુળા સરખો દમ વગરનો ગણાય છે. ૯.

મૂળ.–જો પરદોસે ગિહ્ઇ, સંતા સંતેવિ ઉદ્દુભાવેણં;
સો અપ્પાણું બંધઇ, પાવેણ નિરત્થએણાવિ....૧૦

અર્થ :– જે પુરુષ દુષ્ટ ભાવથી છતા કે અછતા પરાયા દોષ ગ્રહણ કરે તે પોતાના આત્માને નિરર્થક પાપથી જોડે છે. ૧૦.

મૂળ:– તં નિયમા મુત્તવ્વં, જત્તો ઉપ્પજ્જએ કસાયગ્ગી;
તં વત્થુ ધારિજ્જા, જેણો વસમો કસાયણં....૧૧

અર્થ :- જેનાથી કષાયરૂપ અગ્નિ પ્રદીપ્ત થાય તેવા કામને ચોકસપણે છોડી દેવું, અને જેનાથી કષાયો શાંત થાય તે વસ્તુ ધારણ કરવી. ૧૧.

મૂળ:-જઈ ઇચ્છઇ ગુરૂ અત, તિહુઅણ મજ્ઝમિ અપ્પણો નિયમા:
તા સવ્વપયત્તણં, પરદોસ વિવજ્જણ કુણઇ. ..૧૨

અર્થ :- જો તમે ત્રણે જગતની અંદર પોતાની મોટાઇ મેળવવા ઇચ્છતા હો. તો સર્વ પ્રયત્નથી પરાયા દોષો ગાવાનું છોડીદો ૧૨

મૂળ:-ચઉહા પસ સણિજ્જા, પરિસા સવ્વુત્તમુત્તમાલોએ;
ઉત્તમ ઉત્તમ ઉત્તમ, મજ્ઝિમભાવાય સવ્વેસિં ...૧૩

જે અહમ અહમ અહમા, ગુરૂ કમ્મા ધમ્મવજ્જિયા પુરિસા;
તે વિયન નિંદણિજ્જા, કિંતુ દયા તેસુ કાયવ્વા ... ૧૪

અર્થ :- આ જગતમાં ચાર પ્રકારનાં પુરુષો સર્વને પ્રશસા કરવા યોગ્ય છે ૧ સર્વોત્તમોત્તમ, ૨ ઉત્તમોત્તમ, ૩ ઉત્તમ ૪ મધ્યમ ૧૩

પાંચમા અધમ છઠ્ઠા અધમાધમ આ પાંચમા અને છઠ્ઠા વર્ગના પુરુષો ભારે કર્મી અને ધર્મવર્જિત હોય છે, છતા તેઓની નિંદા પણ ન કરવી જોઈએ ૧૪

મૂળ:-પચ્ચં ગુબ્ભડજુવ્વણ-વંતીણં સુર હિસાર દેહાણ;
જુવઇણ મજ્ઝગઓ, સવ્વુત્તમરૂવ વંતીણં; ...૧૫

આજમ્મ બંભયારી, મણવયકાએહિ જો ધરઇ સીલં;
સવ્વુત્તમુત્તમો પુણ, સો પુરિસો સવ્વનમણિજ્જો ....૧૬

અર્થ :- અગેઅંગમાં પ્રકટી નીકળેલા આકરા યૌવનવાળી સુગંધથી બહેકતા શરીરવાળી- અને સર્વથી ઉત્તમ રૂપવાળી એવી

સ્ત્રીઓની વચ્ચે રહીને જે પુરુષ જન્મથી મન, વચન, કાયાથી શીલવંત એટલે બ્રહ્મચારી રહે તેને સર્વોત્તમોત્તમ જાણવો. જે સર્વને નમવા લાયક છે. (નેમનાથજી ને જંબુસ્વામીના દૃષ્ટાંતે) ૧૫, ૧૬.

મૂળઃ—એવં વિહજુવઇગઓ, જો રાગી હુજ્જ કહવિ ઇગ સમયં,
બીય સમયંમિ નિંદઈ, તં પાવં સવ્વ ભાવેણં. ..૧૭

જમ્મંમિ તમ્મિ ન પુણો, હવિજ્જ રાગો મણંમિ જસ્સ કયા;
સો હોઈ ઉત્તમુત્તમ–રૂવો પુરિસો મહાસત્તો. . ૧૮

અર્થ :– સર્વોત્તમ રૂપવાળી સ્ત્રીઓની વચ્ચે રહેનારો પુરુષ કદાચ કોઇપણ પ્રકારે માત્ર એક ક્ષણ મનમા ડોલાયમાન થાય, પરંતુ અકાર્યમાં નહીં ફસાતાં તુર્તજ સાવધાન થઇ બીજી ક્ષણે જ તે મનથી થયેલા પાપને નિંદે, અને ફરીથી આખા જીવનમાં તેવો રાગ ઉત્પન્ન ન થાય એવા પુરુષને ઉત્તમોત્તમ જાણવો. ૧૭, ૧૮.

મૂળઃ–પિચ્છઇ જુવઇ રૂવં, મણસા ચિંતેઇ અહવખણમેગં;
જો નાયરઈ અકજ્જં, પત્થિજ્જંતો વિ ઇત્થી હિં ...૧૯

સાહૂ વા સડ્ઢોવા, સદાસતોષ સાયરો હુજ્જા,
સો ઉત્તમો મણુસ્સો, નાયજવો થોવ સંસારો ..૨૦

અર્થ :– જે પુરુષ સ્ત્રીનું રૂપ જોઇને ક્ષણવાર મનથી તેના તરફ ખેંચાય પરંતુ તે સ્ત્રીએ ભોળવ્યા છતાં પણ અકાર્યમાં ફસાય નહીં, પરંતુ સાધુ હોય તો સાધુ તરીકે પોતાનું બ્રહ્મચર્ય વ્રત જાળવી રાખે અને શ્રાવક હોય તો સ્વદાર સંતોષી બની પરસ્ત્રીગમનનું સર્વથા પચ્ચક્ખાણ પાળે તે સાધુ કે શ્રાવક એ બંનેને ઉત્તમ પુરુષ સમજવા ૧૯–૨૦.

મૂળઃ–પુરિ સત્થેસુ પવટ્ટઇ, જો પુરિસો ધમ્મ અત્થ પમુહેસુ;
અન્નુન્નમવાણાઇં, મજ્ઝિમ રૂવો હવઇએસો. ...૨૧

અર્થ :- જે પુરુષ ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થને અરસપરસ બાધ ન આવે એવી રીતે વર્તે તે મધ્યમ પુરુષ જાણવો આ વિભાગમાં સમકિત નહીં પણ સમકિત પામવાને યોગ્ય બનેલા માર્ગાનુસારીના ૩૫ ગુણવાળા પુરુષનો સમાવેશ થાય છે ૨૧

મૂળ:-એ એસિં પુરિસાણં, જઈ ગુણ ગહણં કરેસિ બહુમાણા,
તો આસન્ન સિવ સુહો, હોસિ તુમ નત્થિ સ દેહો ..૨૨

અર્થ :- એ ચારે પ્રકારના પુરુષોના ગુણોની જો તુ બહુમાન ધરી પ્રશસા કરીશ તો તુ થોડા કાળમાં મોક્ષનુ સુખ મેળવીશ એ નક્કી છે ૨૨

મૂળ.-પાસત્થાઇસુ અહુણા, સજમ સિઢિલેસુ મુક્કજોગેસુ;
નો ગરિહા કાયવ્વ, નેવ પસસા સહા મજ્ઝે ...૨૩

અર્થ .- આજકાલ સંયમ પાળવામાં ઢીલા પડેલા, યોગક્રિયા-હીન સયમની કરણી કે આચાર વગરના એવા પાર્શ્વસ્થ-માત્ર સાધુ કે વેશધારી પુરુષોની બાબતમાં સભા વચ્ચે તેમની નિંદા કે પ્રશંસા કરવી નહીં ૨૩

મૂળ:-કાઊણ તેસુ કરુણ, જઇ મન્નઇ તો પયાસયે મગ્ગં,
અહ રૂસઇ તો નિયમા, ન તેસિં દોસ પયાસેઇ ...૨૪

અર્થ :- તેઓ પર કરુણા લાવીને જો તેઓ માને એમ હોય તો ખરો રસ્તો બતાવવો, પરંતુ તેમ કરતા તેઓ ગુસ્સે થાય તો પછી આપણે તેમના દોષ પ્રકાશવા નહીં ૨૪

મૂળ:-સપઇ દૂસમસમએ, દીસઇ થોવો વિ જસ્સ ધમ્મ ગુણો;
બહુમાણો કાયવ્વો, તસ્સ સયા ધમ્મ બુદ્ધાએ. ...૨૫

અર્થ :- આજના વિષમ સમયમા જેની પાસે થોડાક પણ ધાર્મિક ગુણ દેખવામાં આવે તે પ્રતિ હમેશાં ધર્મ બુદ્ધિથી બહુમાન બતાવતા રહેવું ૨૫

મૂળઃ–પરગચ્છે સયગચ્છે, જે સંવિગ્ગા બહુસ્સુયા મુણિણો;
તેસિં ગુણાણુરાયં, મા મુંચસુ મચ્છરપ્પહઓ.....૨૬

અર્થઃ– પરાયા ગચ્છમાં અગર પોતાના ગચ્છમાં જે વૈરાગ્યવાન અને વિદ્વાન્ મુનિઓ હોય તેમના તરફ ઈર્ષાભાવથી ગુણાનુરાગ મૂકવો નહીં ૨૬

મૂળઃ–ગુણ રયણ મંડિયાણં, બહુમાણં જો કરેઇ સુદ્ધ મણો,
સુલહા અન્નભવંમિય, તસ્સ ગુણાહુંતિ નિયમેણં.....૨૭

અર્થ :– ગુણરૂપી રત્નોથી શણગારાયેલા પુરુષોનું જે શુદ્ધ મનથી બહુમાન કરે તેને બીજા ભવમાં તે તે ગુણો સુલભ થઇ પડે છે. ૨૭

મૂળઃ–એયં ગુણાણુંરાયં, સમ્મં જો ધરઇ ધરણીમજ્ઝંમિ;
સિરિસોમ સુંદર પયં, સો પાવઇ સુવ્વ નમણિજ્જં.....૨૮

અર્થ :– આ ગુણાનુરાગને જે પુરુષ આ પૃથ્વીમાં રહીને સારી રીતે ધારણ કરે તે સોમસુંદર–શોભતા ચંદ્ર જેવા શાંતિમય અને સર્વને નમવા યોગ્ય પદને પામે ૨૮



## મારી ચાર ભાવના

રાગ–લાવણી

### ૧ દેવ ભાવના

રાગ દ્વેષ કામાદિ જેણે, જીતી સહુ જગ જાણી લિયો,
સર્વ જીવોને મોક્ષ માર્ગનો, નિઃસ્પૃહ થઈ ઉપદેશ દિયો;
એવા પ્રભુના ચરણકમળમાં, કે તેને સ્વાધીન કહો,
ભક્તિભાવથી પ્રેરિત થઈ, આ ચિત્ત તે આમાં લીન રહો.....૧

## ૨ ગુરુ ભાવના.

વિષયોની આશા નહિ જેને, સામ્ય ભાવ વ્રત પાળે છે,
સ્વપરના હિત સાધનમાં જે, નિશદિન તત્પર ચાલે તે,
સ્વાર્થ ત્યાગની કઠિન તપસ્યા, વિના ખેદથી જે કરતા,
એવા સાચા સાધુ જગતના, દુઃખ સમૂહના છે હરતા.... ૨

સદા રહે સત્સંગ તેઓનો, ધ્યાન તેઓમાં નિત્ય રહે,
તેના જેવી ચર્યામાં આ ચિત્ત, સ દા અ નુ ર ક્ત ર હે,

## આત્મ ભાવના.

નહીં સતાવું કોઈ જીવને, કદી અસત્ય નહીં ઉચ્ચરૂં,
પરધન વનિતા પર ન લોભાઉં, સંતોષામૃતથી આ કરૂં ....૩

અહંકારનો ભાવ ન રાખું, નહીં કોઈ પર ક્રોધ કરૂં,
અન્ય જનની ચડની દેખી, કદી ન ઈર્ષા ભાવ ધરૂં;
રહે ભાવના એવી મારી, સરલ સત્ય વ્યવહાર કરૂં,
બને ત્યાં સુધી આ જીવનમાં, અન્ય ઉપર ઉપકાર કરૂં ..૪

## ૪ વિશ્વ ભાવના

મૈત્રીભાવ જગતમાં મારો, સહુ જીવોથી નિત્ય રહે,
દીન દુઃખી જીવો પર મારા, ઉરમાં કરૂણા શ્રોત વહે;
સામ્યભાવ સદા રહે તે પર, એવી પરિણુતિ મુજ થાવે ....૫

ગુણી જનોને દેખી હૃદયમા, પ્રેમ મારો ઉભરી જાએ,
બને ત્યાં સુધી તેમની સેવા, કરીને આ મન ખુશ થાએ;
થાઉં નહીં કૃતઘ્ન કદી હું, દ્રેષ ન મારા ઉર થાએ,
ગુણુ ગ્રહણુનો ભાવ રહે નિત્ય; દૃષ્ટિ ન દોષો પર જાએ ...૬

રોગ મારી દુર્ભિક્ષ ન થાયે, જીવો શાન્તિથી જીવ્યા કરે,
પરમ અહિંસા ધર્મ જગતમાં વ્યાપી સર્વ હિત કર્યા કરે;
રહે અડોલ અકંપ નિરંતર, આ મન દૃઢતર થઈ જાયે,
ઇષ્ટ વિયોગ અનિષ્ટ યોગમાં, સહનશીલતા વરતાએ...૭

સુખી રહે સર્વજીવ જગતના, કોઇ કદી ના ગભરાયે,
વેરભાવ અભિમાન તજી જગ, નિત્ય નવા મંગળ ગાએ;
ઘર ઘર ચર્ચા થાય ધર્મની, દુષ્કૃત દુરતર થઈ જાએ,
ચારિત્ર જ્ઞાન ઉન્નત કરી નિજનું, સફળ જન્મ સૌનાં થાએ.....૮

વ્યાપે પ્રેમ પરસ્પર જગમાં, મોહભાવ દૂર થઇ જાયે,
અપ્રિય, કટુ, કઠોર શબ્દને, કદી ન મુખથી બોલાએ;
સર્વ બને યુગવીર હૃદયથી, વિશ્વોન્નતિરત નિત્ય રહે,
વસ્તુ સ્વરૂપ વિચારી વિવેકે, અનંત આત્મ સુખ સર્વ લહે....૯

(પ્રબુદ્ધ જૈન) જુગલકિશોર મુખ્તારના હિંદી ઉપરથી

અનુવાદક : શિવલાલ લવજી શાહ.



## જીવના આઠ પ્રકારના સંબંધી અષ્ટક

### રચયિતા- મગનલાલ મોતીચંદ શાહ

રાગ-હરિગીત.

જાણે નહી નહીં અંદરે, સયમ નિયમ નહીં પાળતા,
અતિ મોહવશ થઇ મુગ્ધભાવે, જ્ઞાન ધ્યાન ન ધારતા;
મિથ્યાત્વ પૂરના વમળમાં, જાણે તણાતા માનવા,
ભવાબ્ધિ પાર ન પામતા, સસારી જીવ તે જાણવા....૧

જાણે નહીં નહીં આદરે, વ્રત પાળવા રૂચી ધરે,
બાહ્ય ભાવના કારણે, સવેગ હૃદયે ન ઊતરે,

સ્વભાવનાં જ્યાં અંકુરો, ફૂટયાં નથી જેનાં ખરે!
અજ્ઞાન તપસ્વી જાણવા, એમ શાસ્ત્રકારોરે! વદે ...૨

ઇચ્છા કરીને આદરે, પણ પાળવે અપૂર્ણતા,
દર્શનની અવિશુદ્ધતા એ, અનુકમ્પ ભાવ ન આણુતા,
પ્રભાવ પ્રગટાવે ખરો, પણ અંતિમ ધ્યેય ન જાણુતા,
પાસત્થાનાં લક્ષણો, આ વિવેકથીજ વિચારવા ....૩

વ્રત પ્રત્યાખ્યાન આદરી, પાલન કરે છે પ્રેમથી,
સમ્યગ્ જ્ઞાન અપૂર્ણતાએ, ન રહે સ્વરૂપમાં ટેકથી;
શ્રદ્ધાદિ ગુણુની ભૂમિકા, પૂરી નથી અહીં જાણવી,
અગીતાર્થ જીવની, કરણી સદૈવ પિછાણુવી. ...૪

આદર અને પાલન નહીં, પણ જ્ઞાનથી તો જાણુતા,
યથાતથ્ય સ્વરૂપમાં રહી, ધર્મ ધ્યાન ન ધારતા;
પુરુષાર્થ કરવાના પ્રયત્નો, ઉદ્દભવે આ જીવનમાં,
અવિરતિ જીવને કહ્યા, ખરે! શાસ્ત્રકુંજ નિકુંજમાં ....૫

જાણે સદા પાળે ખરા. આદરપણુ નવ સંભવે,
મનુષ્ય ભવને ઇચ્છીને, જે આત્મસાર્થકને ભજે;
ઉત્કૃષ્ટ સ્થિતિ પામવા, મનોમંથનો અહીં ઉદ્દભવે.
અનુત્તરવાસી દેવના, જીવો સુખોમા બહુ ચડે ....૬

ધર્મભાવે જાણીને જે, વિવેકથી નિત્ય આદરે,
પાળી શકે ન પૂર્ણ ભાવે, દેહાધ્યાસના કારણે,
જ્ઞાન દશા પ્રગટાવવાનો, આસ્તિકય ભાવ અહીં ધારવો,
સંવિજ્ઞ પક્ષી જીવનો, મહિમા ઘણો જ વિચારવો ....૭

સમ્યક્ પ્રકારે જાણીને, જે પાળવામાં પૂર્ણ છે,
અનુકમ્પ ભાવે આદરી, વળી ન્યાયમાં નિપુણ છે;
દેશથી ને સર્વથી જે, વ્રત સંયમાદિ પાળતા,
શાસ્ત્રકારો એ જીવને, **મહાવ્રતધારી** માનતા.....૮



# કેટલાક જાણવા યોગ્ય અષ્ટકો.

## ૧. આઠ પ્રકારના પાપી જીવો

૧ આત્મઘાત કરનાર, ૨. વિશ્વાસઘાત કરનાર, ૩. ગુણોને લોપનાર, ૪. ગુરુનો દ્રોહ કરનાર, ૫ ખોટી સાક્ષી પૂરનાર, ૬. ખોટી સલાહ આપનાર, ૭. હિંસામય ધર્મ સ્થાપનાર, ૮. વારંવાર પચ્ચક્ખાણ ભાંગનાર.

## ૨. બુદ્ધિના આઠ ગુણો

૧. શ્રવણ કરવાની ઇચ્છા, ૨ શ્રવણ, ૩ ગ્રહણ, ૪. ધારણ, ૫ ઊહા, ૬ અપોહ, ૭. અર્થ વિજ્ઞાન, ૮ તત્ત્વ નિર્ધાર.

## ૩. આઠ પ્રકાર અંધ

૧. દિવસે અંધ, ૨. રાત્રે અંધ, ૩. જન્માંધ, ૪. ક્રોધાંધ, ૫. માયાંધ, ૬. માનાંધ, ૭ લોભાંધ, ૮ કામાંધ.

## ક્ષમા યાચના.

(વસંત તિલકા છંદ)

૧

તારા ગુન્હા પ્રભુ! અમે અધિકા કર્યા છે,
ભૂલો તણાં નિધિ ઘણા હૃદયે ભર્યા છે;
સ્વાર્થાંધ થૈ હિત બહુ જનનાં હર્યા છે,
જાણ્યા છતાં નયન ઝેર સદા ઝર્યા છે

૨

તોડ્યા અહો નિયમ મેં બહુવાર લૈને,
મોડ્યાં હશે અવરનાં સુખ અંધ થૈને;
ભાંગ્યા ભલાં વચન મેં વળી કોલ દૈને,
સેવ્યા ન સત્પુરુષને વિમુખે રહીને.

૩

એ સર્વ પાપ હર દેવ! દયા કરીને,
ભૂલે ભરેલ ગુણહીન શિશુ ગણીને;
યાચું દયા પરમદેવ! પગે પડીને,
માગું ક્ષમા ફરી ફરી હૃદયે રડીને.



## ચિત્ત મુનિ અને બ્રહ્મદત્ત

(દ્રુતવિલંબિત)

શ્રી જિનવીરપદે નત મસ્તકે,
પ્રણમીને કહુ એક કથાનક;
શ્રી જિનભાષિત વાણી વિષે કહી,
કથની એહ ગુંથી કવિતા મહીં, ૧

નગર શોભિત કંપિલપુર છે,
નૃપતિ નીતિ શીલ બ્રહ્મરાય છે,
કુંવર સુંદર સુબ્રહ્મદત્ત છે,
ભરતખંડ તણો સુમહીપ છે ૨

પુરી મતાલપુરી અતિ શોભતી,
ધનદ શ્રેષ્ટિ વસત મહામતિ;
મનુષ જન્મ મહીં સુરલોકના,
વિવિધ સૌખ્ય સદા વિલસી રહ્યો ૩

પૂરવ પુણ્ય તણા શુભ યોગથી,
ધનદ શ્રેષ્ઠિ ગૃહે ચિત્ત ઉપન્યા;
રૂપ મનોહર કોમળ અંગ છે,
સરવ ઇન્દ્રિય પૂર્ણ અભંગ છે ૪

વ્યતીત બાલ થઈ વય જ્યાહરે,
ખીલી વસંત યુવા ચિત્તની તદા;
વિષમ મોહ તણાં વિષ બંધનો,
ત્યજી દઈ ચિત્ત સંયમ આદરે. ૫

( શાર્દૂલ વિક્રીડીત )

પામ્યા સંયમ ધ્યાનથી અવધિનું, સદ્જ્ઞાન ચિત્તર્ષિએ,
જાણી લીધી બધી કથા જીવનની, જોયા ત્રણે કાળને.
જાણ્યા બ્રહ્મદત્ત ભવો પૂરવના, જાતિ સ્મૃતિ જ્ઞાનથી,
ક્યાં છે બાંધવ પૂર્વ પાંચ ભવનો ? જોઈ શક્યો તે નહીં ૬

(અનુષ્ટુપ્)

પૂર્વ બંધુ વિયોગથી, થયો તે દુઃખી રાજવી;
જરાએ સુખ ના પામે, વૈભવો કે વિલાસમાં. ૭
બંધુની ભાળને માટે, અર્ધો શ્લોક બનાવીને,
સર્વત્ર રાજ્યમાં એનો, સંદેશો નૃપ પાઠવે ૮
"અર્ધા રાજ્ય તણો ભાગી, હું બનાવીશ એહને;
ઉત્તરાર્ધ શ્લોકનો જેહ, બનાવી આપશે મને". ૯

( હરિગીત )

નિજ આત્મને પર આત્મનુ શુચિ હિત કરતા આવીઆ,
કંપિલપુરે ઉદ્યાનમાંહી ચિત્ત મુનિવર વિહરિયા;
સંયમ અને તપથી સદા નિજ આત્મ ભાવે રાચતા,
છોડી જગત જંજાળને નિજ મસ્તી માંહે મ્હાલતા. ૧૦

( દ્રુત વિલંબિત )

જલનું સિંચન વૃક્ષની ક્યારીમાં,
કરત માળી વદે અર્ધ શ્લોકને;
શ્રવણ શબ્દ જતાં મુનિ બોલીયા,
"કરી દઉં હું પૂરો યહ શ્લોકને. ૧૧

પૂરણ શ્લોક કહ્યો નૃપ આગળે,
સુણી થયો નૃપ મૂર્છિત તે સમે;
થઇ સચેત સહર્ષજ દોડીને,
જઇ મળ્યો મુનિ બાંધવ પ્રેમથી. ૧૨

( અનુષ્ટુપ્ )

જાતિ સ્મરણ યોગેથી, જે જાણ્યા ભવ પાછલા,
મુનિ પાસે કહીને તે, પૂછે પ્રેમ થકી નૃપ ૧૩

( ઉપજાતિ )

'પે'લા હતા દાસપણે હિ બંધુ,
બીજે મૃગો પર્વત શ્રેણી માંહે;
હંસો ત્રીજેને ચાંડાલ ચોથે,
ને પાંચમે દેવ ભવેય સાથે' ૧૪

( અનુષ્ટુપ્ )

"કયા દોષે થયા જુદા આપણે બેઉ બાંધવા ?
કારણ એનું કહો ભાઇ, જાણવા ચિત્ત ઉલ્લસે" ૧૫

**ચિત્તમુનિ કહે છે :**

( દ્રુત વિલંબિત )

"નિરખી ઋદ્ધિ અને રમણી વળી,
ચક્રવર્તી સનંતકુમારની;
ક્ષણિક સૌખ્ય વિષે બની આંધળા,
પરમ દુઃખતણાં બીજ વાવિયાં ૧૬

( મંદાક્રાન્તા )

"વાર્યો તુંને તદપિ ન સમજ્યું, મોહમા ભાન ભૂલ્યો;
કોડી સાટે અમુલખ હીરો હાથથી તેં ગુમાવ્યો,

કર્મ ગ્રંથિ નિયતિ થકી તેં મૂર્ખ થઇને વધારી,
જ્ઞાનાદિ જે નિજ ગુણ તણી ચિર શાન્તિ ગુમાવી." ૧૭.

બ્રહ્મદત્ત પૂછે છે :

( દ્રુત વિલંબિત )

" સરલ સત્ય તપાદિક જે કર્યાં,
શુભ ફળો અનુભોગું હું એહના;
તપ સુસંયમનાં ફળ જે રૂડાં,
ચિત્ત મુનિ તમને કયમ ના મળ્યાં ?" ૧૮

મુનિ જવાબ આપે છે :

" શુભ અશુભ કર્યાં ગત કાળમાં,
ન છૂટકો બધું ભોગવીયા વિના;
ફળ સુપુણ્ય તણાં મુજને મળ્યાં,
સુખ વિલાસની ઊણપના નૃપ ! ૧૯

( વસંત તિલકા )

"સદ્‌ભાગ્યવાન મનથી તુજને તું માન,
તેવો સુભાગી ચિત્તને મનથી પ્રમાણ;
ઋદ્ધિ અને શરીર કાન્તિ તણો સુયોગ,
પામ્યો હતો ચિત્ત ગૃહે સુખ ભોગ પૂર્ણ." ૨૦

બ્રહ્મદત્ત પૂછે છે :

( અનુષ્ટુપ્ )

"મળ્યા જો ભોગ એવા તો, ભોગવ્યા કેમ ના તમે ?"
બ્રહ્મદત્તે પૂછ્યું જ્યારે, વદે છે મુનિ પુંગવ: ૨૧

મુનિ જવાબ આપે છે :

( દ્રુતવિલંબિત )

"નવીન શ્લોકકડી શ્રવણે સુણી,
ભવનિધિ તરતા કંઇ પ્રાણીઓ;

પરમયોગી કનેથીજ સાંભળી,
વિરતિ ભાવ સ્વ અંતર ઉલ્લસ્યો." ૨૨

બ્રહ્મદત્ત કહે છે :

"ઉદય, ઉચ્ચ, મધુ, કર્ક, બ્રહ્મ આ,
સુખ મહાલય ને વળી રાજ્ય આ;
રમણી રમ્ય સુ વૈભવ ભોગ આ,
તપ દુઃખો ત્યજી એ નિત ભોગવો." ૨૩

( અનુષ્ટુપ્ )

બધુ સ્નેહે અનુરક્ત, આમંત્રે નૃપ ભોગનેઃ
અનાસક્ત વિરાગીએ, ચિત્ત મુનિ વદે તદા. ૨૪

મુનિ કહે છે :–

( દ્રુત વિલંબિત )

"ગીત વિલાપ, વિડબન નૃત્ય છે;
વિષમ ભાર ગણું ભૂષણો બધાં,
વિષય ભોગ હળાહળ ઝેર છે,
ક્ષણિક સૌખ્ય અનંત દુખંકર." ૨૫

"સુખ જે રહ્યું તપ ધન તથા ચારિત્રના ગુણ પુંજમાં,
તેમજ અનંતુ સુખ સાચું વિરતિ કેરી કુંજમાં;
તે સુખ ભાગ અનંતમો ના હોય ભોગ વિલાસમાં,
કામાદિમાં જે મોજ માને અધ તે અજ્ઞાનમાં" ૨૬

( દ્રુતવિલંબિત )

"નીચ ગણાય મનુષ્યની જાતિ જે,
અધમ એવુંય જીવન ભોગવ્યું;
અશુભ કર્મતણાજ વિપાકથી,
સ્થળે સ્થળે હડધૂત બહુ થતાં. ૨૭

( અનુષ્ટુપ્ )

રહી ચાંડાળ જાતિમાં, વેઠયાં દુઃખો અનેકશાં,
તિરસ્કાર પરિત્યાગ, શ્વાનવત્ કરતા જનો. ૨૮

હતા એ જાતિમાં જયારે, શુભ કર્મો કંઈ કર્યાં,
ઉદય એનો થયો આજે, સુખ સમૃદ્ધિ પામીઆ. ૨૯

( દ્રુતવિલંબિત )

પૂરવ પુણ્ય ફળે નૃપ ! પામિયો,
નિધિ સમૃદ્ધિ અને બડભાગ્યને,
દુઃખદ નશ્વર ભોગ ત્યજી દઇ,
લઇ સુસંયમ મેળવ તું સુખો ૩૦

મનુષ્ય જન્મ અમુલખ પામીને,
ભૂલી જઇ નિજ આત્મ સ્વરૂપ આ,
જીવનમાં કદિ શુભ કર્યું નહીં,
થઇજ ગૃદ્ધ શરીર સુખો વિષે. ૩૧

અનુષ્ટુપ્

સંબળ શુભ ના લીધું, જાનાં પરભવે નરે;
મહાદુઃખે મૂંઝાયે એ, અંતકાળે જ માનવી. ૩૨

( દ્રુત વિલંબિત )

હરણ ગ્રાસ બને મૃગરાજનો,
ત્યમ ગ્રહે યમરાજ મનુષ્યનો;
અલ્પ કાળ તણા દૃઢ પાસથી.
સ્વજન કોઇ ન મુકત કરી શકે. ૩૩

જનક માત સુબાંધવ બેનડી,
રમણી પુત્ર સ્નેહી સમાજ જે;
દુઃખદ કર્મ ઉદય જબ આવતાં,
ન લઈ ભાગ શકે, સુખ દૈ શકે. ૩૪

(અનુષ્ટુપ્)

ઉદય આવતાં જ્યારે, ભોગવે ફળ એહનાં,
વિપાકે ભાગી ના કોઇ, બાંધનારોજ ભોગવે 35

(હરિગીત)

ત્યજીને જવું છે માત પિતુ નોકર અને ધન ધાન્ય આ,
પશુ પક્ષીઓ મહેલાત ભૂમિ જાવું મૂકી એકલા;
સાથે ન આવે જીવની નિજ કર્મવિણુ બીજું કંઇ,
શુભ અશુભ સ્થાને જન્મ લેવા કર્મ કેરી ગતિ સહી. 36

[ લલિત ]

સ્વજન સ્નેહીઓ પ્રિય શરીરને,
મરણ પામતાં બાળી નાખશે,
સમય વિતતાં ભૂલી સૌ જતાં,
અવર સાથ એ સ્નેહ બાંધતાં 37

(દ્રુતવિલમ્બિત)

જલ પ્રવાહ સમુ અવિશ્રાન્ત આ,
ઘટતું જાય ક્ષણિક જ જીવન;
દૂર જતાં જન યૌવન કાન્તિએ,
ઢૂકડી આવી જરા તમને હરે 38

પાંચાલ પુરના રાજા! સુણીને શબ્દ આ બધા;
દુઃખદાયી મહારંભ–કાર્યનો કર ત્યાગ તું."
સુણીને બોધ સાધુનો, દીન ભાવે વદે નૃપ. 39

**બ્રહ્મદત્ત કહે છે :–**

જાણી શક્યો હું એ સત્ય, વદ્યા જે આપ **હે** મુનિ! 40

(ઉપજાતી)

"છે બંધનું કારણું ભોગ રાગ!
ત્યજી શકે દીન ન હું સમાન,

નિદાન કીધું તપ તેજ હારી,
સનંતકુમારની ઋદ્ધિ માટે." ૪૧

(અનુષ્ટુપ્)

"સુધારવા ભૂલો મારી, આપે બોધ કર્યો ઘણો,
હઠાગ્રહી બનીને મેં, ના ધાર્યો ઉર લેશ તે." ૪૨

(દ્રુતવિલંબિત)

"સ્વરૂપ જાણ્યું તમો થકી ધર્મનું
તદપિ ભોગ જરા ન ત્યજી શકું;
નિરખતો તીર પંક ખૂંચ્યો કરી,
પણ જઈ ન શકે સરકાંઠડે" ૪૩

(અનુષ્ટુપ્)

"એવી રીતે મહાભાગ, ડૂબ્યો હું કામ પંકમાં.
ભોગાસકિત ત્યજીને હું, ત્યાગ પથે ન જઈ શકું." ૪૪

મુનિ કહે છે :

(હરિગીત)

રાત્રિ અને દિવસ રૂપે આ કાળ વ્હેણુ વહી જતું,
નહીં સ્થિર છે આ કામ ભોગો આયુ પણ નહીં સ્થિર છે;
ફળ ફૂલ વિનાના તરૂ ત્યજી પક્ષીગણો દૂર જાય છે,
તેમજ ત્યજી જાયે સહુ આ કામ ભોગ મનુષ્યને. ૪૫

(મંદાકાન્તા અને સ્ત્રગ્ધરા)

ભોગાસકિત ત્યજી ન શકે જો સર્વથા હે તું રાજા !
સંસારે તું રહી જીવનનાં શુભ કાર્યો કરી લે;
સાધી લે તું નિજ જીવનમાં પ્રેમ કારૂણ્ય સૂત્રો,
પાળી પોષી પ્રજાને પરહિત કરીને ધર્મ આરાધી લે તું. ૪૬

(અનુષ્ટુપ્)

સંસારે જો રહી રાજન્! જીવન શુદ્ધિ આચરે;
ઇચ્છિત સુખનો ભોક્તા, દેવ મોટો થઇશ તું ૪૭
વાત એક્કે નહીં માની, બ્રહ્મદત્તે મુનિ તણી;
સમભાવી મુનિ ત્યારે, કહે છે રાજવી પ્રતિ. ૪૮

મુનિ કહે છે :

(વસંત તિલકા)

"આરંભને પરિગ્રહે અતિરક્ત તું છે,
તે છોડવા મન નહિ તુજને લગારે;
મેં જે કહ્યું નિવડયું વ્યર્થ વિલાપ જેવું,
તેથી હવે અહિંથી સદ્ય વિહાય થાઉં." ૪૯

(ચાલુ કથા)

(દ્રુતવિલંબિત)

વિષયમાં અતિ અંધ થયો નૃપ,
હૃદયમાં જરી બોધ ધર્યો નહીં,
મનુજ જન્મ ગુમાવી વિલાસમાં,
નરક સાતમીએ જઇ ઉપન્યો ૫૦

મુનિ ચિત્તે સઘળાં નિજ કર્મને,
તપ સુસંયમ અગ્નિ થકી કહ્યાં;
પરમ જ્ઞાની તણું પદ પામિયા,
નમે ચિત્તના લઘુ પદપકજે. ૫૧

(અનુષ્ટુપ્)

ભવ્ય માનવને અર્થે, કાવ્યમાં આ કથા કહી;
ધ્રોળ ગ્રામે શેષ કાળે, વસીને પૂર્ણ છે કીધી. ૫૨

(દ્રુતવિલંબિત)

૨ ૯ ૯ ૧
નયન નિધિ ગ્રહો વસુધા વિષે,
પૂનમ જ્યેષ્ઠ તણી ભૃગુ વાસરે;
કમળની શર્શી સુનિ સહાયથી,
લઘુ કથે સુકથા પુરભાવથી. ૫૩



## માટીનો મીનારો

કાયા કરમાઈ જાશે, શ્વાસ રૂંધાઇ જાશે, અંતે તારો,
આ તો માટીનો છે મીનારો.

મુસાફરીએ મુસાફિર આવ્યો, સાકર વેંચીને હર્ષ મનાયો,
ભૂલવણીમાં ભૂલ્યો, માયા માંહી ડૂલ્યો, અંતે તારો,
આ તો માટીનો છે મીનારો.

બાલપણું વીતાવ્યું ખેલો મેં, અમૃત પીવાનું આજે ગુમાવ્યું,
નિંદા નરકે લઇ જાય, અંતે વેદના થાય, અંતે તારો,
આ તો માટીનો છે મીનારો

અધમ પાપનાં પથે દોરીયો, વિષય વૃત્તિ માંહી લલચાયો,
પીડા ચાલે અતિ, કેવી થાશે ગતિ, અંતે તારો,
આ તો માટીનો છે મીનારો.

સત્ય નીતિનો લેજો સહારો, અંતે વિજય થવાનો તમારો,
હવે ચેતી જાજો, મહાવીર ગુણ ગાજો, અંતે તારો,
આ તો માટીનો છે મીનારો.



## હે પ્રભુ !

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાગ )

પાર્શ્વ જિણંદા ચરણ નમીને તાહરા,
પ્રકટ કરું છું મ્હારા સઘળાં પાપ જો;
દેવ દયાળુ દયા કરી મુજ સાંભળો,
તુજ વિણ કયાં જઇ પોકારું સંતાપ જો. પાર્શ્વ.

પૂરવ પુણ્યે માનવ તન હું પામિયો,
પણ ના જાણ્યું તેનું મૂલ્ય અમૂલ્ય જો;
પ્રજાપતિને કર જેમ હીરો લાધિયો,
બાંધી ગધંવ કંઠે કરીઓ ધૂળ જો. પાર્શ્વ.

જગ છેતરવા ઢોંગ કરું વૈરાગ્યનો;
રંજન કરવા લોક કરું વ્યાખ્યાન જો;
જ્ઞાનરહિતના ભણતરનો ઉપયોગ શું ?
વાદવિવાદે ખોયું સત્ સન્માન જો. પાર્શ્વ.

વાણી તો પરનિંદા દોષ થકી ભરી,
વિષયોનું દૃષ્ટિમાં ભરિયું ઝેર જો;
દુષ્ટ વિચારે મનડું અહોનિશ રાચતું,
પામું કયાંથી પ્રભુ ! તમારી મ્હેર જો ? પાર્શ્વ.

ઊગીને આથમતાં સુધી પાપમાં,
જીવન વિતાવ્યું જાણ્યો ના કંઈ ધર્મ જો;
સદ્ગુણનાં તો સ્વપ્ને પણ દર્શન નહીં,
અવિચારી મેં કીધાં કાળાં કર્મ જો. પાર્શ્વ.

દુઃખથી ત્રાસી આવ્યો શરણે નાથજી !
રાખ ! રાખ ! ઓ દીનદયાળુ દેવ જો;

સ્વર્ગ અને અપવર્ગ તણાં સુખ ના ચાહું,
લઘુ ચહે છે તુજ પદ કરી. સેવ જો. પાર્શ્વ.

મુનિ છોટાલાલજી.



## પાર કરજે !

( શિખરિણી )

સદા ઇચ્છું વ્હાલા ! તુજ ચરણમાં વાસ કરવા,
મને સ્વપ્નામાંએ કદિય નવ હો જગત્ પરવા;
જૂઠી જંજાળોથી જરૂર મુજને દૂર કરજે,
બહેલાવી મારા દિલ મહીં સદા શાન્તિ ભરજે.

નમેરો તું થાતાં જીવન મુજ તો ધૂળ મળશે,
રહું છું વિશ્વાસે દીનશરણ એવું ન કરશે;
તરી જાવા અબ્ધિ પ્રવહણ બની સ્હાય કરજે,
નમી યાચું પ્યારા ! તનમન તણા તાપ હરજે.

બહેકે છે વ્હાલા ! તુજ પરિમલ સહુ દુ:ખ હરવા,
નથી મ્હારે માટે તુજ વિણ બીજુ ઠામ ઠરવા,
ત્રિવિધિના તાપો જરૂર મુજને પામર કરે,
ઉગારો એ દેવા ! મુજ પર દયા જો કંઇ ઉરે !

અપાપી પાપીનો નથી તુજ કને ભેદ જરીએ,
અમે મેલા ઘેલા તુજ ચરણમાં વાસ કરીએ,
પ્રભો ! અંતર્યામી ! દીન અરજ આ ધ્યાન ધરજે,
"भवाम्भोधिपोतं" લઘુ કર ગ્રહી પાર કરજે.

મુનિ છોટાલાલજી.



## મારા જેવો અધમ કોણ ?

( રાગ–કેદાર તીન તાલ )

મો સમ કૌન કુટિલ ખલ કામી —ટેક
જિન તનુ દિયો તાહિ બિસરાયો, ઐસો નિમકહરામી,
ભરી ભરી ઉદર વિષયકો ધાવોં, જૈસે સૂકર ગ્રામી
હરિજન છાંડ હરિ વિમુખનકી, નિશદિન કરત ગુલામી
પાપી કૌન બડા હૈ મોંસે, સબ પતિતનમેં નામી,
'સૂર' પતિતકો ઠોર કહાં હૈ, સુનિયે શ્રીપતિ સ્વામી.

સુરદાસ



## પ્રભુના નામ વિના

(રાગ–કાફી–તીન તાલ)

રે મન ! મૂરખ જનમ ગઁવાયો,
કરી અભિમાન વિષય રસ રાચ્યો, શ્યામ-સરન નહીં આયો.
યહ સંસાર ફૂલ સેમર કો, સુંદર દેખી ભૂલાયો.
ચાખન લાગ્યો રુઇ ગઇ ઉડી, હાથ કછુ નહીં આયો.
કહા ભયો અબકે મન સોચે, પહિલે નાહિ કમાયો.
કહત સૂર ભગવંત ભજન બિનુ, સિર ધુનિ ધુનિ પછિતાયો

સુરદાસ



## કર્મ કથન

( રાગ–પાપ તારુ પરકાશ જાડેજા )

શરણુ ગ્રહ્યુ મેં આજ પ્રભુજી ! શરણુ
મારી બેડલી બૂડવા ના દિયો....પ્ર. શ
દયા કરી પ્રભુ તારજો પ્રભુજી રે ! શરણુ

પાળ્યું નહીં શુદ્ધ વ્રત પ્રભુ! મેં પાળ્યું નહીં શુદ્ધ વ્રત રે,
મૂળ ઉત્તર ગુણ તોડીઆ....પ્ર. શ

ગુણીનો કીધો ખાર પ્રભુ! મેં ગુણીનો કીધો ખાર રે,
અછતાં આળ ઓઢાડીઆં....પ્ર. શ.

નિંદા મહીં લયલીન પ્રભુ! હું નિંદા મહીં લયલીન,
સદ્‌ગુણ હઇડે ના વસ્યા....પ્ર. શ.

લઘ મુજ સ્વાર્થને માટ, પ્રભુ! લઘ મુજ સ્વાર્થને માટ,
નિદ્ય કર્મોથી ના ડર્યો....પ્ર શ.

કર્યાં કૂડનાં કામ પ્રભુ! મેં કર્યાં કૂડનાં કામ,
પરદુ:ખ દેખી ના રડયો....પ્ર શ

નથી કર્યું સતકર્મ પ્રભુ! મેં નથી કર્યું સતકર્મ,
દુષ્કર્મોમાં ડૂબિયો....પ્ર શ.

મન વાણી ને કાય પ્રભુ! મુજ મન વાણી ને કાય,
પાપ રંગથી પૂરીયાં... પ્ર શ

કહેતાં દોષ અપાર પ્રભુ! મુજ કહેતાં દોષ અપાર
હૃદયે દાહ મૂકાય છે....પ્ર શ.

રૂવે રૂંવે ભર્યાં પાપ પ્રભુ! મુજ રૂંવે રૂંવે ભર્યાં પાપ,
કીણ વિધ હવે હું ઉગરૂં....પ્ર. શ

હવે ગ્રહો મુજ હાથ પ્રભુ! મુજ હવે ગ્રહો મુજ હાથ,
તુજ વિણ મુજ કો છે નહીં ...પ્ર શ.

લઘુ લાલ તમ બાળ પ્રભુ! લઘુલાલ તમ બાળ,
મ્હેર કરીને તારજો ...પ્ર શ.

મુનિ છોટાલાલજી



## ઉપદેશી સજ્ઝાય.

(લલિત છંદ)

પરમ દેવનો દેવ તું ખરો, ધરમ તાહરો મેં નથી કર્યો,
ભરમમાં ભમ્યો તું નવીગમ્યો, કરમ પાશમાં હું અતિ દમ્યો

ગરીબ પ્રાણીના પ્રાણુ મેં હણ્યા. ત્રસ થાવરો જીવ ના ગણ્યા,
થરર! ધ્રુજતા મોતથી ડરી, અરર, એહની ઘાત મેં કરી.

સુરૂ સભા જઇ જૂઠ બોલિયો, ધરમી જીવનો મરમ ખોલિયો,
સદ્ગુણી શિરે આળ આપીયાં, અરર પાપના પંથ થાપીયા.

અદત્ત દાનથી હું નથી ડર્યો, પરધનો હરી કેર મેં કર્યો,
તસ્કરો તણા તાનમાં ચડયો, અરર પાપના પુંજમાં પડયો.

રમણી રંગમાં અંગ ઉલસ્યું, વિષય સુખમાં ચિત્તડું વસ્યું,
શિયલ ભંગનો દોષ ના ગણ્યો, અરર હાય રે બાઉરો બન્યો.

અથીર દામમાં હું રહ્યો અડી, ધરમ વાત તો ચિત્ત ના ચડી,
ઉદ્ધત મોહમાં હું થયો અતિ, અરર મોહચરી શી થશે ગતિ.

ક્રૂર ભાવથી ક્રોધ મેં કર્યો, સજન દુહવી રોષમાં રહ્યો,
સરવ જનથી સંપ છોડીઓ, તરણુ તોલથી તુચ્છ હું થયો

મચ્છર મનથી મે બહુ કર્યો, મમત ભાવથી હું અતિ ભર્યો
મદ છકે ચડયો માનમાં અડયો, વિનય ના કર્યો ગર્વમાં પડયો.

દગલબાજીએ હું બહુ રમ્યો, કપટ કૂડમાં કાળ નિર્ગમ્યો,
મુખ મીઠું લવી સૃષ્ટિ ભોળવી, અરર! કેમ રે ભૂલશે ભવિ.

ધન હીરાકણી મોતી ને મણી, અબુર આથનો હું થયો ધણી,
અધિક આશ તો અંતરે ઘણી, અરર! લોભને ના શકયો હણી.

મગન મનથી સ્વજનો પરે, હિત ઘણું ધરી પોખીયા ખરે,
તરકટી તણા ફંદમાં ફસ્યો, અરર! રાગથી ના લહ્યો કસ્યો.

દિલ ડૂબી રહ્યું દ્વેષ દર્દમાં, ગુણ નવી ગણ્યા મેરી મર્દમાં
અરુણ આંખડી રોષથી ભરી, અરર ! સર્વનો હું થયો અરિ.

નિજ કુટુંબ ને નાત જાતમાં, વઢી પડયો હું તો વાત વાતમાં.
અણુજ આત્મા ઘાતમાં ઘડયો, અરર ! કલેશથી કૂપમાં પડયો.

અણહુતાં દીધાં આળ અન્યને, અલિક ઓચરી મેળવ્યું ધનને,
સદ્‌ગુરુ તણો સંગ ના કર્યો, અરર ! પાપથી પિંડ આ ભર્યો.

પરની ચોવટે ચુગલી કરી, નૃપ સભા જુઠી સાહેદી પૂરી,
પિશુન ધૂર્ત હું લાંચ લાલચી, પશુપણે રહ્યો પાપમાં પચી.

પરપુંઠે પરા દોષ દાખવા, જશ તણો ઘણો સ્વાદ ચાખવા
રહસ્ય વાત તો મેં કરી છતી, ભવ અરણ્યમાં હું રૂલ્યો અતિ

અધમ કામમાં હર્ષ મેં ધર્યો, ધરમ ધ્યાનમાં અમૃષે ભર્યો,
દુર્ગુણે રચ્યો મોહમાં મચ્યો, અરર ! કર્મના નૃત્યમાં નચ્યો.

છળ વિદ્યા કરી કર્મ સંચીયાં, જૂઠ ! લવી ઘણું લોક વંચિયા,
પતિત રાંકને છેતર્યાં બહુ, અરર ! પાપ હું કેટલા કહું ?

શરીર શોધ તો મે નવી કર્યો, જડ પ્રસંગથી યોનિમાં ફર્યો,
શુદ્ધ વિચાર તો ચિત્ત ના ચડયો, મિછત શલ્ય તો મુજને નડયો.

કરમ વેરીએ વિંટીઓ મને, કરગરી કરૂં અરજ જિનને,
કર ગ્રહો પ્રભુ ! રાંક જાણીને, દિલ દયા ધરો મહેર આણીને.

તકસિરો ઘણી કો શકે ગણી, બક્ષિસો ગુના જગતના ધણી,
રીઝ કરી ખરી ત્રોડી ત્રાસને, શરણુ રાખજો ખોડીદાસને.

નભ ભુજા સહી ચંદ્રમા ગ્રહી, પટણ પ્રાચીથી પશ્ચિમે રહી,
ચતુરમાસમાં બંદરે રહી, લલિત છંદની જોડ એ કહી

સ્વ શ્રી ખોડાજી મહારાજ.



## અંત સમે આવજો.

( ભજન–મીરાના પદની ઢબ. )

દયાળુ મારા દિલમાં રે, આવી રહેજો અંત સમે;
ભજન ભૂલવવા રે, દુશ્મનો આવી ન દમે ... દયાળુ

મારું મારુ કરી મફતનો, અથડાયો અહોનિશ;
જગમા નાયક તમે નિયતા, જાણ્યા હવે જગદીશ.
તમારે ખોળે માથું રે... તારી લેજો તારક તમે. .... દયાળુ.

ચાલી ચાલીને ચાલિયો (પણ) પથનો ના'વ્યો પાર;
માથે ભાર ઉપાડી થાકયો, છેવટ ન જડયો સાર,
પ્રભુની રીત પીછાણી રે .. ખોટ હવે કોણુ ખમે. .... દયાળુ.

ઠીક પડે તેમ કર તું ઠાકર, (તેમાં) મારે નથી તકરાર,
વિષમ સમયે ન વીસરૂં (તુજને) કર એવું કિરતાર,
અરજ છેલ્લી એ છે રે.... 'સંતશિષ્ય' નિત્ય નમે ... દયાળુ.

કવિવર્ય શ્રી નાનચંદ્રજી મહારાજ.



## ખબર નહીં

ખબર નહીં આ જુગમે પલકી રે, ખબર નહીં આ જુગમેં પલકી.
સુકૃત કરના હોય શો કરલે, કૌન જાને કલકી રે. ખબર

એ સૃષ્ટી હે જગતવાસકી, કાયા મંડલકી,
શ્વાસ ઉશ્વાસ સમરલે સાહેબ, આયુષ્ય ઘટે પલકી રે ખબર

તારા મંડલ રવિ ચંદ્રમા, સબ હે ચલનેકી,
દિવસ ચારકા ચમત્કાર, જયું બિજલી બાદલકી ખબર

કૂડ કપટ છલ ભેદ કરીને, કર બાતાં છલકી,
પાપ પોટલી શીર પર તેરે, કેસે હોય હલકી રે. ખબર.

માત તાત ત્રીયા સુત બંધવ, સબ જગ મતલબકી,
કાયા માયા હાટ હવેલી, એ તેરી કબકી રે. ખબર.
એ જુગ હે સ્વપ્નેકી માયા, જૈસે બુંદ જલકી,
વીણસતા વાર નહીં લાગે, ખલક રહી ખલકી રે. ખબર.
મન માવત તન ચંચલ હસ્તી, મસ્તી હે બલકી,
સદ્‌ગુરુ અંકુશ ધરી શીર પર, ચલ મારગ સબકી રે. ખબર.
પર ઉપકાર સમો નહીં સુકૃત, ધર સમતા સુખકી,
પાપ મહા પર પ્રાણી પીડન, હર હિંસા દુઃખકી રે. ખબર.
કોઈ ગોરા કોઈ કાલા પીલા, નયણે નીરખનકી;
એ દેખી મત રાચો પ્રાણી, રચના પુદગલકી રે. ખબર.
અનુભવ જ્ઞાને આતમ બુજી, કર બાતા ઘરકી,
અમર પદ અરિહંતકુ ધ્યાવો, પદવી અવીચલકી રે.. ખબર.
દયા ધર્મ સાહેબ કો સમરણ, એ બાતાં સચકી,
રાગ દ્વેષ ઉપજે નહીં જીનકુ, બિનતી અખમલકી રે. ખબર.

*

## ઉપવાસનું અમૂલ્ય ફળ

(તેનો ક્રમ નીચે મુજબ છે)

એક ઉપવાસ કરે તે એક જ ઉપવાસનો નફો
બે ઉપવાસ ભેગા કરે તો પાંચ ઉપવાસનો નફો
ત્રણ ઉપવાસ ભેગા કરે તો પચીસ ઉપવાસનો નફો
ચાર ઉપવાસ ભેગા કરે તો ૧૨૫ નો નફો
પાંચ ઉપવાસ ભેગા કરે તો ૬૨૫ નો નફો
છ ઉપવાસ ભેગા કરે તો ૩૧૨૫ નો નફો
સાત ઉપવાસ ભેગા કરે તો ૧૫૬૨૫ નો નફો
આઠ ઉપવાસ ભેગા કરે તો ૭૮૧૨૫ નો નફો
નવ ઉપવાસ ભેગા કરે તો ૩૯૦૬૨૫ નો નફો
દસ ઉપવાસ ભેગા કરે તો ૧૯૫૩૧૨૫ નો નફો

(એ પ્રમાણે ક્રમ આગળ ગણતાં જવું)

## ચંદ્રગુપ્ત રાજાના સોળ સ્વપ્નની લાવણી (અર્થ સહિત)

(દુહા)

શાસન નાયક સુરતરૂ, ભય ભંજન ભગવંત,
ત્રીસલાનંદ જિનંદ સમ, પ્રણમું મનધરી ખંત. ૧
વળી પ્રણમું ગૌતમ ગુરુ, તપ સંયમ દાતાર,
તાકા પ્રસાદે વર્ણવું, સુપન સોળ અધિકાર. ૨
પાટલીપુર નગર વિષે, ચંદ્રગુપ્ત રાજન,
બારે વૃતધારક ગુણી, પરજાને સુખકંદ ૩
ચૌદ પુરવ જ્ઞાન શુદ્ધ, ભદ્રબાહુ મુનિરાજ,
સમોસર્યા ઉદ્યાનમેં, તરણ તારણ જીરાજ. ૪
પાખી પોષાને વિષે, દેખાં સુપના સોળ,
પૂછે નૃપ કર જોડીને, અર્થ કરો મુનિ ખોળ ૫

અર્થ

(અગડમ બગડમ બાજે ચોઘડીયાં—એ રાગ)

કલ્પવૃક્ષની શાખા ત્રુટી, અર્થ સુણો યેહ સુપનેકા,
અબ જો રાજા હુવેગા, કોઇ સયમ વો નહિ લેનેકા,
દુજે અસ્ત ભયા સૂર્ય અકાળે, ભેદ સુણો અબ ઇસ્કા સહી,
પચમ આરે જન્મ લીયા હે, ઉનકું કેવળ જ્ઞાન નહિ,
નહિ મન પરજવ અવધિ પૂરણ, એ અધકાર ભયા ભારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશુ, પંચમ આરો દુખકારી ૧

ચાંદ દેખા તુમ ચાલણી જેસા, તીસરા સુપના કે માંહી,
અલગ અલગ સમાચારી હોયગી, બોલ ફેરક કુછ દરસાઈ,
ભૂત ભૂતણી નચને હીલમીલ, દેખા ચોથે સુપને માંહી,
દેવગુરુ ધર્મ ખોટા જીનકુ, લોક માનેગા અધિકારી,
દયા, ધર્મ પર બહોત જલેગે, થોડા જૈન ધર્મધારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પચસ આરો દુઃખકારી. ૨

પાંચમે દેખા સરપ ભયંકર, ભારે ફણકર ફુંકારે,
કેતીક સાલ પીછે કાળ પડેગા, બાર વરસ લગે ભયકારી,
ઉત્તમ સાધુ કરે સંથારા, આતમ કાજ સારેગા,
કાયર સાધુઓ ઢીલે પડેગા, હિંસા ધર્મ વિસ્તારેગા,
ખોટા દે ઉપદેશ લોકોકુ, હોવેગા કોઈ ઘરબારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પચમ આરો દુઃખકારી, ૩

છઠ્ઠે સુપને દેવ વિમાનકુ, આતા સો દેખા ફીરતા,
જીસકા અર્થ સુણો તુમ રાજંદ, દીલ અંદર આણી થીરતા,
જંઘાચારણ લબ્ધિધારક, ઓર વીદ્યાચારણ જાણો,
એ દો લબ્ધિ કે એ ધારક, એસે મુનિવરકી હાણો,
વૈક્રિય ઓર આહારક, લબ્ધિ એ બે વિચ્છેદીંગાસારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પંચમ આરો દુઃખકારી ૪

વિકસ્યા કમળ ઉકરડા ઉપર, જીસકા ભેદ સુણો ભાઈ,
ચાર વરણમે માજનકે ઘેર, ધર્મ રહેગા અધિકાઈ,
શાસ્ત્રકી રુચિ રહેગી થોડી, સુણતાં નિદ્રા લેવેગા,
સ્તવન સજ્ઝાય ઓર ઢાળ ચોપાઈ. જીસમેં બહુત ખુશ રહેગા,
પ્રતિબોધ પણ ઈસમેં પાળે, હોવેગા સંજમધારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું. પંચમ આરો દુઃખકારી ૫

આગિયાકા ચમત્કાર આઠમે. ભેદ સુણો ઈસકા નીકા,
ઉદ્યોત હોયગા મિથ્યાત્વ મતકા, જૈન ધર્મ હોયગા ફિક્કા,
સમુદ્ર સુકો તીન દિશાપર, દક્ષિણ દિશે ડોળો પાણી,
દક્ષિણ દિશા ધર્મ રહેગા, તિન દિશા રહેગી તાણી,
પંચ કલ્યાણક ભયે જીન પુરમે, ધર્મ હુનિ તિહાં ઉચ્ચારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું. પંચમ આરો દુઃખકારી ૬

દસમે સોનેકી થાળી જીસમેં, કુતા દેખા ખીર ખાતા,
ઉત્તમ કુળકી દોલત હે, સો જાવેગી અધમ હાથા,
નટખટ સોદા ચોર ઠગારા, ધૂરત હોયગા ધનવાળા,
સાહુકાર સો ઝુરેગા દીલમેં, કહી ન શકે મનકી જવાળા,
ધન સપત સજ્જનકી આણી, સત્યવાદી કમ નરનારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પંચમ આરો દુઃખકારી ૭

હસ્તીકે પર અગીઆરમેં સુપને, દેખા બદરકુ બેઠા,
નીચ રાજા સો માલિક હોયગા, ઊચ રાજા રહેગા હેઠા,
બારમે સુપને દેખા તુમને, દરિયે મરજાદા છોડી,
બેટા બેટી માત પિતાકી, મરજાદા રાખે થોડી,
વહુ સાસુકા નહિ કરેગી કહેણા, ઊલટી દુ.ખ દેગી ભારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશુ, પંચમ આરો દુઃખકારી ૮

લાચ ગ્રાહી સો ક્ષત્રી હોવેગા, વચન દેકે નઠ જાવેગા,
દગાદાર વિશ્વાસઘાતી નર, સચ્ચે નરકુ હઠાવેંગા.
ભલા શખ્સકુ આદર કમતી, પાપી આદર પાવેગા,
ગુરુ ગોરાણીકી ચેલાચેલી, સેવા ભક્તિ કમ ચહાવેગા,
અપની બડાઇ કરેંગે મુખસે, ગુરુકો હોયગા દુઃખકારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશુ, પચમ આરો દુઃખકારી ૯

જોડી દેખા સુપને તેરમે, વાછરૂ કે મહારથ માંહી,
નાદાન ઉમરકા ધર્મ કરેગા, સજમ લેગા ઉલસાઈ,
લક્ષ્મીશુ તપ સજમ પાળી, તપ જપમેં ચિત્ત દેવેગા,
બુઢા ઢીઠા હોયગા ધરમમે, આળસ અધિકી રહેગા,
સગખા નહિ સબ લડકા બુઢા, સમુ ચપ ભાળ કહા ભારી,
ભદ્રબાહુ મુને કહે ભૂપશું, પંચમ આરો દુખકારી ૧૦

રતનકી કાન્તિ મદ્દી દેખી, ચૌદમે સુપનામે જાણો,
ભરતક્ષેત્રકા સત સાધુકે, હેત એખલાસ થોડા માનો,
ક્રોધી કલેશી અરૂ અભિમાની, અપની બાત જમાવેગા,
ભલી શીખ જો દેગા કોઈ, ઉસ્કા અવગુણ ગાવેગા,
અલ્પ હોયગા સંયમવંતા, હોયગા ખોતસા લીંગ ધારી
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પંચમ આરો દુઃખકારી ૧૧

રાજકુમાર સો ચડયા પોઠી પર, દેખા સ્વપ્ન પન્નરમે,
રાજા જૈન ધર્મ તજ દેગા, રાચે ગામી થા ધર્મે,
બાત કરે જો સચ્ચાવટકી, ઉસકી થોડા માનેગા,
જુઠેકી પરતીત કરેગા, ખોટેકા પક્ષ તાણેગા,
ધર્મી પુરુષકા કરેગા ઠઠ્ઠા, પાપીકા આદર ભારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પચમ આરો દુઃખકારી ૧૨

હસ્તી બાળક લડતા દેખા. ભિન ભાવત આપસ માહી.
વારંવાર દુષ્કાળ પડેગા, મન ચહાયા વરસેગા નાહી,
માત પીતા ગુરૂ બાતક કરતા, ખીચ ખીચ વાત કરેગા છોટા
ભાઈ ભાઈમેં મપત ઓછી, બોલેગા નિરર્થક ખોટા,
પિતા પક્ષકો આદર ઓછો, પ્રિયા પક્ષકી કરેગા યારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પંચમ આરો દુઃખકારી ૧૩

કાયદાવાળા પ્રમાણિક ન્યાયી, ગુણીજન થોડે હોવેગા,
ઝગડા ટંટા નિરર્થક કરકે, રાજમાહી ધન ખોવેગા;
કહેણુ ન માને ભલા શખસકા, ફીર પીછા પસ્તાવેગા,
એકવીશ હજાર વરસ લગી શાસ્ત્રંદ, એગી રીત કર જાવેગા:
અરસ સુણી સોળે સુપનકા, રાય ભયા સંજમધારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું. પંચમ આરો દુઃખકારી ૧૪

સંવત ઓગણીસે સાલ સેંતીસ કી, ફાગણવદી અગીઆરસ આઈ,
ત્રીલોકરૂષી કહે સ્વપ્નની લાવણી, ગામ કઢામાં બનાઈ;
પંચમ આરો દુઃખમ નામે, દુઃખહે ઈનમેં અધિકાઈ,
ધરમ ધ્યાન ઓર સમતા હોવે, ઉનકું સુખ સમજો ભાઈ;
એસા જાણકે કરજો સુકૃત, ઉતરોગે ભવજળ પારી,
ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પંચમ આરો દુઃખકારી. ૧૫

---

## દોહરો

### સાત વ્યસન

જુવા ચોરી માંસ મેદ વેશ્યારમણ શિકાર
પર રમણી રતિ વ્યસન યે સાતોં હૈ દુઃખકાર

જુગાર, માંસભક્ષણ, મદિરાપાન, વેશ્યાગમન, શિકાર, ચોરી, પરસ્ત્રીગમન

### ભોજરાજા અને પંડિત કાળીદાસનું દૃષ્ટાન્ત

ભોજરાજા—પંડિતજી, કહો જોઈએ, વારૂ, કયા મનુષ્યમાં વિચાર નથી હોતા ?

પંડિતજી—કોઈ સમયે હું તમને તેનો જવાબ આપીશ

હે સાધું ! આ તારી કફની જીર્ણ થઈ ગઈ છે, તો હું તને બીજી આપું ? ત્યારે પહેલો સાધુ કહે છે કે એ કફની ચાદર નથી, પણ માછલાં પકડવાની જાળ છે આ સાભળી રાજાને આશ્ચર્ય થયું શું તમે માછલાં ખાઓ છો ? હા, શરાબની સાથે હું માછલાં ખાઉં છું શું ત્યારે તમે શરાબ પીઓ છો ? હા, હું વેશ્યાની પાસે જાઉં છું, ત્યારે તેની સાથે બેસીને શરાબના બાટલા ઉડાઉં છું, ત્યારે શું તમે વેશ્યાને ત્યાં પણ જાઓ છો ? હા હું દુશ્મનોના મસ્તક પર પગ મૂકીને જાઉં છું ત્યારે શું તમારે દુશ્મનો પણ છે ? હા, કેમકે

હું રોજ એક ઘર ફાડું છું. અને માલ મિલ્કત ઉઠાવું છું. શું તમો ચોરી પણ કરો છો ? હા, કારણ કે જુગાર રમવામાં પૈસા તો જોઇએજ ને ? શું ત્યારે તમો જુગાર પણ રમો છો ? હા, કારણ કે પરસ્ત્રીને ત્યાં જતાં તે જોઇએને. ત્યારે શું તમારામ અત્રાયે દુર્ગુણ છે ?

જવાબ: મહારાજ, ભ્રષ્ટ પતિત થનાર માણસમા વિચાર રહેતો નથી આ ઉપરથી તમે જોઈ શકશો કે મનુષ્ય જ્યારે પતિત થાય છે, ત્યારે તેને કોઇપણ જાતનો વિચાર રહેતો નથી

---

## ઉપદેશી [ દોહરા ]

જન્મ ધરે આ જગતમા, તે નિશ્ચે જાનાર,
ભુવન ભલે ઊંચા ચણ્યા, છે અંતે પડનાર ૧

ખાતા ભોજન ભાવતા, રાતા માતા રૂપ;
જતા જોયા જમપુરમાં, ભાતા વગરના ભૂપ ૨

ધ્રૂજાવતા ધમધમ ધરા, પડતા જેના પાય,
એવા નર ઉપડી ગયા, જે જન્મ્યા તે જાય ૩

ક્રોડપતિ અબજોપતિ, દેશપતિ મહાશય
કરડી દાઢ છે કાળની, સહુને ચાવી જાય ૪

ત્રણ જાણ ત્રણ લોકમા, પંકાયા ધીર વીર
રામ નેમ ને કૃષ્ણજી, રહ્યા નહિં તે સ્થિર ૫

ખીડાય પુષ્પની પાંખડી, કળીઓ તો કરમાય
ઉદય અસ્તના ચક્રમાં, જન્મ્યા સર્વ દળાય ૬

માટે ભલાયું વાપરો, ભલા કરી લો કામ,
સ્મરણ કરો નવકારનું, મળે અવિચળ ધામ ૭

[ સોરઠો ]

જેની ન મળે જોડ, મહામંત્ર નવકાર છે;
વંદન ક્રોડાક્રોડ, આંબાજી એમ ઉચ્ચરે ૧

---

## પશ્ચાતાપ કે આત્મદોષની કબુલાત

સકળ દેવનો દેવ તુ ખરો, ધર્મ તાહરો મેં નથી ગ્રહ્યો;
ભરમમાં ભમ્યો તું નહીં ગમ્યો, કરમ પાસમાં હું અતિ દમ્યો.

ગરીબ પ્રાણીનાં પ્રાણ મે હણ્યા, તરસ થાવરો જીવ ના ગણ્યા;
થરર ધ્રૂજતા મોતથી ડરી, અરર એહની ઘાત મેં કરી

સદ્ સભા મહી જૂઠ બોલિયો, ધર્મિજીવનો મર્મ ખોલીઓ,
સદ્‌ગુણી શિરે આળ આપિયા, અરર પાપના પંથ સ્થાપિયા

રમણી રંગમા અંગ ઉલ્લસ્યું, વિષય સુખમાં ચિત્તડું બસ્યુ;
શિયળભંગનો દોષ ના ગણ્યો, અરર હાયરે બાવરો બન્યો.

અદત્ત દાનથી હું નથી ડર્યો, પરધનો હરી કેર મે કર્યો;
અથિર દામમાં હુ રહ્યો અડી, ધરમ વાત તો ચિત્ત ના ચડી

ઉધત મોહમાં હું થયો અતિ, અરર મારી શી થશે ગતિ;
ક્રૂર ભાવથી ક્રોધ મે કર્યો, સુજન દૂભવી રોષમાં રમ્યો

બહુજનોથી મે સંપ છાંડીઓ, અરર તૃણથી તુચ્છ હુ થયો,
મદ છકે ચડયો માનમા અડયો, વિનય ના કર્યો ગર્વમાં પડયો

દગલબાજીએ હુ બહુ રમ્યો. કપટ કૂડમા કાળ નિર્ગમ્યો;
સુખ મીઠુ લની સૃષ્ટિ ભોળવી, અરર કેમરે ભૂલ સંભવી.

ધન હીરાકણી મોતી ને મણિ, અખુટ અર્થનો હુ થયો ધણી,
અધિક આશ તો અંતરે ઘણી, અરર લોભને ના શકયો હણી

દિલ ડુબી રહ્યું દ્વેષ દર્દમાં, ગુણ નહિ ગણ્યા કોઇ મર્દમાં,
અરૂણ આંખડી રોષથી ભરી, અરર સર્વનો હું થયો અરી.

નિજ કુટુંબને નાત જાતમાં, લડી પડ્યો હું તો વાતવાતમાં;
અબુઝ આતમા ઘાતમાં પડયો, અરર કલેશથી કૂપમાં પડયો.

અણુછતા દઇ આળ અન્યને, અધિક દામ મે મેળવ્યાં ખરે,
સદ્ગુરુ તણો સંગ ના કર્યો, અરર પાપથી પિંડ મેં ભર્યો

પરની ચોવટે ચુગલી કરી, નૃપ સભા જૂઠી સાચ્ચી ભરી;
પિશુન ધૂર્ત હુ લચ્ચ લાલચી, પશુ પણે રહ્યો પાપમાં મચી

પર પુંઠે પરા દોષ દાખવા; યશ તણો ઘણો સ્વાદ ચાખવા,
રહસ્ય વાત તો મે કરી છતી, ભવ અરણ્યમાં હું રડયો અતિ

અધમ કામમાં હર્ષ મે ધર્યો, ધર્મધ્યાનમાં ચિત્તના ભર્યો;
છળ વિદ્યા કરી કર્મ સંચિયા, જૂઠ લવી ઘણું લોક વંચિયા

પતિત રાંકને છેતર્યા બહુ, અરર પાપ હું કેટલા કહું;
વ્રત વિચાર તો મેં નથી કર્યા, છળ પ્રસંગથી જન્મ નોતર્યા

શુદ્ધ વિચારમા ચિત્ત ના ચડયું, મિથ્યાત્વ શલ્ય તો મુજને નડયુ,
કરમ વેરીએ વીટીઓ મને, કરગરી કરૂં અર્જ જિનને,

કર ગ્રહો પ્રભુ રાંક જાણીને, દિલ દયા ધરો મેર આણીને;
રીઝ કરો ખરી તોડી ત્રાસને, શરણ રાખજો ખોડીદાસને,

નામ ભુજા સહી ચંદ્રમા ગ્રહી, પટણ પ્રાચીથી પશ્ચિમે અહીં,
ચતુર માસમાં બંદરે રહી, લલિત છંદની જોડ એ કરી

સંપાદક:— મગનલાલ મોતીચંદ શાહ "સાહિત્ય પ્રેમી"

———

## શ્રી નેમ-રાજેમતીના બાર માસ.

સખી તોરણ આઇ કંથ ગયા નિજ મંદિરે,
જે નજર મેળાવો કીધ તે મુજ સાંભરે;
ઘર લાવત ઝાલી હાથ, હું હેઠ ઉતરી,
પણ કરી વરઘોડો આય, છબીલે છેતરીઃ
મધુબિંદુ સમો સંસાર, મંઝાણા મહાલતા,
સંસારે સુખી અણગાર, જિનેશ્વર બોલતા.—એ આંકણી. ૧

સખી શારે કહુ અવદાત, વિયોગી દુ.ખી તણાં,
દુનિયામાં દુર્જન લોક, હાંસી કરે ઘણા,
મીઠી લાગે પરની વાત, અગને પગ ના લહે,
કેના મોભ ચુવે કેનાં નેવ, તે મુખ ના કહે મધુ....૨

સખી શ્રાવણ છઠ્ઠે મેલી, મહીયરિયાતળે,
છઠ્ઠે છટકી વારધી વેલ, વાળી નહી વળે,
કામ વરતી ફરતી ધરતી, ઝરતી વાદળી,
ગયો શ્રાવણ માસ નિરાશ, રાજુલ એકલી મધુ . ૩

સખી ભાદરવે ભરથાર, વિના કેમ રીઝીએ,
વિરહાનળ ઊઠી ઝાળ, ધુંવાવિણ દાઝીએ,
ફળ પાકમાં કર્ષણ શાળ, ન ખાઇએ ખેલીએ,
હોત દુઃખના દહાડા બેચાર, આઘેરા ઠેલીએ મધુ ...૪

બને આસો માસે સેવ, સુંવાળી સુખડી,
ગયા દસ રે દશેરાના દિન, દીવાળી ઢુંકડી;
સખી લાંઘણ કરીએ લાખ, સરસ નવિ ભોજના,
રંગતાનને નાટક શાળ, પિયુ વિના પેખણા, મધુ....૫

માસ કારતકે કેલ કરે, નરનારી બાગમાં,
જેણે માસે ટણુકે ટાઢ, કુમારી રાગમાં,
જેના વાલમ ગયા વિદેશ, સદેશા મોકલે,
મારે ગામ ઘણી ઘરવટ, વસે પિયુ વેગળે. મધુ ..૬

સખી માગશીરે માગણુના, મનોરથ પૂરતા,
મને મેલી બાળે વેશ, ચતુર ગુણુ ચુરતા;
સખી કોઇ રે સંદેશો લેઇ, આવે જાય મુજ કને,
તેને દેઉ રે મોતનકો હાર, અમુલખ ભૂષણે. મધુ....૭

પોષ માસે પોતાની છંડી, શિયાળે ચાલીયા,
વાલેસર વિના વેરણુ રાતી, સૂનાં મેહેલ માળીયાં;
જાય જોબનિયું ભરપૂર, અરણ્ય જેમ માલતી,
જેના પિયુ રે ગયા પરદેશ, દુઃખે દિન કાઢતી. મધુ....૮

પિયુ માહમાસે મત જાઓ રે, હિમાળો હાલશે,
રયણી એક વરસ સમાન, વિયોગી સા લ શે;
લંકાથી સીતા ખટ માસે, રામ ઘર લાવીયા,
એવા વહી ગયા સાતે માસ, પ્રીતમ ઘેર નાવીયા. મધુ... ૯

હલકારો હસંત વસંત, આકાશથી ઉતર્યો,
માનું ફાગણુ સુરનર રાય, મળીને નો ત ર્યો;
હોળી ખેલે ગોપી ગોવિંદ, હમું ઘર આવતી,
અતિ કેસુઆં ઝંપાપાત, વિયોગે મા લ તી. મધુ....૧૦

સખી ચૈતરે ચિત્ત થકી, વિછોહી વા લ મે,
આવા દુઃખના દહાડા કેમ જાય, ઊગે રવિ આથમે;
આંખ મીચાણે મળી જાય રે, ઉઘાડે વે ગ ળો,
સામળિયો સિદ્ધ સરૂપ, સપનમાં આ ગ ળો. મધુ....૧૧

રમે હંસ યુગલ શુક મોર, ચ કો ર સરોવરે,
નિજ નાથ સહિયરને સાથ, સુખી રમે વન ઘરે;
સુખ મંજરી આંબા ડાળે, કોયલ ટહુકતી,
સખી વાતમાં વીત્યો વસંત, રૂએ રા જે મ તિ. મધુ....૧૨

સખી વૈશાખે વન માંહેરે, હીંચોળે હીંચતા,
કદળી ઘર ફૂલ બિછાય, ખુશીથી ના ચ તા;
સરોવર જળ કમળે કેલ, ક રં તા રા જ વી,
મુજ સરખી છબીલી નાર, લગન લઇ લાજવી. મધુ....૧૩

જેઠ માસે જુલમના તાપ, તપંતી ભૂતળા,
આઠ માસનો મેઘ વિયોગ, બળે તરૂં કુંતળા,
પશુ પંથી વિસામા ખાયરે, શીતળ છાયા તરૂ,
મારે પિયુવિના નહિ વિશરામ, નાતીને નોતરૂં. મધુ...૧૪

સખી આવિયો માસ અષાઢ, ભરે જળ વાદળી,
ગરજારવે ટહુકે મોર, ઝબુકે વીજળી;
વરસાદે વસુધા નવ પલ્લવ હરીઆં ધરે,
નદી નાળે ભરીયાં નીર, બપૈયો પિયુ પિયુ કરે. મધુ...૧૫

ચોમાસે કરી તરૂમાળા, રમતાં પંખીયાં,
એમ વીત્યા બારે માસ, પ્રીતમ ઘેર નાવીયા;
શ્રાવણ શુદી છઠ્ઠે સ્વામી, ગયા સહસાવને,
લેઇ સંજમ કેવળી થાય, દિન પંચાવને મધુ...૧૬

નેમ મુખથી રાજુલ નવ ભવ, નેહ નિહાળતી,
વૈરાગ્ય સુધરસ લીન, સદા મન વાળતી;
કાળાંતરે નેમ દયાળ, તિહાં દેશના દીયે,
પ્રભુ હાથ સહેલી સાથ, રાજુલ દીક્ષા લીયે. મધુ...૧૭

લઇ કેવળ કરી પરીસાટન, બેહુ મુગતિ ગયા,
બની પ્રીત તે સાદી અનંત, ભાગ્યે ભેળાં થયા,
શુભ વીર વિજય સુખ, લીલ મગન વિશેષતા,
લોક નાળની નાટક શાળ, સમયમાં દેખતા. મધુ...૧૮

ઇતિ બાર માસ



## તપની સજઝાય.

( ઈડર આંબા આંબલી રે,-એ દેશી )

કીધાં કર્મ નિકંદવા રે, લેવા મુક્તિનું દાન,
વત્યા પાતક છૂટવા રે, નહીં કોઇ તપ સમાન;
ભવિકજન, તપ કરજો મન શુદ્ધ —એ આંકણી...૧

ઉત્તમ તપના યોગથી રે, સેવે સુર નર પાય,
લબ્ધિ અઠ્ઠાવીશ ઊપજે રે, મનવંછિત ફળ થાય ભ. ત....૨

તીર્થંકર પદ પામિયે રે, નાસે સઘળા રોગ,
રૂપ લીલા સુખ સાહિબી રે, લહિયે તપ સંયોગ. ભ ત....૩

તે શું છે સંસારમાં રે, તપથી ન હોવો જેહ,
જે જે મનમાં કામિયે રે, સફળ ફળે સહિ તેહ. ભ. ત....૪

અષ્ટ કર્મના ઓઘને રે, તપ ટાળે તતકાળ,
અવસર લહીને તેહનો રે, ખપ કરજો ઉજમાળ. ભ. ત....૫

બાહ્ય અભ્યંતર જે કહ્યા રે, તપના બાર પ્રકાર,
હોજો તેહની ચાલમાં રે, જેમ ધન્નો અણુગાર ભ. ત....૬

ઉદયરત્ન કહે તપ થકી રે, વાધે સુજસ સનૂર,
સ્વર્ગ હુવે ઘર આંગણે રે, દુર્ગતિ જાવે દૂર. ભ. ત....૭



## વૈરાગ્યોપદેશી પદ

( રાગ-ભૈરવ )

વિરથા જનમ ગમાયો, મૂ ર ખ વિરથા....એ આંકણી.
રંચક સુખરસ વશ હોય ચેતન, અપનો મૂલ નસાયો,
પાંચ મિથ્યાત ધાર તું અજહું, સાચ ભેદ નવિ પાયો. મૂરખ....૧

કનક કામિની અરૂ એહથી, નેહ નિરંતર લાયો,
તાહુથી તું ફિરત સોરાંનો, કનક બાજ માનું ખાયો. મૂરખ....૨

જનમ જરા મરણાદિક દુઃખમેં, કાલ અનંત ગમાયો,
અરહટ ઘટિકા જિમ કહો યાકો. અંત અજહુ નવિ આયો. મૂરખ ...૩

લખ ચોરાશી પેહેર્યા ચોલના, નવ નવ રૂપ બનાયો,
બિન સમકિત સુધારસ ગબ્યા, ગિણતી કોઉન ગિનાયો. મૂરખ....૪

એતીપર નવિ માનત મૂરખ, એ અચરિજ ચિત્ત આયો,
ચિદાનંદ તે ધન્ય જગતમેં; જિણે પ્રભુશું મન લાયો. મૂરખ....૫



## જ્ઞાનોપદેશી પદ

બેર બેર નહીં આવે, અવસર બેર બેર નહીં આવે,
જ્યું જાણે ત્યું કરલે ભલાઇ, જનમ જનમ સુખ પાવે. અવસર....૧
તન ધન જોબન સબહી જૂઠો, પ્રાણ પલકમેં જાવે, અવસર....૨
તન છૂટે ધન કૌન કામકો, કાયકુ કૃપણ કહાવે અવસર....૩
જાકે દિલમેં સાચ બસતહૈ, તાકું જૂઠ ન ભાવે અવસર....૪
આનંદઘન પ્રભુ ચલત પંથમેં, સમરી સમરી ગુણ ગાવે. અવસર....૫



## ઉપદેશી પ્રભાતી સ્તવન.

જાગ જાગ રયણ ગઇ ભોર ભયો પ્યારે,
પંચકું પ્રપંચ કર, વશ કર ચારે
જાગ જાગ રયણ ગઇ ભોર ભયો પ્યારે એ આંકણી ૧
તૃષા નામે મીન મરે. ભોગમેં મતંગા,
શ્રવણમેં કુરંગ મરે, નયનમેં પતંગા જાગ....૨
વાસનામેં ભમર મરે, નાસા રસ લેતાં,
એક એક ઇંદ્રીસંગ, મરે જીવ કેતા. જાગ....૩
પંચકે પડયો તું ફંદ, કયું કર વશ આવે,
માર તું મન ઇચ્છાભૂત, જ્યું નિરંજન પાવે જાગ....૪



## પ્રભાતિયું

( ઝુલણા છંદ )

ચેત તું ચેત તું ચિત્તમાં આતમા, પ્રાણ પરલોકનો છે વિહારી;
બાજ તેતરપરે ફાળ તાકી ભરે, કાળ પણ ફાળ દે રાતદા'ડી;
અથિર તન ધન ગણો અથિર સુખ સાધનો, અથિર સંસાર આ સિંધુ ખારો;
જાગ્ય તું જાગ્ય તું, નિદ્રા તજી, પ્રહ સમે ધર્મનો મર્મ ધારો....૧

જીવવું વર્ષ શત્ આયુ કલ્લોલવત્, લોભનો થોભ નહીં કોઇ કાળે;
સમયમાં ના સજે અંતમાં શું ભજે, વાત પિત કફ વિષે નાડ ચાલે;
વ્યાધિની વેદના શુદ્ધ નહીં ચેતના, તે સમે નવ ગમે ધર્મ સારો;
જાગ્ય તું જાગ્ય તું જીવ નિદ્રા તજી, પ્રહ સમે ધર્મનો મર્મ ધારો....૨

અંધ નગરી ફરે દ્વાર કર ના ચડે, ખાજ આવે જતાં દ્વાર પાસે;
એમ ભમતાં જડયો સ્હેજ આવી ચડયો, મનુષ્યભવ દ્વાર આવાર ભાસે;
રંક હાથે ચડયો રત્ન ચિંતામણી, રાગ વશ કાગનો હોય ચારો;
જાગ્ય તું જાગ્ય તું જીવ નિદ્રા તજી. પ્રહ સમે ધર્મનો મર્મ ધારો... ૩

જીવ નટ નાચિયો નાચ ભાવ ભવનમાં, તદપિ નહીં વિરમ્યો કોઈ વેળા;
ચાર ગતિ વેદના છેદના ભેદના, સ્વજનના વિરહને થાય મેળા;
માત પુત્રીપણે પુત્રી દારાપણે, ઉલટ ભવચક્રનો ભેદ ન્યારો,
જાગ્ય તું જાગ્ય તું જીવ નિદ્રા તજી, પ્રહ સમે ધર્મનો મર્મ ધારો....૪

ક્યાંથી અહીં આવવું પ્રાણિયા ક્યાં જવું, શું કર્યું આજ શુભ કામ જીવે;
એમ ધરી ધારણા પાપથી જે હઠે, ભવ તટે જઇ સુધા સ્વાદ પીવે;
જ્ઞાનની વાતમાં રાગ પરભાતમાં, સાંકળે સાંકળ્યા આ વિચારો;
જાગ્ય તું જાગ્ય તું જીવ નિદ્રા તજી, પ્રહ સમે ધર્મનો મર્મ ધારો...૫



( કવિત )

પહેલું સુખ જે હિલે નરા, બીજું સુખ જે ઘર દીકરા;
ત્રીજું સુખ જે ઋણવિણુ વરા, ચોથું સુખ જે પોતે ઘરા;

પાંચમું સુખ જે ભક્તિનાર, છઠું સુખ જે પ્રતિષ્ટા બહાર;
સાતમું સુખ જે આંગણ જુત્ત, પુણ્યે લહિયે એ ઘરસુત્ત....૧

પહેલું સુખ જે ન જઇયે ગામ, બીજું સુખ જે વસીયે ઠામ;
ત્રીજું સુખ જે માને ભૂપ, ચોથું સુખ જે રૂપ સરૂપ;
પાંચમુ સુખ જે ઇચ્છાયે રમે, છઠું સુખ જે વે'લો જમે;
કવિ કહે સાતમું સુખ ગમે, સકળ લોક ઘર આવી નમે....૨

પહેલું દુઃખ પડોશી ચાડ, બીજુ દુઃખ ઘર ઉગ્યુ ઝાડ;
ત્રીજુ દુઃખ નિત્ય સહિયે માર, ચોથું દુઃખ જે નજરે આહાર,
પાંચમું દુઃખ પાળા ચાલવું, છઠું દુ.ખ નિતનિત માગવું;
કવિ કહે માંચે માંકડ બહુ, એ સાતે દુઃખ સૂણજો સહુ....૩

પહેલું દુઃખ જે પરની આશ, બીજું દુઃખ જે ઓછો વાસ;
ત્રીજું દુઃખ જે બહુ ઋણ ચડે, ચોથું દુઃખ પરને વશ પડે;
પાંચમુ દુ.ખ જે ન ટળે રોગ, વાંછયો ન મળે જેહને ભોગ;
કવિજન કહે નિત્ય ખારૂં નીર, એ સાતે દુઃખ સહે શરીર....૪



## પાંચમો આરો પ્રવર્તતે થકે ત્રીશ બોલ પ્રગટ થશે તે.

૧ નગર તે ગામસરખાં થશે, ૨ ગામ તે સ્મશાન સરખાં થશે, ૩ રાજા તે યમદંડ સરખાં થશે, ૪ કુટુંબી પુરુષ દાસ સરખાં થશે, ૫ પ્રધાન મંત્રી લાંચ લેનારા થશે, ૬ સુખીજન નિર્લજ થશે, ૭ કેટલી એક કુળવતી સ્ત્રીઓને પણ વેશ્યાનાં આચરણ પ્રિય થશે, ૮ પુત્ર સ્વચ્છંદાચારી થશે, ૯ શિષ્ય તે ગુરુને પ્રત્યનિક થશે, ૧૦ દુર્જન પુરુષ સુખી અને ઋદ્ધિમાન થશે, ૧૧ સજ્જન જન તે દુઃખિયા, અલ્પઋદ્ધિવાળા અને અલ્પ માન મહત્વ પામવાના ધણી થશે, ૧૨ દેશ તે પરચક્ર ડમર દુર્ભિક્ષાક્રાંત થશે, ૧૩ પૃથ્વી તે દુષ્ટ સત્ત્વાકુળ થશે, ૧૪ બ્રાહ્મણ અસ્વાધ્યાયી તથા અર્થલુબ્ધ થશે, ૧૫ શ્રમણ મહાત્માગુરુ કુળવાસત્યાગી થશે, ૧૬ યતિ મંદધર્મી તથા કષાય

કલુષીત ચિત્તવાળા થશે. ૧૭ સમકિત દૃષ્ટિ દેવને મનુષ્ય અલ્પબળી થશે ૧૮ મિથ્યાદૃષ્ટિ દેવ ને મનુષ્ય ઘણા બળવંત થશે, ૧૯ મનુષ્યને દેવ દર્શન નહીં થશે, ૨૦ વિદ્યા, મંત્ર તથા ઔષધિ આદિકના પ્રભાવ અલ્પ થશે, ૨૧ ગોરજ, કપૂર, શર્કરાદિ દ્રવ્ય વર્ણાદિ હીન થશે, ૨૨ બળ, ધન. આયુષ્ય ઘણાં હીન થશે, ૨૩ માસકલ્પ યોગ્યક્ષેત્ર કોઇ રહેશે નહીં, ૨૪ અગીઆર પ્રતિમારૂપ શ્રાવકધર્મનો વિચ્છેદ થશે, ૨૫ આચાર્ય, શિષ્ય પ્રત્યે સમ્યક્ શ્રુત ભણાવશે નહીં, ૨૬ શિષ્ય પણ કલહના કરનાર, ડમરનો કરનાર, અસમાધિ અનિવૃત્તિ કારક, મંદ બુદ્ધિવાળા થશે, ૨૭ મુંડ ઘણા અને શ્રમણ સ્વલ્પ થશે, ૨૮ આચાર્ય પણ પોતપોતાના ગચ્છની સમાચારી જુદી જુદી પ્રવર્તાવશે, તથાવિધ મુગ્ધજનને મોહ પમાડતા ઉત્સૂત્ર ભાંખતા પોતાની પ્રશંસા અને પારકી નિંદા કરતા એવા કેટલાએક કુમતિવાન થશે. ૨૯ મલેચ્છનાં રાજ્ય બળવંત થશે, ૩૦ આર્યદેશના રાજા અલ્પ બળવંત થશે. એ ભાવ શ્રી કલ્પસૂત્રની નિર્યુકિતમાં કહ્યાં છે



## પરમપદ પ્રાપ્તિની ભાવના.

અંતર્ગત

### ગુણસ્થાન ક્રમારોહણ.

અપૂર્વ અવસર એવો કયારે આવશે?  
કયારે થઇશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?  
સર્વ સંબંધનું બંધન તિક્ષ્ણ છેદીને,  
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો. અપૂર્વ. ૧

સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,  
માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો,  
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિ,  
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો. અપૂર્વ. ૨

દર્શનમોહ વ્યતિત થઈ ઊપજ્યો બોધ જો,
દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો,
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ. ૩

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો,
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહિ તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ. ૪

સંયમના હેતુથી યોગ પ્રવર્ત્તના,
સ્વરૂપ લક્ષે જિન આજ્ઞા આધીન જો,
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો. અપૂર્વ. ૫

પંચ વિષયોમાં રાગ દ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો,
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધીન પણ વીત લોભ જો અપૂર્વ. ૬

ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો,
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહિ લોભ સમાન જો અપૂર્વ. ૭

બહુ ઉપસર્ગ કર્તા પ્રત્યે પણ ક્રોધ નહિ,
વંદે ચક્રી તથાપિ ન મળે માન જો,
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહિ છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ. ૮

નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંત ધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો,

કેશ, રોમ, નખ કે અંગે શૃંગાર નહિ,
દ્રવ્ય ભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધજો. અપૂર્વ. ૯

શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાન વર્તે તે જ સ્વભાવ જો,
જીવિત કે મરણે નહિ ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો. અપૂર્વ. ૧૦

એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો,
અડોલ આસન ને મનમાં નહિ ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો. અપૂર્વ. ૧૧

ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહિ,
સરસ અન્ને નહિ મનને પ્રસન્ન ભાવ જો,
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્ગળ એક સ્વભાવ જો. અપૂર્વ. ૧૨

એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો,
શ્રેણી ક્ષપક તણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો. અપૂર્વ. ૧૩

મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહ ગુણસ્થાન જો,
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઇ,
પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો. અપૂર્વ. ૧૪

ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવનાં બીજ તણો આત્યંતિક નાશ જો,
સર્વ ભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ. ૧૫

વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો,
તે દેહાયુષ્ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે મટિયો દૈહિક પાત્ર જો. અપૂર્વ. ૧૬

મન વચન કાયા ને કર્મની વર્ગણા,
છૂટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો,
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ. ૧૭

એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો,
શુદ્ધ નિરંજન ચૈતન્ય મૂર્તિ અનન્યમય,
અગુરૂલઘુ અમૂર્ત સહજપદ રૂપ જો. અપૂર્વ. ૧૮

પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
ઊર્ધ્વ ગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો,
સાદિ અનંત અનંત સમાધિ સુખમા,
અનંત દર્શન જ્ઞાન અનંત સહિત જો અપૂર્વ. ૧૯

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શકયા નહિ પણ તે શ્રી ભગવાન જો,
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અપૂર્વ. ૨૦

એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગરને હાલ મનોરથ રૂપ જો,
તો પણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો. અપૂર્વ. ૨૧

—શ્રીમદ્ રાજચંદ્ર.



## ચૌદ ગુણસ્થાનની વિગત.

ગુણ એટલે આત્માની સમ્યક્ત્વ, ચારિત્ર વીર્ય આદિ શક્તિઓ અને સ્થાન એટલે તે શક્તિઓની તરતમભાવવાળી અવસ્થાઓ. જેમ જેમ આત્મા ઉપરના મોહનીય કર્મનાં પડલ દૂર થાય છે, તેમ તેમ આત્માના સહજ ગુણો પ્રકટ થતા જાય છે. તેવા ગુણસ્થાનો અથવા આધ્યાત્મિક વિકાસક્રમની શ્રેણીઓ ૧૪ નીચે પ્રમાણે ગણાવેલી છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | મિથ્યાદૃષ્ટિ | ૮ | નિવૃત્તિ બાદર અથવા અપૂર્વકરણ |
| ૨ | સાસ્વાદન | ૯ | અનિવૃત્તિ બાદર |
| ૩ | સમ્યગ્ મિથ્યા (મિશ્ર) દૃષ્ટિ | ૧૦ | સૂક્ષ્મ સંપરાય |
| ૪ | અવિરતિ સમ્યગ્દૃષ્ટિ | ૧૧ | ઉપશાંત મોહનીય |
| ૫ | દેશવિરતિ સમ્યગ્દૃષ્ટિ | ૧૨ | ક્ષીણ મોહનીય |
| ૬ | પ્રમત્ત સંયતિ | ૧૩ | સયોગી કેવળી |
| ૭ | અપ્રમત્ત સંયતિ | ૧૪ | અયોગી કેવળી |

### ૧ મિથ્યાદૃષ્ટિ

જેમાં દર્શનમોહનીય અને અનંતાનુબંધી નામના કષાય (ચારિત્રમોહનીય)ના સંસ્કારોની પ્રબળતાથી આત્મામાં તત્ત્વ રુચિ જ પ્રગટતી નથી, જે વીતરાગની વાણીથી ઓછું, અધિક કે વિપરીત સદ્દહે છે, પ્રરૂપે છે કે ફરસે છે, તથા જેની દૃષ્ટિ મિથ્યા હોય છે તે 'મિથ્યાદૃષ્ટિ' નામનું પ્રથમ ગુણસ્થાન છે

અવિકસિત આત્માની અવસ્થા એ પ્રથમ ગુણસ્થાન, મોહનીયની પ્રબળતાને લઇ અહીંયાં આત્માની સ્થિતિ બિલકુલ પતિત થયેલી હોય છે. પરંતુ આ ગુણસ્થાને અનંતા જીવો રહેલા હોઇ તરતમભાવે આ ગુણસ્થાનની અનંત કક્ષાઓ છે. અહીંયાં રહેલા જીવના ત્રણ ભેદ છે.

૧ અભવ્ય જીવ, જેના મિથ્યાત્વની આદિ કે અંત નથી તે.
૨ ભવ્ય જીવ, જેના મિથ્યાત્વની આદિ નથી પણ અંત છે.

૩ પડીવાઇ, જે આત્માઓ એક વખત સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા બાદ વમન કરી પતિત થયેલા છે તે.

મિથ્યાત્વ છૂટે નહિ ત્યાં સુધી અનંત કાળ સુધી આત્મા ૪ ગતિ, ૨૪ દંડક અને ૮૪ લક્ષ જીવાયોનિમાં વારંવાર પરિભ્રમણ કરે અહીંયાંથી આત્મા વિકસિત થાય તો ત્રીજે, ચોથે, પાંચમે અથવા સાતમે ગુણસ્થાને જાય. અહીંયાં ૮ કર્મોનો બંધ છે. સાત કર્મ બાંધે તો આયુષ્ય વર્જીને.

## ૨ સાસ્વાદન

સમ્યગ્ દૃષ્ટિ પ્રાપ્ત થયા બાદ પુનઃ પતન થતાં આત્મા મિથ્યાત્વની પ્રથમ ભૂમિકાએ પાછો વળતાં વચ્ચે બહુ થોડો વખત તત્ત્વરુચિના સ્વલ્પ આસ્વાદવાળી જે અવસ્થા પ્રાપ્ત કરે તે સાસ્વાદન ગુણસ્થાન છે. જેમ ઘટ વાગી રહ્યા બાદ રણુકાર રહી ગયો અથવા ક્ષીરનું ભોજન કરી વમન કર્યું ત્યારે જરા સ્વાદ રહી ગયો તે પ્રમાણે સાસ્વાદન ગુણસ્થાનનું જાણવું સમ્યક્ત્વ નષ્ટ થયું, પાછળ રણુકાર કે સ્વાદ રહી ગયો આત્મા કૃષ્ણપક્ષી હતો તે શુકલપક્ષી થયો

આ ગુણસ્થાન આત્માની ઉત્ક્રાન્તિનું સ્થાન નથી, પરંતુ પતનનું સ્થાન છે. આ ગુણસ્થાનની સ્થિતિ એક સમયથી માંડી છ આવલિકા અને સાત સમયની છે અહીંયાં પણ આઠ કર્મનો બંધ છે, સાત બાંધે તો આયુષ્ય વર્જીને આ ગુણસ્થાનવર્તી જીવને ઉત્કૃષ્ટ અર્ધ પુદ્‌ગલ પરાવર્તન સંસાર ભોગવવો બાકી રહે

## ૩ સમ્યગ્ મિથ્યા (મિશ્ર) દૃષ્ટિ

મિથ્યાત્વમાંથી નીકળીને સમ્યગ્ દૃષ્ટિ પામતાં અથવા સમ્યક્ત્વ પામ્યા બાદ શુદ્ધ દૃષ્ટિ ન રહેતાં ફરીથી પતન થતા જે મનોમથનની ભૂમિકા હોય છે તે અથવા સત્ય અને અસત્ય વચ્ચે ડોલાયમાન સ્થિતિ હોય છે એટલે કે કેવળી પ્રરૂપિત શુદ્ધ જિનમાર્ગ ને અન્ય અસત્ય માર્ગ ઉભયને માને તે આ ગુણસ્થાન આ રીતે ઉત્ક્રાન્તિ અને અપક્રાન્તિ કરનાર ઉભય આત્માઓનું આશ્રયસ્થાન, ત્રીજું ગુણસ્થાન છે.

## ૪ અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ

જે ભૂમિકા પર સત્યની ઝાંખી થાય તે આ ગુણસ્થાન. તેમાં આત્મા અસંદિગ્ધપણે સત્ય-દર્શન, તત્ત્વરૂચિ કરી શકે છે. અહીંયા આત્મા પહેલ-વહેલોજ આધ્યાત્મિક શાન્તિ અનુભવે છે. દૃષ્ટિ આત્મ સ્વરૂપાભિમુખ બને છે અહીંયા દર્શનમોહ તથા અનન્તાનુબંધી સંસ્કારોનો વેગ તો નથી રહેતો, પરન્તુ ચારિત્ર શકિતને રોકનાર સંસ્કારોનો વેગ અવશ્ય રહે છે, તેથી વિરતિ (ત્યાગવૃત્તિ) ઉદય પામતી નથી.

ચોથે ગુણસ્થાને દર્શન મોહનીયની ત્રણ અને ચારિત્ર મોહનીયની ચાર પ્રકૃતિ ક્રમશઃ સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય, મિશ્રમોહનીય, અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ એમ કુલ ૭ પ્રકૃતિ કાંઈક ઉદયમાં આવે તેનો ક્ષય કરે અને સત્તામાં દળ હોય તેને ઉપશમાવે તેને (૧) ક્ષયોપશમ સમ્યક્ત્વ કહેવાય. ઉકત સાત પ્રકૃતિને ઉપશમાવે તો (૨) ઉપશમ સમ્યકત્વ કહેવાય, અને તે પ્રકૃતિઓનો સર્વથા ક્ષય કરે તો (૩) ક્ષાયક સમ્યકત્વ કહેવાય.

અહીંયાંથી સાતમા ગુણસ્થાન સુધી આત્મા વિકાસ પામ્યે જાય તેમાં સમ્યકત્વના ત્રણ ભાવમાંથી એક ભાવ હોય. આઠમા ગુણસ્થાનથી સ્પષ્ટ રીતે બે શ્રેણી પડી જાય છે. તે (૧) ઉપશમ શ્રેણી અને (૨) ક્ષપક શ્રેણી. ઉપશમ શ્રેણીવાળાનુ અવશ્ય પતન અને ક્ષપકવાળાનો અવશ્ય વિકાસ થાય છે છતાં ઉપશમ શ્રેણીવાળો આત્મા ત્યાંથી પાછો વળી ફરીથી ક્ષપક શ્રેણી માંડી તે જ ભવમાં સં ર્ણ વિકાસ સાધી શકે છે.

આ ગુણસ્થાને આત્મા જીવાદિ પદાર્થ જાણે, વ્રત, પચ્ચક્ખાણ, તપ વગેરે જાણે, પ્રરૂપે, પણ પૂર્વકર્મને ઉદયે પોતે ફરસી શકે નહિ. સમકિત વ્યવહાર પ્રમાણે શુદ્ધ રીતે પ્રવર્તે તો જઘન્ય ત્રીજે ભવે, ઉત્કૃષ્ટ પંદર ભવે મોક્ષ જાય. પૂર્વે એટલે કે મિથ્યાત્વમાં આયુષ્યબંધ ન પડયો હોય તો નીચેના સાત બોલમાં બંધ ન પડે :—

| | |
|---|---|
| ૧. નરકનું આયુષ્ય. | ૫. તિર્યંચનું આયુષ્ય. |
| ૨. ભવનપતિનું આયુષ્ય. | ૬ સ્ત્રીવેદ. |
| ૩. વાણુવ્યંતરનું આયુષ્ય. | ૭ નપુંસકવેદ |
| ૪. જ્યોતિષીનું આયુષ્ય | |

જઘન્ય પહેલે દેવલોકે, ઉત્કૃષ્ટ બારમે દેવલોકે ઉપજે તેમને સમદૃષ્ટિ સુશ્રાવક કહીએ.

આ ગુણસ્થાનેથી આત્મા પડે તો પહેલે, બીજે કે ત્રીજે આવે, ચડે તો પાંચમે કે સાતમે જાય સ્થિતિ જઘન્ય અંતમુહૂર્ત, ઉત્કૃષ્ટ ૬૬ સાગરોપમ ઝાઝેરી અહીંયાં આઠેય કર્મનો બંધ છે. સાત કર્મ બાંધે તો આયુષ્ય કર્મ વર્જીને

## ૫ દેશવિરતિ સમ્યગ્ દૃષ્ટિ

અહીંયાં રૂચિ ઉપરાંત અલ્પાંશે વિરતિ (ત્યાગવૃત્તિ) ઉત્પન્ન થાય છે, તેથી દેશવિરતિ કહેવાય અહીંયાં આવેલ જીવ તપ, વ્રત, પચ્ચક્ખાણ જાણે, સરદહે, પ્રરૂપે, યથાશકિત સ્પર્શે એક પચ્ચક્ખાણથી માડી ૧૨ વ્રત, ૧૧ શ્રાવકની પડીમાં આદરે, યાવત્ સંલેખણા સુધી અનશન કરી આરાધે. અલ્પ ઇચ્છા, અલ્પારંભ, અલ્પ પરિગ્રહ, સુશીલ સુવ્રતી, ધર્મિષ્ઠ, ધર્મવ્રતી, મહાસંવેગવિહારી, ઉદાસી, વૈરાગ્યવંત, એકાંતઅર્થી, સમ્યગ્માર્ગી, સુપાત્ર, ઉત્તમક્રિયાવાદી, આસ્તિક, આરાધક, જૈનમાર્ગ પ્રભાવક, ગીતાર્થી શ્રાવક કહીએ. શ્રાવકપણું એક ભવમાં ઉત્કૃષ્ટ પ્રત્યેક હજારવાર આવે.

અહીંયાં મોહનીય કર્મની ૧૧ પ્રકૃતિનો (૧) ક્ષયોપશમ, (૨) ઉપશમ કે (૩) ક્ષય થાય છે તે પૂર્વે બતાવેલ સાત અને અપ્રત્યાખ્યાનના ક્રોધ, માન, માયા અને લોભ મળી કુલ અગ્યાર. સમકિત વ્યવહાર પણે શુદ્ધ રીતે પ્રવર્તે તો જઘન્ય ત્રીજે ભવે, ઉત્કૃષ્ટ પંદર ભવે મોક્ષ જાય. જઘન્ય પહેલે દેવલોક ઉત્કૃષ્ટ બારમે દેવલોક ઉપજે.

આ ગુણસ્થાનેથી આત્મા પડે તો પહેલે, બીજે, ત્રીજે અને ચોથે આવે, ચડે તો સાતમે જાય. આ ગુણ સ્થાનની સ્થિતિ અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ* કોટી પૂર્વમાં સાડા આઠ વર્ષ ઉણાં. અહીંયાં આઠેય કર્મોનો બંધ છે સાત કર્મ બંધાય તો આયુષ કર્મ વર્જીને.

## ૬ પ્રમત્ત સયંતિ.

વિકાસગામી આત્મા ચારિત્ર મોહને વધારે શિથીલ કરી વૈરાગ્યમાં દૃઢ થતાં સર્વવિરતિ સંયમ (સર્વથા સાવદ્ય જોગના પચ્ચક્ખાણ) ગ્રહણ કરે છે ત્યાગવૃત્તિ ઉદય પામે છે, પૂર્વાધ્યાસોના ડાકિયાં વારંવાર થવાથી ભૂલો થાય છે, અને ભૂલોને પશ્ચાત્તાપ પણ થયાં કરે છે.

અહીંયાં મોહનીય કર્મની ૧૫ પ્રકૃતિનો ક્ષયોપશમ, ઉપશમ અથવા ક્ષય થાય. તેમાં ૧૧ પ્રકૃત્તિ ઉપર કહી તે અને પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ, માન, માયા અને લોભ મળી કુલ પંદર. સમકિત વ્યવહાર પણે શુદ્ધ રીતે પ્રવર્તે તો જઘન્ય ત્રીજે ભવે, ઉત્કૃષ્ટ પંદર ભવે મોક્ષ જાય. જઘન્ય પહેલે દેવલોક, ઉત્કૃષ્ટ અનુત્તર વિમાનમાં ઉપજે.

અહીંયાં સાધક દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, જીવાદિક નવ પદાર્થ અને નોકારસી આદિ છ માસી તપ જાણે. સરદહે, પ્રરૂપે અને સ્પર્શે. ૧૭ ભેદે સંયમ નિર્મળ પાળે, ૧૨ ભેદે તપશ્ચર્યા કરે, પરંતુ યોગ, કષાય, વચન, દૃષ્ટિમાં ચપળતાનો અંશ છે, તેથી અપ્રમાદી રહેવા છતાં, પ્રમાદ આવી જાય છે, માટે પ્રમાદી સંયતિ કહીએ. સાધુપણું એક ભવમાં નવસેં વાર આવે

અહીંયાંથી આત્મા પડે તો પહેલેથી પાંચમે સુધી જાય, ચડે તો સાતમે જાય. સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વમાં સાડા આઠ વર્ષ ઉણા. અહીંયાં આઠે કર્મનો બંધ છે. સાત બંધાય તો આયુષ્ય કર્મ વર્જીને.

---

*એક પૂર્વ=૮૪ લાખ વર્ષ × ૮૪ લાખ વર્ષ,

## ૭ અપ્રમત સંયતિ

અહીંયાં વિકાસગામી આત્મા પ્રમાદનો ત્યાગ કરે છે, જ્યારે બીજી બાજુ પ્રમાદજન્ય પૂર્વ વાસનાઓ પોતાની તરફ ખેંચે છે; તેથી છઠ્ઠે અને સાતમે ગુણુસ્થાને આત્મા અનેકવાર ચડે છે અને પડે છે.

સાતમાંથી બારમા ગુણસ્થાન સુધીની બધી જ ભૂમિકાઓ આશા અને નિરાશાના હીંચકા જેવી છે આ બધી ભૂમિકાઓ ફક્ત એકાગ્ર ચિત્તની વિચાર ધારાઓ સ્વરૂપે છે એથી તેની સ્થિતિ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટે અંતર્મુહૂર્તની હોય છે એટલે બારમે ગુણુસ્થાને પહોચ્યા સુધી પતન અને વિકાસ–ભરતી અને ઓટ–વચ્ચે સાધકનું સાધના જીવન ડોલતું હોય છે એમ છતાં ત્યાં પણ આંતરદશાની તારતમ્યતા હોવાથી પૃથક્ પૃથક્ કક્ષાઓ કાયમ કરવામાં આવી છે.

અહીંયાં મોહનીય કર્મની ૧૬ પ્રકૃતિઓનો ક્ષયોપશમ, ઉપશમ અથવા ક્ષય થાય છે, તેમા પૂર્વે કહી તે અને સંજવલનનો ક્રોધ મળી કુલ સોળ જઘન્ય તેજ ભવે, ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષ જાય ગતિ તો પ્રાયઃ કલ્પાતીત દેવલોકની જ થાય.

અહીંયાં સાધક દ્રવ્યથી, કાળથી, ભાવથી જીવાદિક નવપદાર્થ અને નોકરસી આદિ છમાસી તપ, ધ્યાન જાણે, સરદહે, પ્રરૂપે, સ્પર્શે. ધ્યાન અને અનુષ્ઠાનમા અપ્રમત્ત અને શુભ લેશ્યાપણે સાધક રહે છે, તેથી અપ્રમત્ત ગુણસ્થાન કહીએ

આ ગુણસ્થાનેથી આત્મા પડે તો છઠ્ઠે કે ચોથે ગુણસ્થાને આવે ચડે તો આઠમે જાય. સ્થિતિ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત, અહીંયા આઠેય કર્મોનો બંધ છે સાત બંધાય તો આયુષ્ય વર્જીને

## ૮ નિવૃત્તિ બાદર અથવા અપૂર્વ કરણુ.

આમાં પૂર્વે કદી નહિ અનુભવેલો આત્મ શુદ્ધિનો અનુભવ થાય છે, અને અપૂર્વ વીર્યોલ્લાસ પ્રગટે છે સાધક બાદર કષાયથી

નિવર્ત્યો છે, અને બાદર સંપરાય ક્રિયાથી શ્રેણી કરતાં, અભ્યંતર પરિણામે અધ્યવસાય સ્થિર થતાં, બાદર ચપળતાથી નિવર્તે છે, માટે નિવૃત્તિ બાદર ગુણસ્થાન કહીએ,

અહીંયાં મોહનીય કર્મની ૧૭ પ્રકૃતિનો ઉપશમ અથવા ક્ષય થાય છે, તે સોળ પૂર્વે કહી તે અને સંજવલનનું માન. જઘન્ય તેજ ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષ જાય

અહીંયાં સાધક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી જીવાદિક નવ પદાર્થ, નોકારસી આદિ છમાસી તપ જાણે, સરદહે, પ્રરૂપે, સ્પર્શે.

આ ગુણસ્થાનેથી સ્પષ્ટ રીતે બે શ્રેણી પડી જાય છે, તે:-

(૧) ઉપશમ શ્રેણી (૨) ક્ષપક શ્રેણી

ઉપશમ-શ્રેણીવાળો સાધક મોહનીય કર્મની પ્રકૃતિના દળને ઉપશમાવતો ક્રમશઃ અગિયારમા ગુણસ્થાન સુધી જાય, પડિવાઇ પણ થાય, હાયમાન પરિણામ પણ પરિણમે

ક્ષપક શ્રેણી માંડતો સાધક મોહનીય કર્મની પ્રકૃતિના દળને મૂળમાંથીજ ક્ષય કરતો અને ખપાવતો, નવમે, દશમે ગુણસ્થાને થઇ, અગિયારમા ગુણસ્થાનને ઉલ્લંઘતો, ન સ્પર્શતો, સીધો બારમે ગુણસ્થાને પહોચે આ શ્રેણીવાળાની આત્મશુદ્ધિ આત્મબળ શ્રેષ્ઠ હોય છે, અને તેમને વર્ધમાન પરિણામ જ પરિણમે છે.

અહીંયાથી આત્મા પડે તો સાતમે કે ચોથે ગુણસ્થાને આવે, ચડે તો નવમે જાય. સ્થિતિ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત. અહીંયાં સાત કર્મનો બંધ છે તે આયુષ્ય કર્મ વર્જીને.

## ૯ અનિવૃત્તિ બાદર

આ ગુણસ્થાને ચારિત્ર-મોહનીય કર્મના શેષ રહેલા અંશોને ઉપશમાવવાનું કે ક્ષય કરવાનું કાર્ય સતત ચાલુ રહે છે. અહીંયાં સાધક માયાથી પણ મુકત થાય છે, અને માયાથી પ્રગટ થતા વેદ

ભાવ—સ્ત્રીને પુરુષ તરફ આકર્ષણ, પુરુષને સ્ત્રી તરફ, અને નપુંસકને ઉપર તરફ થતું આકર્ષણ ટળે છે, એટલે કે સાધક અવેદી થઇ નિર્વિકાર ભાવે અમાયી પણે રહે છે. ફકત સંજવલનનો લોભ બાકી રહે છે

આ ગુણસ્થાને મોહનીય કર્મની કુલ ૨૧ પ્રકૃતિનો ઉપશમ અથવા ક્ષય થાય, તેમાં ૧૭ ઉપર કહી તે, અને સજવલનની માયા, સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ એમ કુલ ૨૧ પ્રકૃતિ જઘન્ય તેજ ભવે, ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષ જાય.

બાદર સંપરાયની ક્રિયાથી સાધક સર્વથા નિવર્ત્યો નથી, અંશ માત્ર હજુ ક્રિયા રહી છે તેથી અનિવૃત્તિ બાદર ગુણસ્થાન કહીએ.

અહીંયાંથી આત્મા પડે તો ચોથે કે આઠમે આવે, ચડે તો દશમે જાય. સ્થિતિ જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની. અહીંયાં સાત કર્મનો બંધ, તે આયુષ્ય કર્મ વર્જીને.

## ૧૦ સૂક્ષ્મ સંપરાય

મોહનીય કર્મની પ્રકૃતિના દળોને ઉપશમાવવાનું કે ક્ષય કરવાનું અહીંયા પણ ચાલુ જ રહે છે, અને તેથી સાધક ઉત્તરોત્તર વધારે શુદ્ધ બનતો જાય છે અહીંયાં રહેલો સાધક જીવાદિક નવ પદાર્થ અને નોકારસી આદિ છ માસી તપ જાણે, સરદહે, પ્રરૂપે અને સ્પર્શે. વળી સાધક નિરભિલાષ, નિર્વાછના, નિર્વેદકતાપણે, નિરાશી, અવ્યામોહ અને અવિભ્રમપણે રહે.

અહીંયાં મોહનીય કર્મની ૨૭ પ્રકૃતિનો ઉપશમ અથવા ક્ષય થાય તેમાં ૨૧ ઉપર બતાવી તે, અને કષાયના કારણભૂત વિકારી છ પ્રકૃતિઓ:-

૧ હાસ્ય, ૨. રતિ, ૩ અરતિ, ૪. ભય ૫ શોક, ૬. જુગુપ્સા મળી કુલ ૨૭ પ્રકૃતિ મોહનીય કર્મની કેવળ એકજ પ્રકૃતિ—તે સૂક્ષ્મ લોભ—બાકી રહે છે, પરંતુ ઉપશમ શ્રેણીવાળા સાધકને

તે સૂક્ષ્મ લોભ જ પતનનું કારણ બને છે. જઘન્ય તેજ ભવે અને ઉત્કૃષ્ટ ત્રીજે ભવે મોક્ષ જાય.

સૂક્ષ્મ એટલે થોડીક, લગારેક, પાતળી સંપરાયની ક્રિયા હજુ રહી છે તેથી સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન કહીએ.

અહીંયાંથી આત્મા પડે તો નવમે કે ચોથે ગુણસ્થાને આવે, ચઢે તો અગિયારમે કે બારમે જાય. સ્થિતિ જઘન્ય એક સમયની, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની. આ ગુણસ્થાને છ કર્મનો બંધ છે તે મોહનીય અને આયુષ્ય વર્જીને

## ૧૧ ઉપશાંત મોહનીય.

આ ગુણસ્થાન કેવળ ઉપશમ શ્રેણી માંડેલ સાધક માટે જ છે. અહીંયાં મોહનીય કર્મની એક પ્રકૃતિ–સંજવલનનો લોભ–બાકી રહી હતી તેને પણ ઉપશમાવે છે, એટલે કે મોહનીય કર્મની કુલ ૨૮ પ્રકૃતિને ઉપશમાવે છે.

સાધક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી જીવાદિક દ્રવ્ય, નોકારસી આદિ છમાસી તપ જાણે, સરદહે, પ્રરૂપે, સ્પર્શે. વળી સાધક વીતરાગ ભાવે અને યથાખ્યાત ચારિત્ર્યપણે રહે. પરંતુ અહીંયાંથી આત્માનો આગળ વિકાસ બંધ થાય છે અધઃપતન અવશ્ય થાય છે. જો આ ગુણસ્થાને રહી કાળ કરે તો અનુત્તર વિમાનમાં ઊપજે. ત્યાંથી મનુષ્ય ભાવ કરી મોક્ષ જાય.

જો સૂક્ષ્મ લોભનો ઉદય થાય તો કષાય અગ્નિ ઉપશમાવ્યો હતો તે પુનઃ પ્રગટે, પછી આત્મા પડે, તો પહેલા ગુણસ્થાન સુધી પણ પહોંચે, એટલે કે પતનના ચક્રમાં પાછો ફરે છે અથવા આઠમા ગુણસ્થાન સુધી પડી પુનઃ ક્ષપકશ્રેણી માડી કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. સ્થિતિ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની.

અહીંયાં બંધ એક જ કર્મનો, અને તે પણ સાતા વેદનીયનો પડે

## ૧૨ ક્ષીણ મોહનીય.

અહીંયાં દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય કર્મની કુલ ૨૮ પ્રકૃતિનો ક્ષય થઈ જાય છે, તેથી ક્ષીણ મોહનીય ગુણસ્થાન કહેવાય અહીંયાંથી પતન થતું નથી

જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ અંતર્મુહૂર્તની હોઇ, અંતર્મુહૂર્ત જેટલા કાળમાં વીતરાગની પરાકાષ્ટા સાધી આત્મા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મોનો ક્ષય કરણોદ્યમ કરી, તેરમા ગુણસ્થાનના પહેલા સમયે ક્ષય કરી સંપૂર્ણ જ્ઞાન જ્યોતિ–કેવળ જ્ઞાન અને કેવળ દર્શન પ્રાપ્ત કરે છે આ ગુણસ્થાને કાળ કરવો નથી, પુનઃ જન્મવાનું નથી.

ક્ષપક શ્રેણી, ક્ષાયક ભાવ, ક્ષાયક સમ્યકત્વ, ક્ષાયક યથાખ્યાત ચારિત્ર, કરણ સત્ય, જોગ સત્ય, ભાવ સત્ય સહિત, અમાયી, અકષાયી, વીતરાગી, મહાજ્ઞાની, મહાધ્યાની, ભાવ નિર્ગંથ, મહાતપસ્વી, મહાસુશીલ, અમોહી, અવિકારી, સંપૂર્ણ ભવિતાત્મા અંતર્મુહૂર્તમાં કેવળી બને છે.

અહીંયાં બંધ એક જ કર્મનો, અને તે પણ સાતા વેદનીયનો પડે

## ૧૩ સયોગી કેવળી

આ ગુણસ્થાને ચાર ઘનઘાતી કર્મ (જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય)ના ક્ષયને લીધે વીતરાગ દશા પ્રગટવા સાથે સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે. આ સ્થાનમાં યોગ (જોગ) એટલે મન, વચન, કાયાના વ્યાપારો હોય છે તેથી સયોગી કેવળી કહેવાય છે.

સયોગી કેવળી દશ બોલ સહિત વિચરે તે—

૧ સયોગી
૨ સશરીરી
૩ સલેશ્યી
૪ શુકલ લેશ્યી
૫ યથાખ્યાત ચારિત્ર
૬ ક્ષાયક સમ્યકત્વ
૭ પંડિત વીર્ય
૮ શુકલ ધ્યાન
૯ કેવળ જ્ઞાન
૧૦ કેવળ દર્શન

આ દશ બોલ સહિત જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ દેશે (૮॥ વર્ષ) ઉણા ક્રોડ પૂર્વ વર્ષ સુધી કેવળી ભગવંત વિચરે, ઘણા જીવોને તારે, પ્રતિબોધે.

અહીંયાં તીર્થંકર ભગવાન અને સામાન્ય કેવળી ભગવાન એમ બે કોટીના મહા ઉત્તમ પુરુષો રહેલા હોય છે. અહીંયાંથી આત્મા ચૌદમે ગુણસ્થાને જઇ અયોગી બને. અહીંયાં કેવળ એક શાતા વેદનીય કર્મનો બંધ છે, તે ભગવાન પહેલે સમયે બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે નિર્જરે

## ૧૪ અયોગી કેવળી

આ ગુણસ્થાને આત્મા મન, વચન અને કાયાના યોગને રૂંધી, શ્વાસોશ્વાસનો નિરોધ કરી, સકળ ગિરીના રાજા મેરૂની પેઠે અચળ, અડોલ, શૈલેશીપણે રહી, રૂપાતીત પરમ શુકલ ધ્યાન ધ્યાતા પાંચ લઘુ અક્ષર ઉચ્ચાર કાળ પ્રમાણ, ૭ બોલ સહિત વિચરી, તે સાત બોલ–

૧ સશરીરી ૨ યથાખ્યાતચારિત્ર ૩ ક્ષાયક સમ્યકત્વ ૪ પંડિત વીર્ય ૫ શુકલ ધ્યાન ૬ કેવળ જ્ઞાન ૭ કેવળ દર્શન

એ સાત બોલ સહિત વિચરી, ચાર અઘાતી કર્મ–

૧ વેદનીય ૨ આયુષ્ય ૩ નામ ૪ ગોત્ર

ને ક્ષીણ કરી, મુકિત પદ પામે, ત્યારે આત્મા ધનુષ્યમાંથી છૂટેલા તીરની જેમ, અન્ય આકાશ પ્રદેશને ન અવગાહતો, અણુ ફરસતો, એક સમય માત્રમાં ઊર્ધ્વ ગતિ, અવિગ્રહ, ગતિએ સિદ્ધક્ષેત્રે જઇ સાકારોપયોગે ( જ્ઞાનના ઉપયોગે ) સિદ્ધ થાય, બુદ્ધ થાય, પારંગત થાય, પરંપરાગત થાય, સકળ કાર્ય અર્થ સાધી, કૃતકૃતાર્થ, નિષ્ઠિતાર્થ અતુલ્ય સુખસાગર નિર્મગ્ન સાદી અનંત ભાગે સિદ્ધ થાય

અયોગી તે યોગ રહિત કેવળજ્ઞાન સહિત વિચરે માટે અયોગી કેવળી કહેવાય તે સિદ્ધ પદનું ભાવ સ્મરણ, ચિંતન, મનન સદાકાળ આપણને હજો.

## તીર્થંકર દેવના ગુણસ્થાનો

તીર્થંકર નામ ગોત્ર કેવળ ચાર ગુણસ્થાનોએ જ બંધાય તે ચાર ગુણસ્થાન આ પ્રમાણે :– ૪થું અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ. ૫મું દેશ વિરતિ સમ્યગ્ દૃષ્ટિ ૬ઠું પ્રમત્ત સંયતિ ૭મું અપ્રમત્ત સંયતિ.

શેષ ગુણસ્થાને ન બંધાય. તીર્થંકર દેવ નવ ગુણ સ્થાનો ફરસે તે આ પ્રમાણે:- ૪, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૨, ૧૩, અને ૧૪

## સત્તાદ્વાર

પહેલા ગુણસ્થાનથી તે અગિયારમા ગુણસ્થાન સુધી આઠેય કર્મોની સત્તા છે. બારમે ગુણસ્થાને સાત કર્મોની સત્તા છે, તે એક મોહનીય કર્મ વર્જીને, તેરમે અને ચૌદમે ગુણસ્થાને ચાર કર્મોની સત્તા છે તે વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર

## બંધ દ્વાર

પહેલે ગુણસ્થાનથી સાતમા ગુણસ્થાન સુધી, તેમાં ત્રીજું ગુણ-સ્થાન વર્જીને આઠ કર્મનો બંધ પડે ત્રીજે આઠમે અને નવમે ગુણ-સ્થાને સાત કર્મ બાંધે, તે આયુષ્ય વર્જીને. દસમે ગુણસ્થાને છ કર્મો બાંધે તે આયુષ્ય અને મોહનીય કર્મો વર્જીને. અગિયારમે, બારમે અને તેરમે ગુણસ્થાને એક શાતા વેદનીય કર્મ જ બાંધે. ચૌદમે ગુણસ્થાને બધ નથી

## ઉદય દ્વાર

પહેલા ગુણસ્થાનથી દસમા ગુણસ્થાન સુધી આઠેય કર્મોનો ઉદય અને આઠેય વેદે અગિયારમે અને બારમે ગુણસ્થાને સાત કર્મોનો ઉદય અને સાતેય વેદે તે મોહનીય કર્મ વર્જીને તેરમે અને ચૌદમે ગુણસ્થાને ચાર કર્મોનો ઉદય અને ચાર વેદે તે વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર.

## ઉદીરણા દ્વાર

પહેલા ગુણસ્થાનથી સાતમા ગુણસ્થાન સુધી આઠેય કર્મની ઉદીરણા કરે. અને સાત કરે તો આયુષ્ય વર્જીને આઠમે અને નવમે ગુણસ્થાને સાત કર્મની ઉદીરણા તે આયુષ્ય વર્જીને, અને છની કરે તો આયુષ્ય અને મોહનીય કર્મ વર્જીને દશમે ગુણસ્થાને છ કર્મોની ઉદીરણા કરે તો આયુષ્ય અને મોહનીય એ બે કર્મો વર્જીને, અને પાંચની કરે તો આયુષ્ય મોહનીય અને વેદનીય એ ત્રણ વર્જીને. અગિયારમે અને બારમે ગુણસ્થાને પાંચ કર્મોની ઉદીરણા તે આયુષ્ય

મોહનીય અને વેદનીય, વર્જીને અને બેની કરે તો નામ અને ગોત્રની કરે. તેરમે ગુણસ્થાને બે કર્મોની ઉદીરણા કરે તે નામ અને ગોત્રની. ચૌદમે ગુણસ્થાને ઉદીરણા કરે નહિ.

## નિર્જરાદ્વાર

પહેલા ગુણસ્થાનથી અગિયારમા ગુણસ્થાન સુધી આઠેય કર્મોની નિર્જરા છે. બારમે ગુણસ્થાને સાત કર્મોની નિર્જરા છે તે મોહનીય કર્મ વર્જીને. તેરમે અને ચૌદમે ગુણસ્થાને ચાર કર્મોની નિર્જરા છે, તે વેદનીય. આયુષ્ય, નામ અને ગોત્ર

## લેશ્યા દ્વાર

પહેલા ગુણસ્થાનથી છઠ્ઠા ગુણસ્થાન સુધી છએ લેશ્યા લાભે તે કૃષ્ણ, નીલ, કાપેતા, તેજો, પદ્મ અને શુકલ લેશ્યા

સાતમે ગુણસ્થાને ત્રણ શુભ લેશ્યા જ લાભે, તે તેજો, પદ્મ અને શુકલ લેશ્યા.

આઠમા ગુણસ્થાનથી બારમા ગુણસ્થાન સુધી એક શુકલ લેશ્યાજ લાભે.

તેરમે ગુણસ્થાને કેવળી અને તીર્થંકર પ્રભુને એક પરમ શુકલ લેશ્યા જ લાભે ચૌદમુ ગુણસ્થાન અલેશ્યી છે, ત્યા લેશ્યા નથી.

## શાશ્વતા ગુણસ્થાનો

૧, ૪, ૫, ૬, અને ૧૩ એ પાંચ શાશ્વતા ગુણસ્થાનો છે, એટલે કે કોઇ સમય એવો જતો નથી જ્યારે કોઇ એકાદ આત્માએ પણ આ ગુણસ્થાનોમાનું કોઇ પણ ગુણસ્થાન સ્પર્શેલું ન હોય. શેષ નવ ગુણસ્થાનો અશાશ્વતા છે.

## સંઘયણ

પહેલા ગુણસ્થાનથી સાતમા ગુણસ્થાન સુધી છ સંઘયણ છે, તે વજ્રઋષભ નારાચ સંઘયણ, ઋષભ નારાચ સંઘયણ, નારાચ સંઘયણ, અર્ધ નારાચ સંઘયણ, કિલિકા સંઘયણ અને છેવટુ સંઘયણ. આઠમાથી ચૌદમા ગુણસ્થાન સુધી એક વજ્રઋષભ નારાચ સંઘયણ છે.

## સાહારણ

આર્યાજી, અવેદી, પરિહાર વિશુદ્ધ ચારિત્રવંત, પુલાક લબ્ધિવંત અપ્રમાદી સાધુ, ચૌદપૂર્વી સાધુ, આહારક શરીરી તે સાતનું કોઇ દેવતા સાહારણ (હરણ) કરી શકે નહિ

## સમાપ્ત

## જાન્યુઆરી (પચ્ચક્ખાણ પાળવા માટેનું કાયમી કોષ્ટક) માર્ચ

### જાન્યુઆરી

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી. | નોકારસી ક. મી. | પોરસી ક મી | બે પોરસી ક મી | ત્રણ પોરસી ક મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૨૭ | ૬ ૧૪ | ૮ ૧૫ | ૧૦ ૯ | ૧૨ ૫ | ૧૫ ૩૩ |
| ૫ | ૭ ૨૮ | ૬ ૧૬ | ૮ ૧૬ | ૧૦ ૧૦ | ૧૨ ૫૨ | ૧૫ ૩૪ |
| ૧૦ | ૭ ૨૯ | ૬ ૨૦ | ૮ ૧૭ | ૧૦ ૧૨ | ૧૨ ૫૫ | ૧૫ ૩૮ |
| ૧૫ | ૭ ૩૦ | ૬ ૨૩ | ૮ ૧૮ | ૧૦ ૧૩ | ૧૨ ૫૭ | ૧૫ ૪૧ |
| ૨૦ | ૭ ૩૦ | ૬ ૨૬ | ૮ ૧૮ | ૧૦ ૧૪ | ૧૨ ૫૮ | ૧૫ ૪૨ |
| ૨૫ | ૭ ૨૯ | ૬ ૩૦ | ૮ ૧૭ | ૧૦ ૧૪ | ૧૩ ૦ | ૧૫ ૧૬ |
| ૩૦ | ૭ ૨૭ | ૬ ૩૩ | ૮ ૧૫ | ૧૦ ૧૪ | ૧૩ ૦ | ૧૫ ૪૬ |

### માર્ચ

| તારીખ | સુર્યોદય ક. મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક. મી. | પોરસી ક મી | બે પોરસી ક મી. | ત્રણપોર ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૧૧ | ૬ ૪૯ | ૭ ૫૯ | ૧૦ ૬ | ૧૩ ૦ | ૧૫ ૫૪ |
| ૫ | ૭ ૭ | ૬ ૫૧ | ૭ ૫૫ | ૧૦ ૩ | ૧૨ ૫૯ | ૧૫ ૫૫ |
| ૧૦ | ૭ ૩ | ૬ ૫૩ | ૭ ૫૧ | ૧૦ ૧ | ૧૨ ૫૮ | ૧૫ ૫૫ |
| ૧૫ | ૬ ૫૮ | ૬ ૫૫ | ૭ ૪૬ | ૯ ૫૭ | ૧૨ ૫૭ | ૧૫ ૫૭ |
| ૨૦ | ૬ ૫૪ | ૬ ૫૬ | ૭ ૪૨ | ૯ ૫૫ | ૧૨ ૫૫ | ૧૫ ૫૭ |
| ૨૫ | ૬ ૪૮ | ૬ ૫૯ | ૭ ૩૬ | ૯ ૫૧ | ૧૨ ૫૪ | ૧૫ ૫૭ |
| ૩૦ | ૬ ૪૩ | ૭ ૦ | ૭ ૩૧ | ૯ ૪૩ | ૧૨ ૫૨ | ૧૫ ૫૭ |

### ફેબ્રુઆરી

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી. | નોકારસી ક મી | પોરસી ક મી | બે પોરસી ક મી | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૨૭ | ૬ ૩૫ | ૮ ૧૫ | ૧૦ ૧૪ | ૧૩ ૧ | ૧૫ ૪૭ |
| ૫ | ૭ ૨૫ | ૬ ૩૭ | ૮ ૧૩ | ૧૦ ૧૩ | ૧૩ ૧ | ૧૫ ૪૯ |
| ૧૦ | ૭ ૨૩ | ૬ ૩૯ | ૮ ૧૧ | ૧૦ ૧૨ | ૧૩ ૧ | ૧૫ ૫૦ |
| ૧૫ | ૭ ૨૦ | ૬ ૪૩ | ૮ ૮ | ૧૦ ૧૧ | ૧૩ ૧ | ૧૫ ૫૧ |
| ૨૦ | ૭ ૧૭ | ૬ ૪૫ | ૮ ૫ | ૧૦ ૯ | ૧૩ ૨ | ૧૫ ૫૫ |
| ૨૫ | ૭ ૧૪ | ૬ ૪૮ | ૮ ૨ | ૧૦ ૮ | ૧૩ ૧ | ૧૫ ૫૪ |
| ૩૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### એપ્રીલ

| તારીખ | સુર્યોદય ક મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક મી | પોરસી ક મી | બે પોરસી ક. મી | ત્રણપોરસી ક મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૪૨ | ૭ ૦ | ૭ ૩૦ | ૯ ૪૭ | ૧૨ ૫૧ | ૧૫ ૫૫ |
| ૫ | ૬ ૩૮ | ૭ ૨ | ૭ ૨૬ | ૯ ૪૪ | ૧૨ ૫૦ | ૧૫ ૫૬ |
| ૧૦ | ૬ ૩૫ | ૭ ૨ | ૭ ૨૩ | ૯ ૪૨ | ૧૨ ૪૯ | ૧૫ ૫૬ |
| ૧૫ | ૬ ૩૦ | ૭ ૫ | ૭ ૧૮ | ૯ ૩૯ | ૧૨ ૪૮ | ૧૫ ૫૭ |
| ૨૦ | ૬ ૨૫ | ૭ ૮ | ૭ ૧૩ | ૯ ૩૬ | ૧૨ ૪૭ | ૧૫ ૫૮ |
| ૨૫ | ૬ ૨૧ | ૭ ૯ | ૭ ૯ | ૯ ૩૩ | ૧૨ ૪૫ | ૧૫ ૫૭ |
| ૩૦ | ૬ ૧૮ | ૭ ૧૧ | ૭ ૬ | ૯ ૩૧ | ૧૨ ૪૫ | ૧૫ ૫૯ |

## મે

| તારીખ | સુર્યોદય ક. | મી. | સુર્યાસ્ત ક. | મી. | નોકારસી ક. | મી. | પોરસી ક. | મી. | બે પોરસી ક. | મી | ત્રણ પોરસી ક. | મી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૧૬ | ૭ | ૧૨ | ૭ | ૪ | ૯ | ૩૦ | ૧૨ | ૪૪ | ૧૫ | ૫૮ |
| ૫ | ૬ | ૧૪ | ૭ | ૧૪ | ૭ | ૨ | ૯ | ૨૯ | ૧૨ | ૪૪ | ૧૫ | ૫૯ |
| ૧૦ | ૬ | ૧૧ | ૭ | ૧૬ | ૬ | ૫૯ | ૯ | ૨૭ | ૧૨ | ૪૪ | ૧૬ | ૧ |
| ૧૫ | ૬ | ૯ | ૭ | ૧૭ | ૬ | ૫૭ | ૯ | ૨૬ | ૧૨ | ૪૩ | ૧૬ | ૧ |
| ૨૦ | ૬ | ૭ | ૭ | ૧૯ | ૬ | ૫૫ | ૯ | ૨૫ | ૧૨ | ૪૩ | ૧૬ | ૧ |
| ૨૫ | ૬ | ૬ | ૭ | ૨૧ | ૬ | ૫૪ | ૯ | ૨૫ | ૧૨ | ૪૪ | ૧૬ | ૩ |
| ૩૦ | ૬ | ૪ | ૭ | ૨૫ | ૬ | ૫૨ | ૯ | ૨૪ | ૧૨ | ૪૫ | ૧૬ | ૫ |

## જુન

| તારીખ | સુર્યોદય ક. | મી. | સુર્યાસ્ત ક | મી. | નોકારસી ક | મી. | પોરસી ક | મી | બે પોરસી ક. | મી | ત્રણ પોરસી ક. | મી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૪ | ૭ | ૨૫ | ૬ | ૫૨ | ૯ | ૨૪ | ૧૨ | ૪૫ | ૧૬ | ૬ |
| ૫ | ૬ | ૪ | ૭ | ૨૭ | ૬ | ૫૨ | ૯ | ૨૫ | ૧૨ | ૪૬ | ૧૬ | ૭ |
| ૧૦ | ૬ | ૪ | ૭ | ૨૮ | ૬ | ૫૨ | ૯ | ૨૫ | ૧૨ | ૪૬ | ૧૬ | ૭ |
| ૧૫ | ૬ | ૪ | ૭ | ૩૦ | ૬ | ૫૨ | ૯ | ૨૬ | ૧૨ | ૪૭ | ૧૬ | ૮ |
| ૨૦ | ૬ | ૫ | ૭ | ૩૧ | ૬ | ૫૩ | ૯ | ૨૭ | ૧૨ | ૪૮ | ૧૬ | ૯ |
| ૨૫ | ૬ | ૬ | ૭ | ૩૨ | ૬ | ૫૪ | ૯ | ૨૮ | ૧૨ | ૪૯ | ૧૬ | ૧૦ |
| ૩૦ | ૬ | ૭ | ૭ | ૩૩ | ૬ | ૫૫ | ૯ | ૨૯ | ૧૨ | ૫૦ | ૧૬ | ૧૧ |

## જુલાઇ

| તારીખ | સુર્યોદય ક. | મી. | સુર્યાસ્ત ક | મી | નોકારસી ક. | મી. | પોરસી ક. | મી. | બે પોરસી ક | મી. | ત્રણ પોરસી ક. | મી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૮ | ૭ | ૩૩ | ૬ | ૫૬ | ૯ | ૨૯ | ૧૨ | ૫૧ | ૧૬ | ૧૩ |
| ૫ | ૬ | ૯ | ૭ | ૩૩ | ૬ | ૫૭ | ૯ | ૩૦ | ૧૨ | ૫૧ | ૧૬ | ૧૨ |
| ૧૦ | ૬ | ૧૧ | ૭ | ૩૩ | ૬ | ૫૯ | ૯ | ૩૨ | ૧૨ | ૫૨ | ૧૬ | ૧૨ |
| ૧૫ | ૬ | ૧૩ | ૭ | ૩૩ | ૭ | ૧ | ૯ | ૩૩ | ૧૨ | ૫૩ | ૧૬ | ૧૩ |
| ૨૦ | ૬ | ૧૪ | ૭ | ૩૩ | ૭ | ૨ | ૯ | ૩૪ | ૧૨ | ૫૩ | ૧૬ | ૧૨ |
| ૨૫ | ૬ | ૧૭ | ૭ | ૨૯ | ૭ | ૫ | ૯ | ૩૫ | ૧૨ | ૫૩ | ૧૬ | ૧૧ |
| ૩૦ | ૬ | ૧૯ | ૭ | ૨૭ | ૭ | ૭ | ૯ | ૩૬ | ૧૨ | ૫૩ | ૧૬ | ૧૦ |

## ઓગસ્ટ

| તારીખ | સુર્યોદય ક | મી. | સુર્યાસ્ત ક | મી. | નોકારસી ક. | મી | પોરસી ક | મી | બે પોરસી ક. | મી. | ત્રણ પોરસી ક | મી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૧૯ | ૭ | ૨૭ | ૭ | ૭ | ૯ | ૩૬ | ૧૨ | ૫૩ | ૧૬ | ૧૦ |
| ૫ | ૬ | ૨૧ | ૭ | ૨૪ | ૭ | ૯ | ૯ | ૩૭ | ૧૨ | ૫૩ | ૧૬ | ૯ |
| ૧૦ | ૬ | ૨૩ | ૭ | ૨૧ | ૭ | ૧૧ | ૯ | ૩૮ | ૧૨ | ૫૨ | ૧૬ | ૬ |
| ૧૫ | ૬ | ૨૫ | ૭ | ૧૮ | ૭ | ૧૩ | ૯ | ૩૮ | ૧૨ | ૫૨ | ૧૬ | ૬ |
| ૨૦ | ૬ | ૨૭ | ૭ | ૧૪ | ૭ | ૧૫ | ૯ | ૩૯ | ૧૨ | ૫૧ | ૧૬ | ૪ |
| ૨૫ | ૬ | ૨૮ | ૭ | ૧૦ | ૭ | ૧૬ | ૯ | ૩૯ | ૧૨ | ૪૯ | ૧૫ | ૫૯ |
| ૩૦ | ૬ | ૩૧ | ૭ | ૫ | ૭ | ૧૯ | ૯ | ૪૦ | ૧૨ | ૪૮ | ૧૫ | ૫૬ |

## સપ્ટેમ્બર

| તારીખ | સુર્યોદય ક. મી | સુર્યાસ્ત ક. મી | નોકારસી ક. મી | પોરસી ક. મી | બે પોરસી ક. મી | ત્રણપોરસી ક. મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૩૧ | ૭ ૩ | ૭ ૧૯ | ૯ ૩૯ | ૧૨ ૪૬ | ૧૫ ૫૫ |
| ૫ | ૬ ૩૨ | ૬ ૫૮ | ૭ ૨૦ | ૯ ૩૯ | ૧૨ ૪૫ | ૧૫ ૫૧ |
| ૧૦ | ૬ ૩૨ | ૬ ૫૬ | ૭ ૨૦ | ૯ ૩૮ | ૧૨ ૪૪ | ૧૫ ૫૦ |
| ૧૫ | ૬ ૩૫ | ૬ ૪૯ | ૭ ૨૩ | ૯ ૩૮ | ૧૨ ૪૨ | ૧૫ ૪૬ |
| ૨૦ | ૬ ૩૬ | ૬ ૪૫ | ૭ ૨૪ | ૯ ૩૮ | ૧૨ ૪૧ | ૧૫ ૪૪ |
| ૨૫ | ૬ ૩૭ | ૬ ૪૦ | ૭ ૨૫ | ૯ ૩૮ | ૧૨ ૩૯ | ૧૫ ૪૦ |
| ૩૦ | ૬ ૩૮ | ૬ ૩૬ | ૭ ૨૬ | ૯ ૩૮ | ૧૨ ૩૭ | ૧૫ ૩૬ |

## ઓકટોબર

| તારીખ | સુર્યોદય ક. મી | સુર્યાસ્ત ક. મી | નોકારસી ક. મી | પોરસી ક. મી | બે પોરસી ક. મી. | ત્રણપોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૪૦ | ૬ ૩૪ | ૭ ૨૮ | ૯ ૩૮ | ૧૨ ૩૭ | ૧૫ ૩૬ |
| ૫ | ૬ ૪૦ | ૬ ૩૧ | ૭ ૨૮ | ૯ ૩૮ | ૧૨ ૩૬ | ૧૫ ૩૪ |
| ૧૦ | ૬ ૪૨ | ૬ ૨૫ | ૭ ૩૦ | ૯ ૩૮ | ૧૨ ૩૪ | ૧૫ ૩૦ |
| ૧૫ | ૬ ૪૩ | ૬ ૨૨ | ૭ ૩૧ | ૯ ૩૮ | ૧૨ ૩૩ | ૧૫ ૨૮ |
| ૨૦ | ૬ ૪૫ | ૬ ૧૯ | ૭ ૩૩ | ૯ ૩૯ | ૧૨ ૩૨ | ૧૫ ૨૫ |
| ૨૫ | ૬ ૪૮ | ૬ ૧૪ | ૭ ૩૬ | ૯ ૪૦ | ૧૨ ૩૧ | ૧૫ ૨૨ |
| ૩૦ | ૬ ૫૧ | ૬ ૧૧ | ૭ ૩૯ | ૯ ૪૧ | ૧૨ ૩૧ | ૧૫ ૨૧ |

## નવેમ્બર

| તારીખ | સુર્યોદય ક. મી | સુર્યાસ્ત ક મી | નોકારસી ક મી. | પોરસી ક મી. | બે પોરસી ક મી. | ત્રણપોરસી ક. મી. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ ૫૧ | ૬ ૧૦ | ૭ ૩૯ | ૯ ૪૧ | ૧૨ ૩૧ | ૧૫ ૨૧ |
| ૫ | ૬ ૫૪ | ૬ ૭ | ૭ ૪૨ | ૯ ૪૨ | ૧૨ ૩૧ | ૧૫ ૨૦ |
| ૧૦ | ૬ ૫૭ | ૬ ૫ | ૭ ૪૫ | ૯ ૪૪ | ૧૨ ૩૧ | ૧૫ ૧૮ |
| ૧૫ | ૭ ૦ | ૬ ૩ | ૭ ૪૮ | ૯ ૪૬ | ૧૨ ૩૨ | ૧૫ ૧૮ |
| ૨૦ | ૭ ૩ | ૬ ૨ | ૭ ૫૧ | ૯ ૮ | ૧૨ ૩૩ | ૧૫ ૧૮ |
| ૨૫ | ૭ ૬ | ૬ ૨ | ૭ ૫૪ | ૯ ૫૦ | ૧૨ ૩૪ | ૧૫ ૧૮ |
| ૩૦ | ૭ ૧૦ | ૬ ૧ | ૭ ૫૮ | ૯ ૫૩ | ૧૨ ૩૬ | ૧૫ ૧૯ |

## ડીસેમ્બર

| તારીખ | સુર્યોદય ક. મી. | સુર્યાસ્ત ક મી. | નોકારસી ક મી. | પોરસી ક મી. | બે પોરસી ક મી. | ત્રણપોરસી ક મી |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ ૧૦ | ૬ ૧ | ૭ ૫૮ | ૯ ૫૩ | ૧૨ ૩૬ | ૧૫ ૧૯ |
| ૫ | ૭ ૧૩ | ૬ ૨ | ૮ ૧ | ૯ ૫૫ | ૧૨ ૩૮ | ૧૫ ૨૩ |
| ૧૦ | ૭ ૧૬ | ૬ ૩ | ૮ ૪ | ૯ ૫૮ | ૧૨ ૪૦ | ૧૫ ૨૩ |
| ૧૫ | ૭ ૧૯ | ૬ ૫ | ૮ ૭ | ૧૦ ૧ | ૧૨ ૪૨ | ૧૫ ૨૩ |
| ૨૦ | ૭ ૨૨ | ૬ ૭ | ૮ ૧૦ | ૧૦ ૩ | ૧૨ ૪૫ | ૧૫ ૨૭ |
| ૨૫ | ૭ ૨૪ | ૬ ૧૦ | ૮ ૧૨ | ૧૦ ૬ | ૧૨ ૪૭ | ૧૫ ૨૮ |
| ૩૧ | ૭ ૨૬ | ૬ ૧૨ | ૮ ૧૪ | ૧૦ ૮ | ૧૨ ૪૯ | ૧૫ ૩૦ |

સુર્યઉદય, અસ્ત, નોકારસી, પોરસી, બેપોરસી ત્રણપોરસીમાં નીચે લખેલા ગામ માટે નીચે મુજબ મીનીટ ઉમેરવી તથા ઘટાડવી.

| ગામ | મીનીટ ઉમેરવી | ગામ | મીનીટ ઘટાડવી |
|---|---|---|---|
| પોરબંદર | ૪ | વાંકાનેર | ૧ |
| ગોંડલ | ૦ | વઢવાણ | ૩ |
| જુનાગઢ | ૧ | ધ્રાંગધ્રા | ૩ |
| જામનગર | ૨ | લીંબડી | ૪ |
| મોરબી | ૦ | ચુડા | ૩ |
| જેતપુર | ૦ | પાલીતાણા | ૪ |
| દ્વારકા | ૯ | બોટાદ, ભાવનગર | ૫ |
| | | માંગરોળ, વેરાવળ, પ્રભાસપાટણ | ૫ |

દાખલા તરીકે:-તારીખ ૧ લી ફેબ્રુઆરીના રોજ નીચે પ્રમાણે છે.

| | સુર્ય ઉદય | અસ્ત | નોકારસી | પોરસી | બે પોરસી | ત્રણ પોરસી |
|---|---|---|---|---|---|---|
| | ક. મી | ક. મી. | ક મી | ક મી | ક. મી. | ક. મી |
| રાજકોટ | ૭-૨૭ | ૬-૩૫ | ૮-૧૫ | ૧૦-૧૪ | ૧-૧ | ૧૫-૪૭ |
| જામનગર (૨ મીનીટ વધતાં) | ૭-૨૯ | ૬-૩૭ | ૮-૧૭ | ૧૦-૧૬ | ૧-૩ | ૧૫-૪૯ |
| લીંબડી (ચાર મીનીટ ઘટાડતાં) | ૭-૨૩ | ૬-૩૧ | ૮-૧૧ | ૧૦-૧૦ | ૧૨-૫૭ | ૧૫-૪૩ |

એ મુજબ દરેક ગામ માટે ગણી લેવુ.

જ્ઞાન ભણવાના નક્ષત્રો=મૃગશીર્ષ, આદ્રા, ત્રણ પૂર્વા, મુળ, હસ્ત, અશ્લેષા, ચિત્રા, પુષ્ય.

દિક્ષાના નક્ષત્રો=ત્રણઉતરા, રોહીણી, હસ્ત, અનુરાધા, સતભીષા, પૂર્વાભાદ્રપદ, પુષ્ય, પુનર્વસુ, રેવતી, અશ્વીની, મુળ, શ્રવણ. સ્વાતી એ શુભ છે

ક્રાંકડું-એકમને શનીવાર, બીજને શુક્રવાર, ત્રીજને ગુરૂવાર, ચોથને બુધવાર, પાંચમને મંગળવાર, છઠને સોમવાર, સાતમને રવીવાર આ યોગ વિહાર તથા પ્રવેશમાં ત્યાગનો છે.

સ્થીર નક્ષત્રો-રોહિણી, ત્રણ ઉતરા

રવીયોગ-સુર્ય નક્ષત્રથી ગણતાં દિન નક્ષત્ર સુધી ૪, ૬, ૯, ૧૦, ૧૩, ૨૦ મું નક્ષત્ર રવીયોગ ગણવુ, તે દરેક શુભ કામ તથા પ્રયાણ વીગેરેમાં ઉત્તમ

લોચના નક્ષત્રો-પુનર્વસુ, પુષ્ય, શ્રવણ, ધનીષ્ઠા એ શુભ છે. કૃતિકા, વિશાખા, મઘા, ભરણી એ વર્જ્ય છે. બાકીના નક્ષત્રો મધ્યમ છે. શનીવાર મંગળવાર વર્જ્ય છે રીકતા (૪-૯-૧૪) છઠ, ૮, ૦)) તીથી વર્જ્ય છે

નગર પ્રવેશ-હસ્ત, અશ્વીની, ચિત્રા, અનુરાધા, ઉતરા ત્રણ, રોહીણી, પુષ્ય, મુળ, મૃગશીર્ષ, રેવતી નક્ષત્ર, સોમ બુધ ગુરૂ શુક્ર રવીવાર શુભ છે.

સ્થાનકવાસી જૈન સંપ્રદાય દરેક તિથી સાંજના સમયે જે પ્રવર્તીમાન હોય તેજ ધર્મ કાર્યમાં દાખલ કરે છે.